'વિવિધ ગ્રંથમાળા' વર્ષ ૧૫ મું–સળંગ ગ્રંથાંક ૧૮૭થી
૧૮૮, વિભાગ બીજાનો ગ્રંથાંક ૭થી૮, સંવત ૧૯૯૧



# छोटमनी वाणी

ग्रंथ १ लो

## भाग १ थी ४

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ–અખંડાનંદ
સ્થળ: અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૨૬૪, પ્રત ૩૩૦૦, સં૦ ૧૯૮૨
છૂટક મૂલ્ય બાર આના. પાકું ૧,
અન્ય સ્થાનના વેચનાર ખર્ચજોગું વધુ લેશે.

# નિવેદન

એકાદ ઉજ્જડ, ખરબચડો અને શુષ્ક પ્રદેશ પણ કોઇ એક મોટી નદીની સાથે નહેરદ્વારા સંબંધમાં આવતાં લીલોછમ, વસ્તીવાળો, ઉપજાઉ અને આસપાસના સ્થળોમાટે ઉપકારક બની રહે છે; તેમ સર્વ સુખ અને ઐશ્વર્યના સાગર રૂપ સચ્ચિદાનંદ પ્રભુનો સંબંધ–સાક્ષાત્કાર થવાથી કૃતકૃત્ય બની તેનીજ નિષ્ઠામાં આયુષ્ય વીતાવનારા પરમવંદનીય જીવન્મુકતોના મન, વાણી અને કર્મ, અનેક ગુણવૃક્ષોની વાટિકારૂપ બની અસંખ્યાત માનવોને જ્ઞાન ચારિત્રરૂપી સૌંદર્ય અને સૌરભ આપનારાં થઇ રહે છે. સંત કવિઓના અને અન્ય સામાન્ય માનવોનાં જીવનકવનની કક્ષા અને અસરોમા જે મોટો તફાવત હોય છે, તે શાથી હોય છે અને આવા સંત કવિઓની વાણી તરફ સામાન્ય જનતા શામાટે આકર્ષિત રહે છે તથા આ સંસ્થા શામાટે તેવી વાણીના પ્રચાર તરફ ધ્યાન આપે છે, તે આ ઉપરથી સ્પષ્ટ થશે. આ પ્રમાણે પોતાના અતિ હિતાવહ જીવનકવનવડે માનવસમાજને વાસ્તવ સુખના સત્પંથે વાળવાવાળા બ્રહ્મવિદ્ જીવન્મુકતોની વાણીમાટે ઠીકજ કહેલું છે કે:—

બ્રહ્મરૂપ અહિ બ્રહ્મવિદ્, તાકી બાની બેદ;<br>
ભાષા અથવા સંસ્કૃત, કરત ભેદ ભ્રમ છેદ.

વળી અત્યારની લોકસ્થિતિમાં તો સંસ્કૃત કરતાં પ્રાકૃત સંતવાણીની ઉપકારકતા વધારેજ છે. સંસ્કૃત ગ્રંથો સમજી શકે એવો અત્યારે ભાગ્યે હજારે એકાદ માણસ હશે; અને પ્રાકૃત ટીકાદ્વારા સમજનારા બહુ તો સેંકડે એકાદ હશે; પરંતુ માતૃભાષામાં માતાના પયપાનની સાથે પાઇ શકાતી આ સરલ-સુગમ્ય સંતવાણી તો ભણેલા તેમજ અભણ સર્વ કોઇને ભોગ પડી શકે છે. સંસ્કૃતનો પ્રચાર અને બ્રાહ્મણોનું બ્રાહ્મણપણું વધારે ઘટવા માંડયા પછી સામાન્ય જનતાના ધર્મનીતિની રક્ષા વિશેષ કરીને આવા–કબીર, દાદુ, નરસિંહ, મીરાં, નાનક, જ્ઞાનદેવ, તુકારામ, તુલસી, સૂરદાસ, વગેરે–સંતમહાત્માઓના જીવનકવનવડેજ થઇ છે; નહિ તે વેદવાકય સાંભળી જનાર શૂદ્રના કાનમાં ઉકાળેલ સીસું રેડાવવા માગનારાઓએ તો હિંદુત્વની જડ પણ રહેવા દીધી હોત નહિ અને તેમનાં પોતાનાં સંતાન કયારનાં જનોઇચોટી પૂરવારી અલ્લા અલ્લા પોકારતાં હોત ! હૃદયના ઉંડાણ તથા જ્ઞાનચારિત્ર્યમાંથી ઉદ્‌ભવેલી અને સાક્ષાત્ વેદવાક્યોનેજ વદી રહેલી આ સંતવાણી ગમે તેવા નાનકડા ગામમાં અને એક અક્ષરસુદ્ધાં લખી વાંચી ન જાણે એવાના મુખથી પણ સાંભળવાની મળે અને વ્યવહાર પરમાર્થ તથા ધર્મ-નીતિના બોધસાથે સંગીતજન્ય આનંદ પણ પ્રાપ્ત થાય તથા વારંવાર સાંભ-

ળવાનું ગુંજન કરવાનું અને યાદ કરવાનું મન પણ આપોઆપજ થયા કરે!

દેશની અમૂલ્ય સંપત્તિરૂપ આવી સંતવાણીને ગાવાસાંભળવાની વંશ પરંપરાગત આવડત અને કાળજી આ મહા વિઘાતક સૈકામાં તો સેંકડે નેવું ટકા ઘટી ગઇ છે અને આ ગોટપીટ ગોખાવી રહેલા આગેવાનોની આંખ નહિજ ઉઘડે તો અન્ય અનેક ઉપકારક બાબતોની સાથે તેનો સમૂળો નાશ થવો પણ દૂર નથી. હજીસુધી તો કોઇ કોઇ અંત્યજ ભક્તો પણ એ સંતવાણીને એવા પ્રેમથી, મધુરતાથી અને મૂળ સંતોની સુલલિત લ્હેથી ગાતા દેખાય છે કે તે જોઇને આવીમહત્વની સંપત્તિ ગુમાવી બેસવા બદલ હાલના સુશિક્ષિત ગણાતા અને ઉચ્ચ વર્ણના અભિમાનમા ડુબી રહેલા માણસોને શરમાવું પડે.

ગુજરાતમા અખો, પ્રીતમ, નરસિંહ મહેતા, ભોજો ભગત વગેરે જે અનેક સંતકવિઓની વાણી વિશેષ પ્રચલિત છે, તેમાં મહાત્મા છોટમની વાણી પણ સારી પેઠે લોકપ્રિય છે. તેમનાં રચેલાં પદ્ય ઘોળ ભજનોની આવૃત્તિઓ "છોટમકૃત કીર્તનમાળા ભાગ ૧–૨–૩" એ નામથી અત્યારસુધીમા જૂદા જૂદા બુકસેલરોદ્વારા નીકળી ચૂકી છે અને હજી પણ વેચાય છે; પરંતુ છપાઇ, બંધાઈ, કાગળ કે શુદ્ધિ તરફ લક્ષ નથી અપાતું. આથી આ સંસ્થાએ એ વાણી આ પુસ્તકદ્વારા બને તેટલા શુદ્ધ અને સારા રૂપમાં પ્રસિદ્ધ કરવા યત્ન કર્યો છે.

આ આવૃત્તિના સંશોધન સમયે સમજવી અને સુધારવી મુશ્કેલ પડેલી એવી આગલી આવૃત્તિઓમાંની સુધારવામાં આવેલી અશુદ્ધિ પૈકી થોડીકના નમુના નીચે આપ્યા છે. એમા અશુદ્ધ અને શુદ્ધ કરાયલા શબ્દો કાળા અક્ષરમા છાપેલા છે. તે ઉપરથી એ કાર્ય કેવું મગજમારીનું છે, તે જણાશે. કોઈ કોઇ ઠેકાણે એ અશુદ્ધિઓ નહિ ઉકલવાથી જેમની તેમ પણ રહેવા દેવી પડી છે.

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| **કારણોવાધિમાં** ચૈતન આવે | **કારણોપાધિમાં** ચૈતન આવે |
| **કર્યોપારધી તો** જીવ કહાવે | **કાર્યોપાધિ તો** જીવ કહાવે |
| એ જગ **સકલરે નકી** સપના | એ જગ **સકલ રેનકા** સપના |
| મલિન દેહ **અવિશુદ્ધમતા હૈ** | મલિન દેહ **વિશુદ્ધ આતમ હૈ** |

મહાત્મા છોટમકૃત જે વધુ ભજનકીર્તન પ્રાપ્ત થયા, તે પણ આ પુસ્તકમા ચોથો ભાગ વધારીને તેના પેટામા ઉમેરી લીધા છે. છોટમની બીજી પણ ઉપકારક વાણી હજી પ્રસિદ્ધ થવી બાકી છે અને પ્રભુ-ઇચ્છા તો તે પણ સત્વર પ્રસિદ્ધ થશે. જેની સાથે મહાત્મા છોટમવિષે પણ બનતી હકીકત અપાશે.

પ્રત્યેક પદ્યની પહેલી લીટી સાથેની જે લંબાણુ અનુક્રમણિકા આપી છે, તે પણ વાચકબંધુઓને ઠીક ઉપયોગી થવા આશા છે. **ॐतत्सत्**

પોષ માસ–સં૦ ૧૯૮૨ **ભિક્ષુ–અખંડાનંદ**

# अनुक्रमणिका

## વિભાગ પહેલો

| ક્રમાંક | કીર્તનની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧૪૧ | જે ઉપજે તે પ્રભુથી ઉપજે… … … | ૮૦ |
| ૧૪૨ | શામળિયો છે સૌની સામો… … … | ૮૦ |
| ૧૪૩ | આજ અનોપમ જ્ઞાન ઉપન્યું … … | ૮૧ |
| ૧૪૪ | જોને જાગી જીવ અભાગી … … … | ૮૧ |
| ૧૪૫ | કાળતણા ભયથી સૌ કંપે … … … | ૮૨ |
| ૧૪૬ | સ્મરૂં સૃષ્ટિનો સૃજનાર … … … | ૮૨ |
| ૧૪૭ | માનવનું સુધરે મન … … … | ૮૪ |
| ૧૪૮ | ચેતીને ચાલો રાજ … … … | ૮૫ |
| ૧૪૯ | સમજણ સાધન રે … … … | ૮૫ |
| ૧૫૦ | સાચો બેલી રે … … … … | ૮૬ |
| ૧૫૧ | સગપણ સાચું રે… … … … | ૮૬ |
| ૧૫૨ | મહિમા મોટો રે … … … … | ૮૭ |
| ૧૫૩ | દર્શન દેજો રે … … … … | ૮૭ |
| ૧૫૪ | પ્રભુભજનવિના પલક જાય છે વૃથા જો … | ૮૮ |
| ૧૫૫ | ભેદ જાણ્યા વિના ભમે શું ભૂલમા જો … | ૮૮ |
| ૧૫૬ | બારે રાશિએ બાધ્યા છે જીવ જંત્રમાં જો … | ૮૯ |
| ૧૫૭ | મહાપદ લાધ્યુ રે જેને … … … | ૮૯ |
| ૧૫૮ | સમરથ સદ્દગુરુ રે, દાતા … … … | ૯૦ |
| ૧૫૯ | સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે … … | ૯૦ |
| ૧૬૦ | પ્રાણી પામ્યો રે … … … … | ૯૧ |
| ૧૬૧ | રસિયા જનને રે … … … … | ૯૧ |
| ૧૬૨ | નિજ કર્તાનો રે … … … … | ૯૨ |
| ૧૬૩ | હરિકરુણામા રે … … … … | ૯૨ |
| ૧૬૪ | સાભળ રે મન … … … … | ૯૩ |
| ૧૬૫ | કાયા કુંજગલી છે વૃંદાવન જો … … | ૯૪ |
| ૧૬૬ | શ્રુતિ શાસ્ત્રમા કહ્યો સનાતન ધર્મ … … | ૯૫ |
| ૧૬૭ | આનંદસાગર અખિલ ભુવનના તાત … … | ૯૬ |
| ૧૬૮ | માથે મોટું મરણતણું છે સાલ … … | ૯૭ |
| ૧૬૯ | વારૂં છું મનડા રે તુજને વળી વળી… … | ૯૮ |
| ૧૭૦ | મારગડો ઝાલો, રે મહાપુરુષોતણો … … | ૯૯ |
| ૧૭૧ | ભક્તિ ના ભાવે તે જીવ અભાગિયા… … | ૧૦૦ |
| ૧૭૨ | જ્ઞાનવિના સાધન તે સર્વે ફોક છે … … | ૧૦૧ |
| ૧૭૩ | સુજનો સાચા શ્રુતિવેત્તા ગુરુ સેવિયે … … | ૧૦૨ |
| ૧૭૪ | એ મન શુદ્ધ ન થાય રે ગુરુ સેવ્યાવિના … | ૧૦૩ |
| ૧૭૫ | જગકર્તા જગદીશ્વરને આરાધિયે … … | ૧૦૪ |
| ૧૭૬ | સૌ સાભળજો રે … … … … | ૧૦૫ |

| ક્રમાંક | કીર્તનનો પહેલી લીટી | | | પૃષ્ઠાંક |
|---|---|---|---|---|
| ૨૧૩ | સમજકર ખેલોજી જગમેં હોરી | ... | ... | ૧૩૧ |
| ૨૧૪ | ખેલે હોરી અકળ પુરુષ અવિનાશી | ... | ... | ૧૩૧ |
| ૨૧૫ | બાવરે કાયકું ખેલે એસી હોરી | ... | ... | ૧૩૨ |
| ૨૧૬ | દેખો દેખો રે કોઇ ગુરુકે નેન | ... | ... | ૧૩૨ |
| ૨૧૭ | મહારાજા મોજી મોજ તેરી.. | ... | ... | ૧૩૨ |
| ૨૧૮ | જીવન ચપલ જેવું ઝાકળજળ | ... | ... | ૧૩૩ |
| ૨૧૯ | કઠણુ કરાળ કાળ છે કરડો... | ... | .. | ૧૩૩ |
| ૨૨૦ | સરજનહાર ભજો ... ... | ... | ... | ૧૩૩ |
| ૨૨૧ | નિર્ગુણ નામ જપો ... | ... | ... | ૧૩૪ |
| ૨૨૨ | સદ્ગુરુ જ્ઞાન ગ્રહો... ... | ... | ... | ૧૩૪ |
| ૨૨૩ | સંતો કર્તાની ગતિ ન્યારી ... | ... | ... | ૧૩૪ |
| | **વિભાગ બીજો** | | | |
| ૨૨૪ | હંસ હંસ મહામંત્ર જપો મન | ... | ... | ૧૩૫ |
| ૨૨૫ | તું તો તારું આપ વિસારી ... | ... | ... | ૧૩૫ |
| ૨૨૬ | નામ સુધારસ જે જને પીધો | ... | ... | ૧૩૬ |
| ૨૨૭ | જી રે માતા ભલી રે મદાલસા | ... | ... | ૧૩૬ |
| ૨૨૮ | અંશભેદ તમે સાભળો ભાઇ... | ... | ... | ૧૩૭ |
| ૨૨૯ | વસ્તુ વિચાર કરી લોને વા'લા | ... | ... | ૧૩૮ |
| ૨૩૦ | જીવ વેપારી વાણિયો રે ... | ... | ... | ૧૩૮ |
| ૨૩૧ | ધારિયે ધારિયે ધારિયે રે, પ્રભુધ્યાન હૃદયમા ધારિયે | | | ૧૩૯ |
| ૨૩૨ | પડ્યો પાંજરે પોપટ બોલે ... | ... | ... | ૧૪૦ |
| ૨૩૩ | તેરા સ્વરૂપ વિસર તું ગયા .. | .. | ... | ૧૪૦ |
| ૨૩૪ | એ જગ સકલ રેનકા સપના | ... | ... | ૧૪૧ |
| ૨૩૫ | નિશ્ચય મિટે ચપલતા મનકી | ... | ... | ૧૪૧ |
| ૨૩૬ | જીને પિયા પ્રેમરસ પ્યાલા હે | ... | ... | ૧૪૧ |
| ૨૩૭ | હરિનામ રટન કર મૂઢ મના... | ... | ... | ૧૪૧ |
| ૨૩૮ | ગફલતમેં અવસર કયુ ખોયા | ... | ... | ૧૪૨ |
| ૨૩૯ | તેરા દિલમેં દિલદાર ... | ... | ... | ૧૪૨ |
| ૨૪૦ | આનંદસાગર સોઇ સંતો ભાઇ | ... | ... | ૧૪૩ |
| ૨૪૧ | જો તું માનત હે કહી મેરા... | ... | ... | ૧૪૩ |
| ૨૪૨ | ના હરિ ભજ્યા સજ્યા નહિ સુકૃત ... | | ... | ૧૪૩ |
| ૨૪૩ | હે જગ સકલ કાલકા ફંદા... | ... | ... | ૧૪૪ |
| ૨૪૪ | તેરા તન તંબુરા બડા ... | ... | ... | ૧૪૪ |
| ૨૪૫ | એસા જગમેં હરિકા બંદા ... | ... | ... | ૧૪૪ |
| ૨૪૬ | હરદમસે હરિ ભજ લે બંદા | ... | ... | ૧૪૫ |
| ૨૪૭ | જૂઠા સબ જગત તમાશા હે | ... | ... | ૧૪૫ |

| ક્રમાંક | કીર્તનની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૨૪૮ | નાથ તુમ કોટિક અધમ ઉધારે ... ... | ૧૪૫ |
| ૨૪૯ | જય જય શ્રીરણછોડ છોગાલા ... ... | ૧૪૬ |
| ૨૫૦ | ધામ બિરાજે ધરનીપર ... ... ... | ૧૪૯ |
| ૨૫૧ | સુણજો જન સઘળા રે ... ... ... | ૧૪૯ |
| ૨૫૨ | અભિ અંતર અનહદ ... ... ... | ૧૫૨ |
| ૨૫૩ | પ્યારા પિયુસંગે ખેલિયે હો... ... ... | ૧૫૩ |
| ૨૫૪ | ભજ રે મન પૂરનબ્રહ્મકું હો હાની હો મેરે પ્યારે | ૧૫૪ |
| ૨૫૫ | ભક્તિબિન નર પશુ માનીએ હો ... ... | ૧૫૪ |
| ૨૫૬ | શીલવંત ને મહંત સંત જ્ઞાતા ... ... | ૧૫૪ |
| ૨૫૭ | જેમાં ચેતન પુરુષનું રાજ અનોપમ કાયા નગરી | ૧૫૬ |
| ૨૫૮ | તું તો સરજનહાર સમર રે... ... ... | ૧૫૬ |
| ૨૫૯ | તું તો ધર્મપંથે મન ધર રે... ... ... | ૧૫૭ |
| ૨૬૦ | હરે મન ભમરાજી રે | ૧૫૭ |
| ૨૬૧ | નિર્મળ રૂપ નિરંજન નિર્ગુણ ... ... | ૧૫૮ |
| ૨૬૨ | કોઇ જાગો રે સાર શબ્દ સદ્‌ગુરુનો લ્યો જાણી | ૧૫૮ |
| ૨૬૩ | છે ધિક તેને ... ... ... ... | ૧૫૯ |
| ૨૬૪ | અદ્‌ભુત લીલા રે મારા નાથની રે ... ... | ૧૫૯ |
| ૨૬૫ | અદ્‌ભુત મહિમા રે હરિ અવતારનો રે ... | ૧૬૧ |
| ૨૬૬ | વળી વળી મહિમા રે મુખે શું વખાણીએ રે... | ૧૬૨ |
| ૨૬૭ | રસિક રૂપાળું રે સ્વરૂપ શ્રીરામનું રે... ... | ૧૬૩ |
| ૨૬૮ | વીતી ગઇ રાત પ્રભાત પ્રીતે થયો ... ... | ૧૬૫ |
| ૨૬૯ | પ્રથમ નમુ પરબ્રહ્મ આદિ અનાદિ રે... ... | ૧૬૫ |
| ૨૭૦ | જાગ્ય જાગ્ય રે જીવ અભાગી જોને મૂળ વિચારી | ૧૬૮ |
| ૨૭૧ | કાયા વાડી કરી કરતારે ... ... ... | ૧૬૮ |
| ૨૭૨ | સોહ હંસા હોળી રમે છે ... ... ... | ૧૬૯ |
| ૨૭૩ | ખેલ વિચારીને જે જન ખેલે ... ... | ૧૬૯ |
| ૨૭૪ | હરિ હરિ નામ જપો હરદમસે ... ... | ૧૭૦ |
| ૨૭૫ | સોહં સંગે ધૂમ મચાઈ ... ... ... | ૧૭૦ |
| ૨૭૬ | હરિસંગે હોરી ખેલીએ હો ... ... ... | ૧૭૦ |
| ૨૭૭ | મહામંત્ર સત્‌ચિત્ નામનો .. ... ... | ૧૭૧ |
| ૨૭૮ | લલિત વસંત લીલારસ સાગર ... ... | ૧૭૨ |
| ૨૭૯ | ઘટમેં નટવર ગિરિધારી ... ... ... | ૧૭૨ |
| ૨૮૦ | ઘનસ્યામ વસંતવિહારી ... ... ... | ૧૭૨ |
| ૨૮૧ | ગાજત ગેબ ગગનમેં નગારા... ... ... | ૧૭૩ |
| ૨૮૨ | ગયા દિવસ ન આવે ફરીને ... ... ... | ૧૭૩ |
| ૨૮૩ | જાગી જ્યોતિ અગમ ઘર હોરી ... ... | ૧૭૪ |

| ક્રમાંક | કીર્તનની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૨૮૪ | દેખો દેખો રે આ ધટકો ખેલ ... ... | ૧૭૪ |
| ૨૮૫ | સખી રે ખલક ખેલ સબ જિનહિ રચ્યો હે ... | ૧૭૪ |
| ૨૮૬ | એક પ્રભુને આરાધીએ ... ... ... | ૧૭૫ |
| ૨૮૭ | ઝંડા રોપ્યા જરાટી ફોજ ... ... ... | ૧૮૧ |
| | **વિભાગ ત્રીજો** | |
| ૨૮૮ | કર્તા કાયમ કર્તા કાયમ ... ... ... | ૧૮૩ |
| ૨૮૯ | ભજો ભગવંત ભજો ભગવંત ... ... | ૧૮૩ |
| ૨૯૦ | દેખો દરીઆવ દેખો દરીઆવ ... ... | ૧૮૩ |
| ૨૯૧ | ખોજો ખાવન ખોજો ખાવન ... ... | ૧૮૪ |
| ૨૯૨ | રોમે રોમે ચઢે ... ... ... ... | ૧૮૪ |
| ૨૯૩ | એ જીવ બ્રહ્મ-ઉપાસના ... ... ... | ૧૮૪ |
| ૨૯૪ | પ્રેમ અમીરસ પિયો પિયાલા ... ... | ૧૮૫ |
| ૨૯૫ | સદ્‌ગુરુ મળતાં ... ... ... ... | ૧૮૫ |
| ૨૯૬ | સદ્‌ગુરુ શબ્દે જોયું જાગી ... ... ... | ૧૮૬ |
| ૨૯૭ | ભજનથકી ભય ભવ ભવનો ભાગે ... ... | ૧૮૬ |
| ૨૯૮ | દેખો દેખો દુનીકે દોસ્ત ... ... ... | ૧૮૭ |
| ૨૯૯ | આનંદસાગર બ્રહ્મ આરાધીએ ... ... | ૧૮૭ |
| ૩૦૦ | હું હું ને શોધી કાઢો સજ્જનો ... ... | ૧૮૮ |
| ૩૦૧ | સમર સરજનહાર રે... ... ... ... | ૧૮૯ |
| ૩૦૨ | પ્રાતઃસમે સમરી લે પ્રાણી ... ... ... | ૧૮૯ |
| ૩૦૩ | મોહનિશા ગઇ સદ્‌ગુરુ મળતા ... ... | ૧૮૯ |
| ૩૦૪ | માને નહી જે માનવી ઇશ્વરનો ઉપકાર ... | ૧૯૦ |
| ૩૦૫ | ગફલતમેં જન્મ ગમાયા ... ... ... | ૧૯૦ |
| ૩૦૬ | કોઈ દેખો દુર્મતી જનકી ... ... ... | ૧૯૦ |
| ૩૦૭ | આલસમેં દિન ખોયા ... ... ... | ૧૯૧ |
| ૩૦૮ | જગદીશ જડશે જીવમા ... ... ... | ૧૯૧ |
| ૩૦૯ | મન તેરા મરમ કોઇ ના લહ્યો રે ... ... | ૧૯૧ |
| ૩૧૦ | જન તેરી મૂરખતા તો ના ગઇ રે ... ... | ૧૯૨ |
| ૩૧૧ | પ્યારા દેશી મીલે તો દીલકી કહું રે... ... | ૧૯૨ |
| ૩૧૨ | બંસી બાજી ગર્જન તો ... ... ... | ૧૯૨ |
| ૩૧૩ | અવસર આયા અકલ ગમાયા ... ... | ૧૯૨ |
| ૩૧૪ | આત્મા તત્ત્વ હે ઝીણુ ... ... ... | ૧૯૩ |
| ૩૧૫ | તારૂં ચપળ જીવન ચાલ્યું જાય રે ... ... | ૧૯૩ |
| ૩૧૬ | મહાદેવના દેવ મહિમા તમારો ... ... | ૧૯૩ |
| ૩૧૭ | એસી પ્રબલ બ્રહ્મકી માયા ... ... ... | ૧૯૪ |
| ૩૧૮ | અવળું વૃક્ષ કોઈ જોજો નિહાળી ... ... | ૧૯૪ |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૩ | સવ | સર્વ |
| ૭ | ૪ | અલાકિક | અલૌકિક |
| ૭ | ૮ | સા | સૌ |
| ૯ | ૨૬ | આષધ · | આષધ |
| ૨૯ | ૩૧ | કયાં | કર્યાં |
| ૪૧ | ૨ | સૈને | સૌને |
| ૪૬ | ૩ | સા | સૌ |
| ૪૬ | ૨૨ | સા | સૌ |
| ૪૬ | ૨૫ | સા | સૌ |
| ૫૦ | ૧૫ | સવે | સર્વે |
| ૫૭ | ૯ | સા | સૌ |
| ૫૯ | ૧૮ | મોટા રે | મોટા |
| ૭૬ | ૬ | ભાકત | ભક્તિ |
| ૮૨ | ૭ | સા | સૌ |
| ૯૪ | ૨૩ | ચતન | ચૈતન |
| ૯૫ | ૩૦ | ધમ | ધર્મ |
| ૧૦૦ | ૬ | ભાક્ત | ભક્તિ |
| ૧૦૫ | ૧ | વભાગ | વિભાગ |
| ૧૦૫ | ૧૫ | માલન. | મલિન |
| ૧૦૮ | ૩૦ | ધણી | ધૂણી |
| ૧૧૬ | ૧૦ | દશે | દર્શે |
| ૧૧૮ | ૧૨ | આત | અતિ |
| ૧૨૪ | ૨ | સા | સૌ |
| ૧૨૬ | ૩૨ | સા | સૌ |
| ૧૩૧ | ૩૧ | હતા | હર્તા |
| ૧૩૭ | ૧૭ | સા | સૌ |
| ૧૪૩ | ૧૧ | રાગનાં | રાગ |
| ૧૪૪ | ૧૩ | ઇડાા | ઇડા |

પૃષ્ઠ ૨૦૬ થી ૨૧૬ સુધીના ૬ કીર્તનનો આકડો એક ઓછો વાંચવો.





# છોટમની વાણી

## ગ્રંથ પહેલો

## વિભાગ પહેલો

### પ્રભાત રાગનાં કીર્તન ૬

#### ૧-કીર્તન પહેલું

જાગ્ય રે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી;
નરદેહ નિરમીયો નીતિ સંભાળવા, આચરે અનીતિ તે અધમપ્રાણી.
જાગ્ય રે જીવ૦ ૧

વિશ્વકર્તા તણું દીસે ડા'પણ ઘણું, સુખકર સરજિયો સુરજ જેણે;
તેજ ફેલે અતિ વાયુ છાદનવતી, આંખ્ય સહુ દેખતી થાય એણે.
જાગ્ય રે જીવ૦ ૨

ધન્ય દયાળને ધરણી કેવી રચી, સિદ્ધ પદારથ યુક્તિ સારી;
વિવિધપ્રકાર વનમાંહિ વનસ્પતી, અખિલ છે અમિત આનંદકારી.
જાગ્ય રે જીવ૦ ૩

પોષવા સર્વને નીર પેદા કર્યું, વ્યોમમાંહી રચી મેઘમાળા;
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચડે, જાય એ જુક્તિથી વા'ણવાળા.
જાગ્ય રે જીવ૦ ૪

જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં, દીસતા દિવ્ય અનંત તારા;
એજ ઉપયોગિ છે સરવ સંસારને, ધન્ય હે સૃષ્ટિ સૃજનાર સારા.
જાગ્ય રે જીવ૦ ૫

તાહરો દેહ તું જોને કેવો કર્યો, અદ્ભુતતા ઘણી છેજ એમાં;
સર્વ વિષયો તણું જ્ઞાન બહુ થાય છે, તત્ત્વ મોટું કર્યું ચિત્ત તેમાં.
જાગ્ય રે જીવ૦ ૬
બુદ્ધિએ નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધિક ઉદ્યોગ સૂજે;
એજ સૃજનારને મૂઢ સમરે નહિ, મંદમતિ મલિન પાખંડ પૂજે.
જાગ્ય રે જીવ૦ ૭
સરજનહારનું જ્ઞાન સોહામણું, સરવને સમજવા યોગ્ય સારૂં;
છોટમ સઘ સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી માન મારૂં.
જાગ્ય રે જીવ૦ ૮

૨–કીર્તન બીજું

એક આધાર રાખે નિરાધારનો, જેથી સંસાર તુ પાર પડશે;
કલ્પિત વાતથી કાજ કંઇ નવ સરે, તોય[1] મથતાં કયમ તુપ[2] જડશે.
એક૦ ૧
સરવથા સિદ્ધ પદારથ મેળવી, કેળવી સ્થિરચર જાતિ કીધી;
અગણિત અંડ કરી અધર ધરિ રાખિયાં, મનુષને સુંદર મૂર્તિ દીધી.
એક૦ ૨
શક્તિ અનંત છે સર્વ કર્તાતણી, જોતાં અગાધ છે જ્ઞાન જેનું;
કવિજન શું કહે પાર કોઇ નવ લહે, એમ અદ્ભુતપણું છેજ એનું.
એક૦ ૩
એક એ તાત છે અખિલ સૃષ્ટિ તણો, તે તજી તુચ્છ તું શું ઉપાસે;
પાપના બંધ તે કેમ પ્રલે થશે, અંતકાળે કિહાં જીવ જાશે.
એક૦ ૪
જીવતાં જાણ્ય તું તાણ્ય સરવે તજી, ભાવશું લે ભજી બ્રહ્મ કર્તા;
છોટમ સત્ય જાણીને હૃદયે ધરો, ભક્તવત્સલ પ્રભુ સર્વ ભર્તા.
એક૦ ૫

૩–કીર્તન ત્રીજું

ભેદ જાણ્યા વિનાભ્રાંતિ ભાગેનહિ, શાંતિઆવ્યાવિનાસુખનપામે;
જગતનું મૂળ જાણીને અવ્યક્તમાં ભક્ત પ્રભુને ભજીભયવિરામે.
ભેદ૦ ૧
હેતુમાં સર્વ સંકેત સૃષ્ટીતણો, એજ સૃજનાર સુવિચારશક્તિ;

૧ તોય–પાણી ૨ તુપ–ઘી

અરૂપથી સ્વરૂપ બહુ થાય ન જણાય તે, કયાં રહીને કરે સર્વ વ્યકિત. ભેદ૦ ૨

દેહ જાતી ઘણી કોણ શકશે ગણી, કથન કવિજન કરે કોય કલપી;
અણુતણી જાતિ અતિ જાણિયે શાવતી, જ્યાં લગી લહિ ગતી તેજ જલપી. ભેદ૦ ૩

જીવનો ધર્મ તે કર્મ સઘળાં કરે, ભોગ સારૂ ફરે નિત્ય ભમતો;
સર્વનો રાય કહેવાય છે માનવી, વિશ્વકરતારને હોય ગમતો. ભેદ૦ ૪

વિહિત[1] પ્રતિષિદ્ધ[2] બેકર્મ છે વેદમાં, ભેદ જાણી ભલું જેમ ભાવે;
પુણ્ય ને પાપનાં બીજ એ બે કહ્યાં, સુખ ને દુઃખ ફળ અંતે આવે. ભેદ૦ ૫

પુણ્યના ભાગિયા સુધર્મે લાગિયા, જાણિને જાગિયા પુરુષ ડાહ્યા;
પાપપંથે પજ્યા દુઃખકર્દમ[3] કળ્યા, નરકમાં નારકીપામિ કાયા. ભેદ૦ ૬

જીવના કર્મની રીતિ એ તો કહી, ભાવથી જો પરબ્રહ્મ ભેટે;
સર્વ પ્રતિપાળ દયાળ ઈશ્વર તણી, ભક્તિથી સાધન સર્વ હેઠે. ભેદ૦ ૭

શ્રેષ્ઠસદ્ધર્મથીમનવચનકર્મથી, જાણી જગદીશની ભકિત કરિયે;
સર્વ સિદ્ધાંતનો સાર છોટમ કહે, તે થકી ભવજલ તરત તરિયે. ભેદ૦ ૮

## ૪–કીર્તન ચોથું

એક કરતાર આધાર સરવે તણો, એ નિરાધાર ઓંકાર આપે;
વિવિધ પ્રકારની વિશ્વરચના રચે, સાંધી સંબંધ માપે અમાપે. એક૦ ૧

સ્થૂળ ને સૂક્ષ્મની સાથ સંબંધ છે, વ્યક્ત અવ્યક્તનો સંગ સાંધ્યો;
કાનને શબ્દની સાથ સંબંધ છે, નેત્રને રૂપસંબંધ બાંધ્યો. એક૦ ૨

જીભને રસવિષે નાકને વાસમાં, ચરમને સ્પર્શશું પ્રીતિ તેવી;

૧ વિહિત–કરવા યોગ્ય. ૨ પ્રતિષિદ્ધ–નહિ કરવા યોગ્ય. ૩ દુઃખ-કર્દમ–દુઃખરૂપી કાદવ

એમ અપાર કૌશલ્ય અવિનાશનું, યોગ્ય રચના રચે એવી એવી.
એક૦ ૩

અગણિત અંડનો નાથ એ નિત્ય છે,શક્તિ ને સિદ્ધિ અનેક એમાં;
છોટમ ભાવથી એ પ્રભુ ઓળખે, બ્રહ્મસુખભોગ આવેજ તેમાં.
એક૦ ૪

## ૫-કીર્તન પાંચમું

જગત કરતારને જીવ ભૂલી ગયા,વિષ્ણુની માયાએ સર્વ વાહ્યા;
વ્યાસનીવાણીનો સાર સમજ્યા નહિ,વિષયિના કુંજવિહાર ગાયા.
જગત૦ ૧

કોઈ તો બ્રહ્મને નિર્ગુણ કહી ભજે, શૂન્યવત્ શુષ્ક અકર્તૃ એવું;
ભ્રાંતિથી તેહ તો જગત ભાસ્યું કહે,જ્ઞાન પામી ગણે શૂન્ય જેવું.
જગત૦ ૨

છે છતી આંખને અંધ જન થઇ ફરે,એમ તો એમની બુદ્ધિ બૂડી;
બ્રહ્મ પોતે થતાં કોપ પ્રભુનો થયો, માયાએ તેમને નાખ્યા ઝૂડી.
જગત૦ ૩

માયાને નિત્ય માનેકોઇ માનવી, તો ન કહેવાય પ્રભુ વિશ્વકર્તા;
આપ ઇચ્છા ધરી બ્રહ્મસૃષ્ટિ સૃજે,એમ શ્રુતિમાં કહ્યો બ્રહ્મભર્તા.
જગત૦ ૪

વિશ્વ જો નિત્ય તો બ્રહ્મ કર્તા નહિ, તો જન તેની ભક્તિ ન કરશે;
બ્રહ્મ ઉપાસના જીવ જો ના કરે, તો ભવસાગર કેમ તરશે.
જગત૦ ૫

વેદનો અર્થ જો શુદ્ધ સમજાય તો, જ્ઞાન પામે જન તેજ સાચું;
છોટમ વિશ્વકરતાર જે ના કહે, તેનું સિદ્ધાંત તોન્હોય કાચું.
જગત૦ ૬

## ૬-કીર્તન છઠ્ઠું

અટપટો દેશ સર્વેશ સૃજનારનો, દેવ અધિદેવ છે નામ જેનું;
શેષ શંકર અજ વિષ્ણુ ને ગણપતી,પ્રકૃતિ ને પુરૂષ ધરે ધ્યાન તેનું
અટપટો૦ ૧

અગણિત અંડના અધિપ સુર જેટલા, તેટલા તે પ્રભુને આરાધે;
વેદ ને ગુરૂ થકી જ્ઞાન પામે નર, તેહને તેહનો મર્મ લાધે.
અટપટો૦ ૨

નામ ને રૂપ ગુણ જ્યાંલગી વિસ્તર્યાં,ત્યાંલગી જાણવી સર્વ માયા;
માયાના ઉદરમાં સર્વ આવી ગયું, દેવ દાનવ નર નાગરાયા.
અટપટો૦ ૩
માતનું પોષણ પામી સર્વે મચ્યા, તાતની વાત કોએ ન જાણી;
નાશિને[1] મંદ અવિનાશિ માને સદા,નવ કરે બ્રહ્મની ભક્તિ પ્રાણી.
અટપટો૦ ૪
બ્રહ્મ જે જાણશે તે સુખ માણશે, ઉરવિષે આણશે એક કરતા;
છોટમ મોક્ષસુખ તેજ નર પામશે, મનવિષે બ્રહ્મનું ધ્યાન ધરતા.
અટપટો૦ ૫

---

## નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ રાગનાં કીર્તન ૧૫

### (એ ગોડી રાગમાં પણ ગવાય છે)

### ૭-કીર્તન પહેલું

ભુલ્યમાં શું ફરે ભમતો, નફ્ટ નર ભુલ્યમાં શું ફરે ભમતો;
તને જ્ઞાનમાર્ગ નથી ગમતો, નફ્ટ નર ભુલ્યમાં શું ફરે ભમતો
દીનદયાળે દેહ દીધો છે, તે સુકૃતસાધન સારૂ;
અમૃત મૂકી અશન[2] કરે વિષનું, તેમાં ભલું નથી તારૂં. ન૦ ૧
નવરો થયો ત્યારે નિંદા ને ચાડી, કે ગંદાં ગપોડાં મારે;
એ જીભ તારી સર્પ જીભ જેવી, જો તું અનીતિ ઉચારે. ન૦ ૨
દિવ્ય પિતાનાં કારજ દેખી, આંખ ન ખીલે તારી;
સૂર્ય પ્રકાશે ઉલૂક[3]ને ન સુઝે, દેખે જે દોષા[4] અંધારી. ન૦ ૩
કાને સુણે નહિ કરતાની કીર્તિ, કે શાસ્ત્રના શબ્દ રસાળા;
ફોગટ વાત સુણે ફળ સુની તે, સુના સુગરીના માળા. ન૦ ૪
હાથવડે ન કર્યું પરમારથ, અનરથ દિન ગયા આખા;
ભુજ તે ભુજંગફણા સમ જાણો કે, શીમળા કેરી શાખા. ન૦ ૫
પુણ્યને પંથે પગ નવ ચાલે, ને પાપવિષે પળે પ્રાણી;
દગ્ધ વૃક્ષસરખા દુનિયામાં જન, એવું મનમાં લો જાણી. ન૦ ૬
આવું કહીને વેદ વદે છે, તે ભ્રષ્ટ બુદ્ધિને ન ભાવે;
દુર્ગુણમાં જે દેહ ગમાવે, તે પિંડ પ્રેતસમ કહાવે. ન૦ ૭
શુદ્ધ ધર્મથી સજ્જન ચાલે, ને તુછ અવિદ્યાને ત્યાગે;
છોટમ નીતિ ને ભક્તિ નિરંતર, તે પ્રભુને પ્રિય લાગે. ન૦ ૮

૧ નાશિને–નાશવંત, ૨અશન–ભક્ષણ, ૩ ઉલૂક–ઘુવડ, ૪ દોષા–રાત્રી.

## ૮-કીર્તન બીજું

છે સુપનાની બાજી, જગતસુખ છે સુપનાની બાજી;
રૂડું જાણી થવું નહિ રાજી, જગતસુખ છે સુપનાની બાજી. ટેક
જાગૃતનું સુખ કે દુઃખ સઘળું, સ્વપ્નવિષે નથી રહેતું;
સ્વપ્નમાં સુખદુઃખ જે જે થાય તે, નિદ્રામાં કોઈ નથી લહેતું.જગ૦ ૧
મરણ અવસ્થા એજ પ્રમાણે, જાણવિના જડ થાશે;
નીતિ અનીતિતણાં ફળ સઘળાં, જીવની સાથે જાશે. જગત૦ ૨
મૂરખ નર તે મર્મ ન જાણે, સમણાને સાચું જાણે;
સુત વિત દારા વૈભવ દેખી, ગરવ અતીશે આણે. જગત૦ ૩
હાણ જાણીને રોવા લાગે, હોયે લાભ તો હરખે;
ક્ષણભંગુર છે ખેલ ખલકનો, પામર જીવ ન પરખે. જગત૦ ૪
સમબુદ્ધિ રહે સઘળે ઠામે, તે નર સાચા જ્ઞાની;
છોટમ સર્વ હરિને સમર્પે, તેને ચિંતા શાની. જગત૦ ૫

## ૯-કીર્તન ત્રીજું

જાયા તે જરૂર જવાના, જગતમાં જાયા તે જરૂર જવાના;
જેવાહોય વંટોળિયા વાના, જગતમાં જાયા તે જરૂર જવાના. ટેક
જળના બિંદુ જમાવી પ્રભુએ, કીધી છે ઉત્તમ કાયા;
કરતાએ કાંઇ સંકેત કરીને,મૂકી છે મોહ ને માયા. જગતમાં૦ ૧
ઇંદ્રજાળ જે ઇશ્વરકેરી, અદ્‌ભુત અગણિત ભાતી;
શાથકી ઉપજે ને શામાં શમેછે,જોતાંનથી તે જણાતી.જગતમાં૦૨
હું હું કરીને દે છે હુંકારો,તે તન માને છે મારૂં;
દીપજ્યોતિની પેરે બુઝાતાં,આવરી રહે છે અંધારૂં. જગતમાં૦ ૩
મરણ પછી જવું શરણ કોઇને,તે હશે કેવે રૂપે;
જીવસ્વરૂપ જીવતાં નવ જોયું, તે પડિયા ભવકૂપે. જગતમાં૦ ૪
જ્યાંલગી સ્વાધીન શરીર તમારે, કરી આપ્યું કરતારે;
ત્યાંલગી સજ્જન શાણા હોય તે,વિમલવિવેકવિચારે.જગતમાં૦ ૫
ભાગ્યવંત નર ઘડીએ ન ભૂલે, ભજશે પ્રભુને ભાવે;
કહે છોટમ તે કાળચક્રમાં, ફરી ફરીને નહિ આવે. જગતમાં૦ ૬

## ૧૦-કીર્તન ચોથું

ભ્રાંતિએ જીવ ભમે છે,સમજવિના ભ્રાંતિએ જીવ ભમે છે;
નથી દૈવત તેને નમે છે, સમજવિના ભ્રાંતિએ જીવ ભમે છે. ટેક

મૂળ વિચાર કરે નહિ મનમાં; આપ ભુલાયું અજ્ઞાને;
દિગ્ભ્રમ[1] થાય તે અવળું દેખે, પુરવને પછમ માને. સમજ૦ ૧
અખિલ લોકનો કર્તા ઇશ્વર, કામ અલૌકિક તેનું;
તેને તજીને અવર ઉપાસે, તુચ્છ જાણપણું તેનું. સમજ૦ ૨
ભાસે ભૂત જયમ ભોળા મનુષને, જીવતા જનના જેવું;
દેવ દેવી કે જે જે દીસે, તે સૌ જાણવું તેવું. સમજ૦ ૩
મનમાં રૂપ અનેક થાય છે, તે સૌ જાણવી માયા;
મનનો પ્રકાશક મનથકી અળગો, તે જાણે જન ડા'યા. સમજ૦ ૪
તત્ત્વવિચાર તપાસ કરે તો, ભુલ્ય સરવથા ભાગે;
જન છોટમ જગદીશ ભજે તો, મોહનિશાથી[2] જાગે. સમજ૦ ૫

## ૧૧–કીર્તન પાંચમું

શ્રીહરિ સાથે એવો સંબંધ, મારે શ્રીહરિ સાથે એવો;
જયમ નેત્રને દિનકર જેવો, સંબંધ મારે શ્રીહરિ સાથે એવો. ટેક
જે જે શબ્દ થાયે જે ઠામે, તે કર્ણભેરી[3]માં વાગે;
તેનો સંબંધ છે તેની સંગાથે, સમજે ને સારૂં લાગે. સંબંધ૦ ૧
સરસ નરસ જે ગંધ હોય તે, પવનનો પ્રેરેલો આવે;
તેનો સંબંધ નાસિકાની સાથે, હોય ભલો તે ભાવે. સંબંધ૦ ૨
કંચનનો કસ જેવી કસોટી, અડતામાં આપ જણાવે;
રસનાએ રસનો સંબંધ રહ્યો છે, તે સ્વાદનાગુણને ગણાવે. સંબંધ૦
સંબંધ ચર્મને સ્પર્શ સંગાથે, તે જુગતે જથારથ જાણે;
એમ દેહમાં અદ્ભુત રચના, કરી કરતાર શયાણે.[4] સંબંધ. ૪
સકળ ઇંદ્રિયોની સ્નાયુઓ સઘળી, સોંપી છે મનને હાથે;
માટે સંબંધ ઇંદ્રિયોને મનનો, સર્વ કામ કરે સાથે. સંબંધ૦ ૫
મૂળ પ્રકૃતિ દેહની સાથે, એકમેક છે એવી;
છોટમ સરજનહાર સંગાથે, તું કર પ્રીતિ તેવી. સંબંધ૦ ૬

## ૧૨–કીર્તન છઠું

આયુષ એળે ગમાવે, મુરખ શીદ આયુષ એળે ગમાવે;
ઘડી જાય તે પાછી ન આવે, મુરખ શીદ આયુષ એળે ગમાવે. ટેક.
કરતાની જોને કારીગરી રે, કોએ એવી કયમ થાય;

૧ દિગ્ભ્રમ–દિશાભૂલ, ૨ નિશા–રાત્રી, ૩ કર્ણભેરી–કાનનોપડદો,
૪ શયાણો–શાણો–કુશળ

શરીર કરી સોંપ્યું તને એની, કિંમત કેણે અપાય. મુરખ૦ ૧
એ ઉપકાર ભુલીને ભમતાં, આચરે કર્મ અનિત્ય;
જુઠામાં જનમ અફળ ગયો પણ,પ્રભુશું ન કીધી પ્રીત્ય.મુરખ૦ ૨
કુડ કપટ ને છળમાં કળ્યો રે,ના ગમ્યો સાચો સુસંગ;
મેલું મંન કરીને પાપી,રૂડો બગાડે રંગ. મુરખ૦ ૩
દામ દારા ને દીકરા રે, ધામ ધરાનું ધ્યાન;
કુળ કુટુંબ ને નાત્યનું તારે અંગે ઘણું અભિમાન. મુરખ૦ ૪
માર ઘણો છે મોતનો રે, તેનો નથી તને ત્રાસ;
ઝડપ આવીને ઝાલશે ત્યારે, કોઇ ન આવે પાસ. મુરખ૦ ૫
ચેતનહારા ચેતશે રે, જ્ઞાની ગુણી ગંભીર;
બીજાં પશુ દોડે બાપડાં, પીવા ઝાંઝુવાંકેરૂં નીર. મુરખ૦ ૬
આવરદા ભાઇ એનો ભલો રે, ધન્ય તેનો અવતાર;
જન છોટમ કહે જગતમાં જેણે, એક ભજ્યા કરતાર. મુરખ૦ ૭

## ૧૩–કીર્તન સાતમું

ચિત્તની વૃત્તિ નીચી, અજ્ઞાનીના ચિત્તની વૃત્તિ નીચી;
જેની અંતર આંખો મીંચી, અજ્ઞાનીના ચિત્તની વૃત્તિ નીચી. ટેક
જેનો સ્વભાવ પાણીતણો રે, સંગસમો રંગ થાય;
નળને જોગે ઉંચું ચડે પણ,નીચું ને નીચું જાય. અજ્ઞાનીના૦ ૧
કર્મવાસનાના કીચમાં રે, તૃષ્ણાનું તાણ્યું ડોળાય;
આપ ન સુઝે આપણું તો ક્યમ,પરનો મેલ ધોવાય. અજ્ઞાનીના૦ ૨
સતગુરુ વચને જો ઠરે રે, વાયુ આવે સુવિચાર;
પોત પ્રકાશે પોતાતણું તેનો,અળગો થાય વિકાર. અજ્ઞાનીના૦ ૩
સતસંગ ગંગમાં ના ભળે રે, માયામાં થઇ રે મલીન;
મહિમા ન જાણે મુળગો, જેવો ગંગાને કાંઠે જીન. અજ્ઞાનીના૦ ૪
ચિત્ત લહરી ચઇતંનની રે, કુસંગે કચરો હોય;
છોટમ જો ભળે બ્રહ્મમાં, તેને દોષ ન લાગે કોય. અજ્ઞાનીના૦ ૫

## ૧૪–કીર્તન આઠમું

એ મન નવ રહે ભમતું, ભજન વિના એ મન નવ રહે ભમતું;
હિંડે મોહમાયામાં રમતું, ભજનવિના એ મન નવ રહે ભમતું ટેક
દ્વાદશ હિંડે દોડતું રે, જેવું હરાયું ઢોર;
સદ્ગુણને સોંપ્યા વિના એને, કોણ ઠરાવે ઠોર. ભજન૦ ૧

ચપલ ગતિ એની ઘણી રે, ક્ષણમાં ફરે સૈ લોક;
શૂરવીર સમરથ ઘણા પણ, મન આગળ સૌ ફોક. ભજન૦ ૨
રૂપ રંગ જેને નહી રે, જાતું ન આવતું જણાય;
અંગ આકારવિના ફરે તેને, કોઇ ક્યમ કરે સહાય. ભજન૦ ૩
મન મોજે ચૈતંનનો રે, જ્યાં ઉપજે ત્યાં સમાય;
છોટમ જો ભળે બ્રહ્મમાં ત્યારે, તે ઠામે સ્થિર થાય. ભજન૦ ૪

## ૧૫-કીર્તન નવમું

સમજણ સાધન સાચું,સર્વ થકી સમજણ સાધન સાચું;
બિનસમજ કરે તે કાચું, સર્વ થકી સમજણ સાધન સાચું. ટેક
કાષ્ઠને મથતાં અગ્નિ પ્રકટે, તાન પડે જો ટાઢો;
દૂધમાં જામણ સમજીને નાખે,તો દહિં મથી માખણ કાઢો.સર્વ૦ ૧
રજ્જુને ઠામે ભુજંગ ભાસે, તે સમજ્યે સકળ ભય ભાગે;
સ્વપ્નવિષે જે સિંહ ડરાવે, તે ભય ન પામે જે જાગે. સર્વ૦ ૨
સુઝ સમજ એ અંતરચક્ષુ, તે ગુરુગમે ઉઘડે જ્યારે;
આપણું આપ ને રૂપ પ્રભુનું, જાણે જથારથ ત્યારે. સર્વ૦ ૩
સનમુખ વૈકુંઠ સમજે તેને, અણસમજુને આઘે;
કર્મ કરે ને કાયાને કષ્ટે, તેણે ભરમ નવ ભાગે. સર્વ૦ ૪
સાગર ગોપદતુલ્ય છે તેને, ગગન ગુંજાવત્ થાય;
જન છોટમ એ સમશા જાણે, જો ગુરુ હાથ સહાય. સર્વ૦ ૫

## ૧૬-કીર્તન દશમું

ગુરુવિન મર્મ ન જાણે, કોઇ જન ગુરુવિન મર્મ ન જાણે;
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે, કોઇ જન ગુરુવિન મરમ ન જાણે. ટેક
બાવન અક્ષર માણસ બોલે, કળ એ ભરી છે કોણે;
જીવ દેહમાં રહિને વદે પણ, પ્રભુરચના ન પ્રમાણે. કોઇ૦ ૧
આષધ સઘળાં ગાંધીના ઘરમાં, તે વૈદવિના મરે રોગે;
દાટેલું ધન પણ ગુરુવિંન ઘરનું, કેમ પડે ઉપભોગે. કોઇ૦ ૨
મહાસિંધુમાં નૌકા મૂકે, મર્મી પાર ઉતારે;
ભેદ લહ્યા વિન ભૂલ્યો ભમે તે, શ્રમ કરી સર્વે હારે. કોઇ૦ ૩
અર્કવિના સઘળે અંધારૂં, પાસ પડ્યું ના સુઝે;
જન છોટમ ગુરુ જ્ઞાન મળે તો, પ્રકટ પ્રભુને બુઝે. કોઇ૦ ૪

## ૧૭-કીર્તન અગીઆરમું

મનનો મર્મ જો જાણે, ચતુર નર મનનો મર્મ જો જાણે;
ઠીક સમજીને રાખે ઠેકાણે, ચતુર નર મનનો મર્મ જો જાણે. ટેક
જલમધ્યે મછ જેમ રમે છે, મગન થઈને માહાલે;
વિષયવારિ મન મછસરીખું, ચારે દિશાએ ચાલે. ચતુર નર૦ ૧
જેવું પંખિ ઉડે આકાશે, જ્યાં સુધી ગતિ જેની;
વાતવરણથી વિશેષ જવાના, આગળ ગતિ નથી એની. ચતુર૦ ૨
મનના રચેલા જે જે પદારથ, ત્યાંસુધી મન જાશે;
મનની પાર મુકુંદ બિરાજે, ત્યાં જાતાં લય થાશે. ચતુર૦ ૩
જ્ઞાનીનું મન જાય બ્રહ્મમાં, વિષયીનું વિષયે ભમે છે;
ભક્તતણું ભગવંતભજનમાં, રાત્ય દિવસ રસ લે છે. ચતુર૦ ૪
નીતિવાળા જનનું મન નિશ્ચલ, નીતિ તજી નવ ડોલે;
ફુટેલા મનના જીવ ફટાંણા, બ્હેકેલા સરખા બોલે. ચતુર૦ ૫
પંચ વિષયનો સકલ પસારો, તે ઉપર મન દોડે;
છોટમ સહજ સ્વરૂપ વિચારે, મનની અવિદ્યાને છોડે. ચતુર૦ ૬

## ૧૮-કીર્તન બારમું

કર સતસંગતિ સાચી, જીવડા તું કર સતસંગતિ સાચી;
દુર્જનની સંગતિ કાચી, જીવડા તું કર સત સંગતિ સાચી. ટેક
સદ્ગુણસાગર અતિ નયનાગર, બુદ્ધિ ઉજાગર જેની;
જ્ઞાનવિવેક ભક્તિરસ ભરિયો, તું પ્રીતિ કર તેની. જીવડા૦ ૧
કપટી કુટિલ કઠોર કુકર્મી, કાગસમા જે પ્રાણી;
એવા નરની સંગતિ કરતાં, હોય ધર્મની હાણી. જીવડા૦ ૨
અતિ અગાધ ભવસાગર ભરિયો, કોઇ તરે કયમ હાથે;
બુડતા જનની બાંહે વળગે, તે બુડે તે સાથે. જીવડા૦ ૩
નીતિ નાવને સજ્જન મર્મી, તેને શરણે જાશે;
કહે છોટમ હરિકરુણા જેને, તે પારંગત થાશે. જીવડા૦ ૪

## ૧૯-કીર્તન તેરમું

સૂઝવિના અંધારૂં, સકલ ઘટ સૂઝવિના અંધારૂં;
તું તો રૂપ લહે નહિ તારૂં, સકલ ઘટ સૂઝવિના અંધારૂં. ટેક
અર્કતેજથી આંખો ઉઘડે, દુનિયાને તે દેખે;
સૂઝવિના સારૂં ને નરતું, સૌ સરખું કરી લેખે. સકલ૦ ૧

અદકી ઓછી સૂઝ સર્વને, આપી છે કરતારે;
ઝાઝી સૂઝે સઘળે જીતે, હોય ઓછી તે હારે. સકલ૦ ૨
સ્થાવર જંગમ જીવ સર્વમાં, સૂઝ પદારથ મોટું;
ઉત્તમ સૂઝે અતિસુખ પામે,અધમ સહે દુઃખ ખોટું. સકલ૦૩
પરમ દયાળ પ્રભુની કરુણા, જેના ઉપર જેવી;
કહે છોટમ તેના ઉરમાંહે, સૂઝ ઉપજે તેવી. સકલ૦ ૪

## ૨૦-કીર્તન ચૌદમું

જો ગુરુવચન વિચારી, જીવડા તું જો ગુરુવચન વિચારી;
શઠ શું બેઠો છે હારી, જીવડા તું જો ગુરુવચન વિચારી. ટેક
હરદમ હરિનું નામ સમરતાં, શું બેસે છે નાણું;
મોહ માન મત્સરમાં મુરખ,ખોયું ઉત્તમ ટાણું. જીવડા૦ ૧
હાંસે કુકર્મ કરતો હીંડે, નીતિ અનીતિ ન સૂઝે;
અધરો દંડ અખિલ કર્તાનો, તે તુજને નવ સૂઝે. જીવડા૦ ૨
પૈસા રળતાં પાપ રળે છે, ધન દાટે છે ધૂળે;
પરલોકે ભોગવવું પડશે, રડી રડી ચડશો શૂળે. જીવડા૦ ૩
હજુએ દેહ હાથમાં તારે, જો ચેતે તો સારૂં;
કહે છોટમ કર દીપ જ્ઞાનનો, તો ટળશે અંધારૂં. જીવડા૦ ૪

## ૨૧-કીર્તન પંદરમું

જીવ સ્વતંત્ર ન કોઈ, જગતમાં જીવ સ્વતંત્ર ન કોઇ;
પડ્યા કર્મતણે વશ સોઇ,જગતમાં જીવ સ્વતંત્ર ન કોઇ. ટેક
રાજ રાવણને આપ્યું ઈશે, કૃપા કરીને જ્યારે;
પાપ કર્મથી તરત ભૂલિયો, અંત થયો એકવારે. જગતમાં૦ ૧
નહુષ નાકપતિનું પદ પામ્યો, વરવાને ઇંદ્રાણી;
એક પલકમાં અજગર કીધો, અવની ઉપર આણી.જગતમાં૦ ૨
આખી પૃથ્વી એક હાથમાં, લઇ ચાલ્યો પાતાળે;
કનકનયન દિતિનો સુત એવો, કુટી નાખ્યો કાળે. જગતમાં૦ ૩
મહાકષ્ટથી મરણતણો ભય, હિરણ્યકશિપુએ મટાડયો;
કર્મે રૂપ કારમું કીધું, તત્ક્ષણ તેને તાડયો. જગતમાં૦ ૪
એક નખે એક યોજન અવની, ખણતા બહુ બળશાળી;
સાઠ હજાર સગરસુત એવા,બળિયા તે નાખ્યા બાળી.જગતમાં૦૫
અખિલ જગત અવલોકન કરતાં, નહિ સ્વતંત્ર કોઇ પ્રાણી;

કહે છોટમ શ્રીબ્રહ્મની ભક્તિ,એ નિર્ભય સુખખાણી. જગ૦ ૬

## તું તો હરિ ભજ વિલમ ન કર રે, લાડકડા મનુવા, એ રાગનાં કીર્તન–૪

### ૨૨–કીર્તન પહેલું

તું તો પ્રભુ પદપંકજ ભજ રે, ભૂલેલા ભમરા;
બીજી તુચ્છ વાસના તજ રે, ભૂલેલા ભમરા. ટેક
વિશ્વવાડી બહુ રંગની રે, આવી તને અનુકૂળ;
ડાળ પાંખડે તું ભમે, તને તેનું ન લાધ્યું મૂળ રે. ભૂલેલા૦ ૧
આંખ અનોપમ તાહરી રે, ડોળા પચીસ હજાર;
ખટ પદ ને બે પાંખડી સારી,સુંઢ તારી અણીદાર રે.ભૂલેલા૦ ૨
નવ તત્ત્વે તું નીપન્યો રે, લેવા સર્વનો સાર;
ભક્તિ મધુર રસ પરહરી, સારાલાગ્યા વિષયવિકાર રે.ભૂલેલા૦ ૩
ગુણ ગુણ કરી શું ગણગણે રે, લેને ગુણાતીત લક્ષ;
ગુણને તો કાળ ગળી જશે,જુઠો જાણજે ગુણનો પક્ષરે.ભૂલેલા૦ ૪
એક ઘડી આનંદમાં રે, જો ન ધરે હરિ ધ્યાન;
તે જન પામર જાણવા, જેવા સુવર કાગ ને શ્વાન રે. ભૂલેલા૦ ૫
આખો દિવસ એળે ખુએ રે, ના કરે તત્ત્વવિચાર;
જ્ઞાનપ્રકાશ ગમે નહિ તે તો, ઘુડ જેવા ગમાર રે: ભૂલેલા૦ ૬
સતગુરુ સાચા શોધજે રે, ઓળખવા અવિનાશ;
છોટમ સરજનહારને એ તો, પ્રકટ બતાવે પાસ રે. ભૂલેલા૦ ૭

### ૨૩–કીર્તન બીજું

તું તો શુદ્ધ વિચારે વર્ય રે, હરિજલના હંસા;
ગુરુ માનસરોવર મર્ય રે, હરિજલના હંસા. ટેક
કાગની સંગતી તેં કરી રે, કાળો થયો છે રંગ;
મળ તજી મોતીને જો ભખે,તારૂં ઉજ્વળ થઇ જાય અંગ રે.હરિ૦ ૧
હંસલો હંસને શોધતો રે, લેવા પ્રભુનું જ્ઞાન;
સંસારસર[1] ઊપર ઘણા,દીઠા બગલાને ધરતાધ્યાન રે. હરિ૦ ૨
ઉપર દીસે ઊજળા રે, વિધવિધ ધારે વેશ;

[1] સર=સરોવર

ભાવિક હંસ ભૂલો પડયો, લીધો એ ગુરુનો ઉપદેશ રે. હરિ૦ ૩
કોટિક કલ્પ વીતી ગયા રે, ભમતાં ભવની માંહી;
કર્તાએ જો કરુણા કરી, મળ્યા હંસરૂપે ગુરુ તાંહીરે. હરિ૦ ૪
સોહં હંસ બતાવિયો રે, ચૈતનસાગર તીર;
છોટમ અનુભવ મોતિયાં,ખાતાં થઇ ગયું શુદ્ધ શરીર રે. હરિ૦૫

## ૨૪–કીર્તન ત્રીજું

તારૂં ખેતર હરણાં ખાય રે, જંજાળી જનુવા;
તે તો ફળવંત કયાંથી થાય રે, જંજાળી જનુવા. ટેક
પાંચ હરણ પરિબળ ઘણાં રે, બીજા વળી દશ બાર;
ચોવીસ હરણીના સંગમાં રહ્યા,ત્રણ મોટા કાળિયાર રે.જંજાળી૦૧
પેહેલી તો ખાધી શેલડી રે, વળતી તે દાઢમ દ્રાખ;
કેળતણા કડકા કરયા પછી,રળવાની રહી રાખ રે. જંજાળી૦ ૨
જો જાણે તો જાગજે રે, ધર્મધનુષ કર ધાર,
ગોફણ લેજે જ્ઞાનની, ગુરુબોધ બંધુક માર રે. જંજાળી૦ ૩
ધીરજ રાખીને ઘરથકી રે, ખેપથી ક્ષેત્ર સંભાળ;
આપ ઉગારી આપણું,કહે છોટમ પ્રભુ ભણી વાળરે.જંજાળી૦ ૪

## ૨૫–કીર્તન ચોથું

તું તો મનરૂપી મૃગ વશ કર્ય રે, ગુણવંતા જ્ઞાની;
તેથી આત્મા કસ્તુરી ઉધર્ય રે, ગુણવંતા જ્ઞાની. ટેક
એ મૃગની નાભીવિષે રે, પ્રણવ કસ્તુરી સાર;
વિશ્વમાં ફોરે છે વાસના,પણ એ નથી લેતો લગારરે.ગુણવંતા૦૧
દોદશ શોધે દોડતો રે, વિષયારણ્ય[1] મોઝાર;
તેને વશ કરવા તને દીધાં,શ્રી ગુરુએ હથીઆરરે. ગુણવંતા૦ ૨
સાતે સ્વરથી સોહામણું રે, જનમાં અનાહત જંત્ર;
ઉત્તમ નાદ એમાં વસે એ,છે મૃગ આકર્ષણ મંત્રરે.ગુણવંતા૦ ૩
નાદે મોહ્યો મૃગલો રે, આવીને આધીન થાય;
ભાન ભૂલે ભમવા તણું,તેથી જરી આઘો નવ જાયરે.ગુણવંતા૦૪
મન મૃગ વશ જ્યારે બને રે, ત્યારે પ્રભુ વશ થાય;
પાપ તાપ ત્યારે ટળે, કહે છોટમ સુખિયો થાયરે.ગુણવંતા૦ ૫

૧ વિષયારણ્ય–વિષયોરૂપી અરણ્ય

## તેં તો ઘટમાં ઘર કીધું વાલમ વરણાગિયા રે,
## એ રાગનાં કીર્તન ૨

### ૨૬-કીર્તન પહેલું

તું તો ન્યારો રહિને ખેલે છે નારાયણ રે, તું તો; ટેક
તારી ઇચ્છા તેહજ માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુંજમાં, દીસે ઘણા રે. તું તો ન્યારો૦ ૧
પાણી પવનનો પિંડ બનાવે, તેમાં ચૈતન તારૂં આવે;
તુજ ડા'પણ જોતામાં કાંઈ નહિ મણા રે. તું તો ન્યારો૦ ૨
નટ જ્યમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે;
ત્યમ તારા કરમાં સરવેના તાંતણા રે. તું તો ન્યારો૦ ૩
એક કળે સહુ જગત હલાવે, ચમક દૃષ્ટિ જ્યમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક ગુણ સોહામણા રે. તું તો ન્યારો૦ ૪
તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી;
છોટમ તુજને જોતાં ભાગે ભરમણા રે. તું તો ન્યારો૦ ૫

### ૨૭-કીર્તન બીજું

કાયા છે તો નિશદિન કરય સમરણ કરતારનું રે. કાયા છે ટેક
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
એણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે. કાયા છે તો૦ ૧
પ્રસવ થતાં પેહેલું પય કીધું, માતાના સ્તનમાં રેચી દીધું;
તેણે કારજ સીધ્યું તારા આહારનું રે. કાયા છે તો૦ ૨
દાંત દીધા છે ચર્વણ ચરવા, અન્ન સરજિયું ઉદર ભરવા;
કર કીધા કારજ કરવા વ્યવહારનું રે. કાયા છે તો૦ ૩
કાન નેત્ર કીધાં છે કેવાં, અંગ અમૂલ્યક સરવે એવાં;
વળી મોટું મન કીધું વિવિધ વિચારનું રે. કાયા છે તો૦ ૪
એ ઉપકાર અપાર વિસારી, તું અવળો ચાલે અવિચારી;
મત્સર માં કર્ય દુઃખ છે જમના મારનું રે. કાયા છે તો૦ ૫
સુરદુર્લભ માનુષતનુ પામી, લંપટ ન થવું લૂણહરામી;
છોટમ શરણ ગ્રહીલે સરજનહારનું રે. કાયા છે તો૦ ૬

## પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાય,એ રાગનાં કીર્તન ૨

### ૨૮–કીર્તન પહેલું

એ પ્રભુપદના રે અધિકારી, જેની સર્વે રીતિ સારી. એ પ્રભુ ટેક
શુભ ઇચ્છાએ સધળે વરતે, મન ઇન્દ્રીને કાયા;
નીતિનિપુણ સુજન આ જગમાં,ધન્ય જનનિયે જાયા.એ પ્રભુ૦ ૧
ઈશ્વરની આજ્ઞાથી ઉલટાં, કર્મ નથી આચરતા;
મહેશને જે માઠું લાગે, તે ભયથી રહે ડરતા. એ પ્રભુ૦ ૨
નેત્ર કર્ણ ને હાથ ચરણ એ, સરજ્યાં સરજનહારે;
સજ્જન સુધર્મ સાધન સાધી, આત્માને ઉધારે. એ પ્રભુ૦ ૩
સારા ગુણથી જે સુધરેલા સજ્જન કેરે સંગે;
પ્રભુના જશ તેને પ્રિય લાગે,આનંદ અંગ ઉમંગે. એ પ્રભુ૦ ૪
નિંદિત કામ ગમે નહિ તેને, નિરખી આઘા નાસે;
દુર્જન દુષ્ટ ધાતકી પાપી, પળ ન રહે તે પાસે. એ પ્રભુ૦ ૫
મુરખ સાથે મન ના મેળે,* મહા બ્રહ્મને માને;
કુડ કપટ ને કથની કોઈની, તે નવ ભાવે કાને. એ પ્રભુ૦ ૬
નિયમ નિરંતર સત સંગતિનો, ચિતથી ચતુર ન ચૂકે;
વિશ્વતણા કર્તાની ભક્તિ, તન મનથી નવ મૂકે. એ પ્રભુ૦ ૭
વિદ્યા વિનય વિવેક વિચારે અનુભવ અર્ક પ્રકાશે;
અંતરમાં જે ચોર અવિદ્યા તરત તેહથી નાસે. એ પ્રભુ૦ ૮
પ્રકટયું જ્ઞાન પદાર્થ જેણે જડને ચૈતન જોયું;
ઈશ્વરનું ઓળખાણ પડયું ને ધ્યાને પાતક ધોયું. એ પ્રભુ૦ ૯
વહેમ જાળની મટી વેદના ઠરિયું મન નિજ ઠામે;
કહે છોટમ નિપજે નર એવા તે પ્રભુપદને પામે. એ પ્રભુ૦ ૧૦

### ૨૯–કીર્તન બીજું

પ્રભુ તને પ્રસન્ન તે એમ થાયે,એતું સાચો મારગ સાયે પ્રભુ૦ ટેક
એક ટેક ગુરૂ વચન પાળીને, સેવા સમરણ કરિયે.
ગુણવંતા થઇ હરિ ગુણ ગાતાં, કોઇ થકી નવ ડરિયે. પ્રભુ૦ ૧
કુલ કુટુંબ ને સગાં સહોદર, સર્વે સ્વારથ સારૂ;
અંતસમે કોઈ કામ ન આવે, ભજન કરે તે વારૂ. પ્રભુ૦ ૨
ઊપર શુદ્ધી થાય સ્નાનથી, મન શુદ્ધ થાયે જ્ઞાને;

* મેળે–મેળવે.

બાહ્યાભ્યંતર રહે નિર્મળો, કરતાં પ્રભુને ધ્યાને. પ્રભુ૦ ૩
ભૂખ્યા જનને ભોજન દેવું, તરસ્યા જનને પાણી;
કોઇ પ્રાણીને દુઃખ ન દેવું, અંશ પ્રભુના જાણી. પ્રભુ૦ ૪
સાચા સ્નેહી હોય હરીના તેને સંગે રહીએ;
પ્રપંચી પાખંડી જનમાં કહે છોટમ નવ જઇએ. પ્રભુ. ૫

## રાતલડી કેની સંગે જાગ્યા, એ રાગનાં કીર્તન ૧૦

### ૩૦–કીર્તન પહેલું

દયાનિધ દુસ્તર માયા તારી, કઠણ છે કાળ ભયંકર ભારી.દયા.ટેક
જીવને જોડેછે મમતા ધાણી, અજ્ઞાનના પાટાએ આંખ બંધાણી;
વહે પણ ના લહે લાભ કે હાણી. દયાનિધ૦ ૧
મનોરથ તિલનું ઊમેરણ થાતું, નથી કાંઈ તે તલે તેલ જણાતું;
ધખનામાં લોભે રહે મન ધાતું. દયાનિધ૦ ૨
જીરણ છે જંત્ર મહા કોઈ મોટો, વહન કરે વૃષભ દેતો ફરે દોટો;
ખરે ખરો દિસે વસ્તુ ગતે ખોટો. દયાનિધ૦ ૩
સંસારીને તૃષ્ણા સંસારની જેવી,ત્યાગી કરે સિદ્ધિની લાલચ તેવી;
આશાવશ દિસે છે દેવ ને દેવી. દયાનિધ૦ ૪
પડેલા પ્રાણી માયાને પેટે, છુટીને કોઇ થતા નથી છેટે;
વિના હરિશરણ મરણ કોણ મેટે. દયાનિધ૦ ૫
ઉષ્ણતા અગ્નિથી ના હોય અળગી,જુઓ એમ જીવને માયા વળગી;
ઉની હોય રાખ ઉઠે તોય સળગી. દયાનિધ૦ ૬
તમારી ભક્તિ વસે ઉર જેને, ત્રિગુણમય માયા નડે નહિ તેને;
અહોનિશ છોટમ ઇચ્છે એને. દયાનિધ૦ ૭

### ૩૧–કીર્તન બીજું

જીવડા સમજી વદે તો સારૂં, તેથી સૌ કારજ થાશે ત્હારૂં. ટેક.
સિંધુજલ વૃષ્ટિ રૂપે થઈ વરસે, પીધું જે પરવતે તે પછી ઝરશે;
નદી નદ સાગરમાંહી સંચરશે. જીવડા૦ ૧
પારથી પુરૂષ પ્રેરેછે વાણી, બુદ્ધિ પતિ ધાટ ધડે છે જાણી;
અક્ષર વદે જીભ નાદ માંહિ આણી. જીવડા૦ ૨
એમ પદ પ્રીછી પછી પદ ગાજે, મહારસમગ્ન થઇ મકલાજે;

કહ્યું મેં તો તારા અર્થને કાજે. જીવડા૦ ૩
ગાય ઘણા અર્થ કોઈ ઊર આણે, રીઝે હરી જ્ઞાની પુરૂષને ગાણે;
વિષયના જીવ તો વિષય વખાણે. જીવડા૦ ૪
શબ્દ જે દેહ થકી નીકળે છે,અક્ષર જઈ આકાશ માંહી ભળેછે;
છોટમ કણ વાવેલો ટોચે ફળે છે. જીવડા૦ ૫

૩૨-કીર્તન ત્રીજું

સર્વમાં સોહં રામ રમેછે,પ્રકટ થઇ પાછું પોતામાં શમે છે.ટેક.
શક્તિ ઓંકાર સ્વરૂપે એની, ત્રિગુણ થઇ ચોવીશ રૂપે તેની;
જગતની રચના કરેલી જેની. સર્વમાં૦ ૧
પ્રથમ મહાતત્ત્વનો સર્ગ બનાવ્યો,ઓંકાર તેના થકી ઉપજાવ્યો;
દ્રવ્ય ને જ્ઞાન ક્રિયામય કહાવ્યો, સર્વમાં૦ ૨
દ્રવ્ય પંચ ભૂતને માત્રાઓ જાણો,ક્રિયા થકી ઇંદ્રી દશે પરમાણો;
દેવ મન જ્ઞાન શક્તિ ઉર આણો. સર્વમાં૦ ૩
છઠ્ઠો અજ્ઞાન સર્ગ ઉપજાવ્યો, સર્વ ભેળી સુંદર દેહ બનાવ્યો;
તેમાં જીવ અંશ બ્રહ્મનો આવ્યો. સર્વમાં૦ ૪
અજ્ઞાને આપ ગયો છે ભૂલી, માયા મદ મોહે રહ્યો છે ફૂલી;
ગયો છે જ્ઞાન પોતાનું ડૂલી. સર્વમાં૦ ૫
મળે કોઇ સદ્‌ગુરૂ સાચા જ્યારે, દેહ અભિમાન તજાવે ત્યારે;
તત્ત્વમસિ લક્ષ્ય બતાવી તારે. સર્વમાં૦ ૬
કૃપાનિધિ ગુરૂની કૃપા હોય જેને,શબ્દાતીત સ્વરૂપ જણાશે તેને
છોટમ કહે આવાગમન નહિ એને. સર્વમાં૦ ૭

૩૩-કીર્તન ચોથું

વંઠેલા જીવ થયા વ્યભિચારી,
પામર નર હોય તે ભજે પરનારી; વંઠેલા જીવ૦ ટેક
જારનાં કર્મ કરે છે જાણી, થાય તપ તેજ બુદ્ધિબળ હાણી.
પડે છે નરક વિષે તે પ્રાણી. વંઠેલા૦ ૧
ક્યાંર્ હોય કોટિક તીરથ કોએ, જાય પૂળ પરનારીને જોયે;
ઉજ્વલ નવ થાય કાજળ જળ ધોયે. વંઠેલા૦ ૨
કરે પરનારીની સંગતિ જ્યારે, કોટિ પૂજા નિષ્ફળ થાય છે ત્યારે;
શ્રુતિ સ્મૃતિ એમ સદાય ઉચારે. વંઠેલા૦ ૩
ભુંડ મકલાય નરકને ભાળી, નીચ પરનારીને એમ નિહાળી;

કરેલાં સુકર્મ નાખે તે ટાળી. વંઠેલા૦ ૪
જારમાં સાર નથી કાંઇ જડતો, પ્રકટ નર દીસે નરકમાં પડતો;
જાય જમકિંકરને કર ચડતો. વંઠેલા૦ ૫
લોકમાં લાજ ઘટે છે તેની, જારમાં બુદ્ધિ રમે છે જેની;
ફજેતી થાય અતીશે એની. વંઠેલા૦ ૬
રઝળિયા રણમાંહિ રાવણ જેવા, તુચ્છ બના જાય છે સઘળા તેવા;
અતિશે અધર્મ ગણાયા એવા. વંઠેલા૦ ૭
શાણા નર હોય તે સમજી લે છે, સદા પરનારીથી અળગા રહેછે;
છોટમ સૌ મુનિજન એમ વદે છે. વંઠલા૦ ૮

## ૩૪-કીતન પાંચમું

દોષના કોશ ભરે વ્યભિચારી, જરા નથી જોતા વિવેક વિચારી. ટેક.
માને છે લક્ષ્મી દેવીને માતા, દે છે તેને જાર કર્મમાં જાતા;
કોપે પછી વિષ્ણુ શંકર ને વિધાતા. દોષના૦ ૧
જાય જમકિંકરને કર જ્યારે; લોહની નારી તપાવે ત્યારે;
કરાવે સંગ માર બહુ મારે. દોષના૦ ૨
તુચ્છ નર ત્રાસ તેનો નવ આણે, ગુરુનાં વચન અસત્ય પ્રમાણે;
તેને જમદૂત વૈતરણીમાં તાણે. દોષના૦ ૩
વચન જે વેદતણાં નવ માને, કહો તે મૂઢ ગણે પછી કોને;
પશુથી અધમ લખાયા પાને. દોષના૦ ૪
પરણેલી હોય પ્રેમદા સારી, તોય પરનારી ભજે વ્યભિચારી;
અરે શઠ શી ગતિ થાશે તારી. દોષના૦ ૫
પરણતાં કીધી પ્રતિજ્ઞા કેવી, માનું પરનારી માતા જેવી;
વદેલી વાચા વૃથા કરી એવી દોષના૦ ૬
કોઇ ધન ધામ ત્રિયાને ત્યાગી, વેષ ધરી થયો ભલો વીતરાગી;
ભમે પર ભગિનીસંગે અભાગી. દોષના૦ ૭
ઉત્તમ નરદેહ અમુલક ધારી, હાથે કરી તે નવ જાશો હારી;
છોટમ ભજ બ્રહ્મ સદા સુખકારી. દોષના૦ ૮

## ૩૫-કીર્તન છઠ્ઠું

પાપીને પુણ્ય કર્મ નથી ફળતું,
બળેલું બીજ ઉગે નહિં વળતું. પાપીને૦ ટેક
ચિત્ત ફરે ચપળ વિષયરસ ચાખી, અહોનિશ ભટકે છે ઉમર આખી;

પ્રભુપદ માંહે શંકે નહિ રાખી. પાપીને૦ ૧
અહંકૃતિ આપ શરીરની આણે, અન્યથી ઉત્તમ આપ વખાણે;
મરે ત્યાં સુધી ઘણો મત તાણે. પાપીને૦ ૨
બુદ્ધિ તો નિશ્ચય સાધે નરતો, દોષથી દિલમાં જરા નથી ડરતો;
ભંડારો પાપતણો રહે ભરતો. પાપીને૦ ૩
મનોરથ મનથકી ઉપજે એવા, પ્રપંચે પરધનને હરી લેવા;
સૂઝે નહિ સારા પુરૂષની સેવા. પાપીને૦ ૪
નેત્રે સૌ ભુંડી દ્રષ્ટિએ ભાળે, તેથી તપ તીરથ પુણ્ય પ્રજાળે;
પ્રભુનું તેજ બધે નવ ન્યાળે. પાપીને૦ ૫
કાને પર નિંદા ભલેરી ભાવે, પ્રભુના ગુણ સુણતાં ઊંઘ આવે;
કુબુદ્ધિ ચોર પ્રભુના કહાવે. પાપીને૦ ૬
જીભે વદે જૂઠ અન્યાયને ચાડી, પુણ્યનો મારગ નાખે ઉખાડી;
મારે વિષવેલી સર્વને વરાડી. પાપીને૦ ૭
હાથ તો કામ હરામ કરે છે, ચોરી લાંચ હિસ્સામાં આગે ધરે છે;
વળી ઘણાં અધમ કર્મ આચરે છે. પાપીને૦ ૮
ચરણ તો ઝાઝા કુસંગે ચાલે, મમત કરી વઢતાં મગનમાં માહાલે;
પુણ્યને પંથે જરા નવ હાલે. પાપીને૦ ૯
પાપથી પૂર્ણ ભર્યો ખળ દેહ, માળા ગ્રહી માન મૂકાવ્યાં તેહ;
છોટમ હોય સાચો મનુષ જન જેહ. પાપીને૦ ૧૦

### ૩૬–કીર્તન સાતમું

સુજનમાંદોષદુષ્ટજનદેખે, આપથી ઓછાઅન્યનેલેખે; સુજન. ટેક.
શ્વાનને સરખું છે સારૂં ને નરતું, ભસે તેની પાછળ ચોમેર ફરતું;
કોઇની કિંમત તે નથી કરતું. સુજનમાં૦ ૧
અર્ક[૧] ઘૂડ આગળ કોઇ વખાણે, તરત તે જુઠું કહે તે ટાણે;
અધમ નરે સુજનમાં દૂષણ આણે. સુજનમાં૦ ૨
કોકીલાને કાગ કહે સૌ. એવી, નથી એની વાણી અમારા જેવી;
સુજનને દુષ્ટની રીતી તેવી. સુજનમાં૦ ૩
વનસ્પતી ખીલે વર્ષા ઋતુ પેખી, જવાસો જાય બળી તે દેખી;
એવી હોય દુષ્ટની જાતી અદેખી. સુજનમાં૦ ૪
અધમનાં લક્ષણ સઘળાં એવાં, મુષક અને સર્પ વીંછીના જેવાં;

૧ અર્ક=સૂર્ય

છોટમ કહે એ થકી કહિયે કેવાં. સુજનમાં૦ ૫

### ૩૭-કીર્તન આઠમું

અરે જીવ શી ગતિ થાશે તારી,જુઠામાં જન્મ ગયો સૌ હારી. અરે૦
ચોરી જારી હિંસાનાં કામ કરે છે, પાપના ભાર અપાર ભરે છે;
વદનમાંથી વિષ જેવાં વચન ઝરે છે. અરે૦ ૧
વિષ્ણુ તજી વેશ્યા ભજે છે રૂપાળી,બુચટ તારાંસુકૃત નાખેછેબાળી;
કાળજામાં ભાત પડે છે કાળી. અરે૦ ૨
વ્યસનમાં વણશી ગયો વ્યભિચારી,મૂઢ થઇ મલિન વાસનાતારી;
થયો તું નરક તણો અધિકારી. અરે૦ ૩
જ્ઞાન તો અવળું સમજી લીધું, નાસ્તિક થઇ કર્મ અઘટતું કીધું;
અમૃતરસ ઢોળી હળાહળ પીધું. અરે૦ ૪
વિષય રસ માંહી રહયો તું બૂડી, કરે છે કરણી નિરંતર કૂડી;
ઓચિંતો જાશે અચાનક ઊડી. અરે૦ ૫
જ્યારે જમકિંકરને કર ચડશે, પછી તેને માર ધડાધડ પડશે;
રાંક થઈ જીવ નિરંતર રડશે. અરે૦ ૬
ન્યાયાધીશ ધર્મરાય છે એવો, તેને શિર દંડ દુષ્ટને દેવો;
કઠણ છે ઉત્તર એને કેવો. અરે૦ ૭
આસ્તિક થઇ આચરશે ગુરુ સેવા, તજીને દુર્ગુણ દૂષણ જેવા;
છોટમ જન નિપજે જનક શુક જેવા. અરે૦ ૮

### ૩૮-કીર્તન નવમું

કેફ કરી મૂઢ બગાડે કાયા, દૂર રહે એવું જાણી જન ડાહ્યા. ટેક
પીએ મધુપાન નીચ જે નરતો, પ્રજેતી થાય રહે જો પૂરતો;
એવાનો જીવ નથી ઉધરતો. કેફ૦ ૧
કેફ તો આસુરી જીવ કરે છે, બુદ્ધિ ધન કીર્તિ ને કાંતિ હરે છે;
ધીરજ ને ધર્મનો નાશ કરે છે. કેફ૦ ૨
કેફીની વાત કોઇ ના માને; ચોરી જારી જુઠ કપટ કરે છાને;
ભરોંસો તેનો પડે નહિ કોને. કેફ૦ ૩
કેફી નૈર થાયજ સઘળા ક્રોધી, વિશેષે હોય સુજનના વિરોધી;
કેફીના એ ગુણ જોયા શોધી. કેફ૦ ૪
ચડે કેફ ત્યારે ફરે છે બકતો, સારૂં તે પુણ્ય કરી નથી શકતો;
ઘણા દિન દેહ તેનો નથી ટકતો. કેફ૦ ૫

અમૂલ્યક દેહ બગાડે આપે, પડે છે નરકવિષે બહુ પાપે;
મરે છે કેફી સદાય સંતાપે. કેફ૦ ૬
કેફથી ભોગી બને છે રોગી, જોગથી ભ્રષ્ટ થાય છે જોગી;
સદા શઠ થાય છે ત્યાગી સંજોગી. કેફ૦ ૭
પુરાતન પાપ હોય છે જ્યારે, વ્યસનમાં જીવ વર્તેછે ત્યારે;
છોટમ મળે સદ્‌ગુરુ તેને સુધારે. કેફ૦ ૮

૩૯-કીર્તન દશમું

જીવડા જોને તું આપ વિચારી,
ભુલ્યો શઠ શી ગતી થાશે તારી; જીવડા૦ ટેક
ગર્વમાં થઈને ફરે છે ઘેલો, પાપનાં કર્મ કરે છે પેહેલો;
મોહ મદમાંહિ થયો મનમેલો. જીવડા૦ ૧
ધર્મને પંથે નથી પગ ધરતો,અનીતિ અન્યા[1] અધર્મ આચરતો;
ધણીના ભયથકી શે નથી ડરતો. જીવડા૦ ૨
ફોકટ સુખમાંહી ફરે છે ફુલ્યો,ભાગ્યના હીણા પ્રભુને શું ભૂલ્યો;
દેહ રૂપી રત્ન અમૂલક ડૂલ્યો. જીવડા૦ ૩
કાળની ફોજ સદાય ફરે છે, પળે પળે આયુષ તારૂં હરે છે;
દોષના કોષ ભરીને મરે છે. જીવડા૦ ૪
છેકેલા જોશે સર્વને છોડી, જોતાં જમ નાખશે મુંડી મરોડી;
રૂડા તન કેરી થાશે રાખોડી. જીવડા૦ ૫
વાવેલાં તો સર્વે વેગરવાં[2] પડશે,કૌચ વાવે કદળી[3]તેકયાંથીનીવડશે
ઝેરમાંથી અમૃત તે ક્યમ જડશે. જીવડા૦ ૬
સૂર્યસુત*રાજા જીવને માથે, મુવા પછી જાય પાપી તેને હાથે;
કઠણ છે જીતી જવું તેની સાથે. જીવડા૦ ૭
પાધરા ચાલો પાપ ન કરશો, ઈશ્વરની આજ્ઞાઓ જે અનુસરશો;
છોટમ પ્રભુ શરણ ગયે ભવ તરશો. જીવડા૦ ૮

## જનની જીવોરે ગોપીચંદની, એ રાગનાં કીર્તન ૮

૪૦-કીર્તન પહેલું

જગમાં તેં જનમીને શું કર્યું, ઓળખ્યો નહિ અવિનાશ જી;
જૂઠામાં ખોયું તેં જીવડા, પડયો કાળને પાશજી. જગમાં. ૧

૧ અન્યા-અન્યાય. ૨ વેગરવું-લણવું. ૩ કદળી-કેળ. * જમ

દાન દયા સત્ય શીલતા, એવું ના આવ્યું ઉર જી;
જગકર્ત્તાને જાણ્યા નહિ, કામ કીધાં તે ક્રૂર જી. જગમાં૦ ૨
ધંધો કરી ધન મેળવ્યું, બાંધ્યા મોટા માળ જી;
પ્રભુ ન ભજ્યા રે પાપિયે, કાલે ઝડપશે કાળ જી. જગમાં૦ ૩
વહેવાર વટના વરા કર્યા, મમતા બાંધીને મંદ જી;
ગર્વથી પુણ્ય અફળ ગયું, ગાયા નહિ રે ગોવિંદ જી. જગમાં૦ ૪
સાચાને જૂઠો રે પાડવા, લીધી લોકોની લાંચ જી,
મહિષ૪ મારકણા શો મસ્ત છે, નથી ઈશ્વરની આંચ જી. જગમાં૦ ૫
કીટ જેવા રે વર્ષા કાળના, ઉપજે ત્યમ અલપાય જી;
એમ બ્રહ્મને ભજ્યા વિના, જમને ઘેર જીવ જાય જી. જગમાં૦ ૬
ધિક ધિક તારા ધર્મને, મનમાં પાપનાં મૂળ જી;
શુદ્ધ વિચાર ન આવિયો, ધર્મ માન્યો તે ધૂળ જી. જગમાં૦ ૭
સારૂં આચરવું ન સૂઝિયું, કરતાં કુડી કૂલ રીત્ય જી;
છોટમ પ્રભુ એક સત્ય છે, બીજું સર્વ અનિત્ય જી. જગમાં૦ ૮

૪૧-કીર્તન બીજું

મોટમ મૂકો રે મન થકી, અનરથ મૂળ અભિમાન જી;
સમરથ સરજનહાર છે, ધરવું તેહનું ધ્યાન જી. મોટમ૦ ૧
કોઈ મોટા કારભારથી, કોઇને જર તણું જોર જી;
અધર્મે ધન કર્યું એકઠું, અંતે ઈશ્વરના ચોર જી. મોટમ૦ ૨
કોઇક મોટા કરામતે, બુદ્ધિબળ પ્રચંડ જી,
ભજન વિના ભય નહિ ટળે, જડશે જમકેરો દંડ જી. મોટમ૦ ૩
કુલ્ય ન સાંખે ફૂલની, તજે તરૂવર તેહ જી;
માટે ન ફુલીશ માનવી, ખરશે ક્ષણ માંહિ દેહ જી. મોટમ૦ ૪
પરવશ સૌના રે પિંડ છે, જીવન ચપલ જરૂર જી;
ઝબકી જાય રે જેવી વીજળી, એવું જાણી લે ઉર જી. મોટમ૦ ૫
મૂઢ જાણે મરવું નથી, મોટમ મનમાં અપાર જી;
કાળ ભયંકર કઠણ છે, કરે છત્રપતી છાર જી. મોટમ૦ ૬
નાનપણે ગ્રહો નમ્રતા, ભાવ ભક્તિ જ્ઞાન જી;
જગત કરેલું જગદીશનું, સુખદુઃખ સૌને સમાન જી. મોટમ૦ ૭
ઈશ્વર જેણે ઓળખ્યા, તે નર મોટા મહંત જી;

૪ મહિષ=પાડો

બીજાં બિચારાં એ શું બન્યું,રહ્યાં અપરાધી જંત જી.મોટમ૦ ૮
ભક્તિ થકી જે મોટા થયા, તેનું નવખંડે નામ જી;
ભજ છોટમ ભગવંતને મળશે મોટો ઠામ જી. મોટમ૦ ૯

## ૪૨–કીર્તન ત્રીજું

ભકિત મારગ સહુથી ભલો, ચાલે કોઇ ચતુર જી;
હરદમ હરિ નવ વીસરે, ભાવ રહે ભરપૂર જી. ભક્તિ૦ ૧
ચાલ ન ચૂકે રે ચિત્તથી, અચળ એવી છે ટેક જી;
નિમિષ ન ભૂલે રે નાથને,જેનો વિમલ વિવેક જી. ભક્તિ૦ ૨
સત્ય ધર્મ શીલ શોભતું, નિર્મળ પુણ્યે પવિત્ર જી;
દ્વેષ નહિ કોઈ લોક શું, માને સર્વને મિત્ર જી. ભક્તિ૦ ૩
ધ્રુવ અંબરીષ પ્રહ્‌લાદને,જુઓ જનક વિદેહ જી;
ચિત્રકેતુ ચંદ્રહાસ છે,ભજ્યા ભક્તિમાં તેહ જી. ભક્તિ૦ ૪
અલર્ક અર્જુન ને બળિ, વિભીષણ ને વિદૂર જી;
ભીષ્મ પરીક્ષિત ભૂપતી, ઉદ્ધવ ને અક્રૂર જી. ભક્તિ૦ ૫
રાજરીતિમાં સૌ રહ્યા, કહાવ્યા મોટા મહંત જી;
ધર્મ પાળ્યો ધરણીવિષે, સર્વશિરોમણી સંત જી. ભક્તિ૦ ૬
ઈશ્વર લીધા ઓળખી,સાચા સરજનહાર જી;
અન્યનો જે કરે આશરો,ભક્તિ તે વ્યભિચાર જી. ભક્તિ૦ ૭
અનન્યપણે રે ઉપાસના, એક દેવ અખંડ જી;
બીજાં સાધન સૌ પાંગળાં,પૃથ્વીમાંહિ પાખંડ જી. ભક્તિ૦ ૮
એવિ ભક્તિનો આદર કરો, મોઘો નરતન જાય જી;
અફળ ગયા તે અભાગિયા,જમને હાથે પિડાય જી.ભક્તિ૦૯
સાચી ભક્તિ સુવિચારથી, કરી જાણે જો કોઇ જી.
કહે છોટમ પ્રભુ પામશે,મહા મુક્ત તે હોઇ જી. ભક્તિ૦ ૧૦

## ૪૩–કીર્તન ચોથું

સાચા પ્રભુજીને સેવિયે, કલ્પિત ખોટા કરોડ જી;
જગત રચ્યું જેણે જુક્તિએ,જેની નહિ કોય જોડ જી.સાચા૦ ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, હરિ હાજરા હજુર જી;
સમીપ રહી સૌ સાચવે, દુર્જન જાણે દૂર જી. સાચા૦ ૨
રચના તિહાં રચનાર છે,કાર્ય તિહાં કરનાર જી;
રક્ષ્ય તિહાં રક્ષક સદા, સૃષ્ટિ તિહાં સૃજનાર જી. સાચા૦ ૩

વિશ્વાસ ત્યાં વિશ્વંભર સદા,એવું કહે મુનિ કોય જી;
પોષક સર્વ પ્રજાતણો, સૌને જાણે છે સોય જી. સાચા૦ ૪
નિયમ બાંધ્યો જેણે સર્વનો, નિશ્ચે નિયંતા એક જી;
તૃણ નવ હાલે હુકમ વિના,એવા નથીરે અનેક જી. સાચા૦ ૫
અદ્ભુત સામર્થ્ય એહમાં, કળા કોટિ અનંત જી;
અગણિત અંડ ઉત્પન કરે,આણે ક્ષણમાંહિ અંત જી.સાચા૦ ૬
સ્વર્ગ વૈકુંઠ ગોલોક છે, અક્ષર ધામની આધ જી;
દેહધારી ત્યાં દેવ છે, ભિન્ન પંથના વાદ જી. સાચા૦ ૭
વચન વિચારોને વેદનાં, સચ્ચિદાનંદ કંદ જી;
છોટમ તે પ્રભુ સર્વનો, ગુણાતીત ગોવિંદ જી. સાચા૦ ૮

૪૪-કીર્તન પાંચમું

શું સમજ્યો શઠ ગુરુથકી, ન થયું બ્રહ્મનું જ્ઞાન જી;
મમતા માંહિ મળી રહ્યો,અતીતનું અભિમાન જી. શું સમજ્યો૦
સ્થૂળ સૂક્ષ્મ ને કારણતણો, ન લહ્યો મૂળ વિચાર જી;
હું હું કરેછે તે શું હશે, શોધી ના લહ્યો સાર જી. શું સમજ્યો૦ ૨
ક્ષરને આરાધે ખરે ખરો, અક્ષરપદનો અજાણ જી;
ચર્મનાં રૂપને ચિંતવે, વૃથા વહી જાય પ્રાણ જી. શું સમજ્યો૦ ૩
સરજે પાળે ને સંહારે, એવો કર્તા અરૂપ જી;
લક્ષ્ય ન લાધ્યોરે તે તને, ભટકે ભવકૂપ જી. શું સમજ્યો૦ ૪
નામ જપે છે જિહ્વા વડે, નથી નામીની જાણ જી;
ધામ તો કલ્પેલાં સાંભળ્યાં,અંતે કર ગ્રહે કોણ જી.શું સમજ્યો૦૫
જીવતાં જથારથ ના લહ્યું, મુએ માને છે મોક્ષ જી;
વાતે વવાયોરે બાપડો, પ્રભુ જાણે પરોક્ષ જી. શું સમજ્યો ૦ ૬
અનુભવી ગુરુ જો આવી મળે, આપે તત્વવિચાર જી;
છોટમ સદ્ ચિદ્ રૂપને,જીવતાં જુએ નિરધાર જી. શું સમજ્યો૦ ૭

૪૫-કીર્તન છઠ્ઠું

અક્ષર આધ આરાધિયે, જેનો પ્રબળ પ્રતાપ જી;
શબલ વિરાજે એ શૂન્યમાં,આવરણરહિત અપાપ જી. અક્ષર૦ ૧
સૂર્યતણી સત્તા થકી, ઉપજે અન્ન અપાર જી;
એમ સકળ ઓંકારથી, થયો અંડ આકાર જી. અક્ષર૦ ૨
રૂપ બંધાય અરૂપનાં, તેમાં અવનવા રંગ જી;

અળગો ઉપાધિથી અર્ક છે,એવો કર્ત્તા અસંગ જી.અક્ષર૦ ૩
દેહધારી દુનિયાંવિષે, નિર્બળ બળિયા જે થાય જી;
વાદળ જેવાં વપુ સહુ, રાખ્યાં તે ન રખાય જી. અક્ષર૦ ૪
નિર્બળ બળિયા ને નમે, કહે તેને કર્ત્તારજી;
મર્મ ન જાણે એ મૂળગો, ભૂલે ભરમે સંસાર જી. અક્ષર૦ ૫
અનુભવ ઉપજે ઉરવિષે, ગુરુજ્ઞાન વિચાર જી;
છોટમ એ પદ ઓળખે, પામે ભવજળ પાર જી. અક્ષર૦ ૬

## ૪૬-કીર્તન સાતમું

જ્ઞાન ન ઉપજે ગુરુ વિના, કોટિ સુણતાં કથાય જી;
પારસ લખિયો પુરાણમાં, સુણતાં સોનું ન થાય જી. જ્ઞાન૦ ૧
અંજન વિદ્યાની ઔષધી,આગળ કથી ગયા કોય જી;
પાઠ કરે પુરા પ્રેમથી, નિર્મલ નેત્ર ન હોય જી. જ્ઞાન૦ ૨
કલ્પતરૂ ને ચિંતામણી, મોટા સુણિયા મહિમાય જી;
દારિદ્ર ન જાય દીઠા વિના, જપતાં જુગ વહી જાય જી. જ્ઞાન૦ ૩
મૃતકના મુખ આગળે, પઢિએ અમૃત પુરાણજી;
જરીએ ન થાયે રે જીવતું, જો જો વિચારીને જાણ જી. જ્ઞાન૦ ૪
પોષણ આપે પળે પળે, ભેળો રહિ ભગવાન જી;
એ પ્રભુને જો ઓળખે,જાતે હોય ગુણવાન જી. જ્ઞાન૦ ૫
જૂની કથાઓ જે જગતમાં, તેનો સમજવો સાર જી;
મહંત પુરૂષ મળ્યા જેહને, પામ્યા તે નર પાર જી. જ્ઞાન૦ ૬
સાત દા'ડા શુકદેવની,કથા સુણે સહુ કોય જી;
પરીક્ષિત મોક્ષ પામી ગયો,સમજ્યો લક્ષારથ સોય જી. જ્ઞાન૦ ૭
માનો કહ્યું જો માનવો, દેવ બુદ્ધિના દક્ષ જી;
છોટમ પ્રભુપદ પામવા, લેજો જ્ઞાનીનો લક્ષ જી. જ્ઞાન૦ ૮

## ૪૭—કીર્તન આઠમું (માત્ર બાહ્યાચારથી મોક્ષ નથી.)

શત્રુ સબળ છે શરીરમાં,મોટા મનના વિકાર જી;
ધર્મરૂપી ધન એ હરે, વિના વસ્તુવિચાર જી. શત્રુ૦ ૧.
દ્વાદશ તિલક અંગે કરે,હરિ મળવા હથિયાર જી;
મોહે મચરડીને મારિયા, તરી ન શક્યા સંસાર જી. શત્રુ૦ ૨
શંખ ચક્ર ગદા પદ્મનાં, ધારે અંકિત અંગ જી;
કામે ને ક્રોધે તે કૂટિયા, કર્યો કર્મે કુસંગ જી શત્રુ૦ ૩

ભેખ ધર્યે ભય ના ટળે, શત્રુ ઘેરે શરીર જી;
પ્રપંચ મૂકી પ્રભુ ભજે, એવા કોઇક વીર જી, શત્રુ૦ ૪
ધીરજધનુષ કરમાં ધરે, સુરતાબાણ સંધાણ જી,
કંપીને શત્રુ કોરે રહે, પામે પદ નિર્વાણ જી. શત્રુ૦ ૫
સત્યનામ સમશેરને, હરદમ જો ગ્રહે હાથ જી;
છોટમ પાપ ના પરભવે,રમે બ્રહ્મની સાથ જી. શત્રુ૦ ૬

## હો મનુવા શ્રીહરિશરણે રહેજે, એ રાગનાં કીર્તન ૩

### ૪૮-કીર્તન પહેલું

હો મનુવા ભજન ભરોસે રહેજે,
અવર ઉપાસન પરહરી; ગુરૂજ્ઞાન હૃદયમાં ગ્રેજે. હો મનુવા ટેક
વિચરે વપુ વ્યવહારમાં રે, સુરત પરાની પાર;
આવરણમાં અટકે નહી, નિજ પ્રભુસાથે એક તાર.હો મનુવા.૧
ચકોર દેખે ચંદ્રને રે, ચિત્ત ન ચોરે લગાર;
અમૃત આવે ચાંચમાં, તેથી બળતા ભખે અંગાર. હો મનુવા૦ ૨
અંબુજ × અર્કને જોઇને રે, ખીલે સરોવર માંય;
સમરથની સુરતા થકી, જળ પત્રે ન પરસે કાંય. હો મનુવા૦ ૩
કુંજડી પ્રસવે ઇંડલાં, જનની વિદેશે જાય;
સુરતે સેવાયે સેહેજમાં, તેની પ્રીયે પરંદાં થાય. હો મનુવા૦ ૪
સાગરકેરી છીપની રે,સુરત સ્વાતિ ઘન સંગ;
આતુર થઈ ગ્રહે અધરથી,તેમાં નીપજે મોતીનાં નંગ.હો મ૦૫
નરમાદા મોતી તણી રે, સાચો સ્નેહ કહેવાય;
નરને વિદેશે વાપરે પણ, માદાથી અલગ ન થાય.હો મનુવા૦૬
એમ સૂરત સૃજનાર શું રે, રસ બસ થઇ રહે લીન;
પલક ન જાય પિયુ વિના,જેવો મહાજળ કેરો મીન. હો મનુ૦૭
લક્ષ લાગ્યો નવ વીસરે રે, હરદમ હાલ હમેશ;
જન છોટમ ધન્ય તેહને, જેનો એવો ભક્તિનો દેશ. હો મનુ૦૮

### ૪૯-કીર્તન બીજું

હો મન ભમરા ભજન તજી શું ભમે છે,
પ્રભુપદપંકજ પરહરી, તને ભંગુર ભોગ ગમે છે. હો મન૦ ટેક.

× અંબુજ-કમળ

વિશ્વવાડી કરતારની રે, કલ્પિત કારમું કામ;
ઉપજ્યા પછી ભય થાયછે, તેનું ન જડે રૂપ કે નામ.હો મન૦ ૧
બરાસની મૂરતી બનીરે, અભ્ર ધનુષનો રંગ;
જોતાં જોતાંમાં જાયછે, તેમાં નહિ કોઈ કોઇનો સંગ. હો મન૦ ૨
આપણી આંખો આગળે રે, શૂરા સુજાણ શ્રીમંત;
મરદ ઉડી ગયા ગરદમાં, જે બહુ જોધા બળવંત. હો મન૦ ૩
ભૂમી ઉપર થયા ભૂપતી રે, જગત હુકમમાં હજુર;
વૈભવ વાળા વિશ્વમાં, તે વહિ ગયા વેહેતે પૂર. હો મન૦ ૪
ગજ ઘોડા રથ સાહબી રે,ધામ ધરા પરિવાર;
પળ એકમાં મૂકે પડતું એવો, મૃત્યુનો મોટો માર. હો મન૦ ૫
ધન મદ જોબન રૂપમાં રે, ગર્વ કરે તે ગમાર;
પુષ્પની સજ્જાએ પોઢતા,એવા છત્રપતી થઇ ગયા છાર. હો૦ ૬
સૌના શિર ઉપર ફરે રે, કાળનું ચક્ર કરાળ;
અંધ ન લહે અજ્ઞાનમાં,જેની ફડકે ત્રિલોકને ફાળ. હો મન૦ ૭
જાવું સર્વને જરૂર છે રે, સમરને સરજન હાર;
જો દિવસે ઘર ના જડ્યું, તેને આગળ છે અંધકાર. હો મન૦ ૮
છોટમ એવું જાણીને રે, ભજ સમરથ ભગવંત;
પ્રભુ ના ભજ્યા તે પ્રલે ગયા, જેવા ચોમાસાના જંત. હો મન૦ ૯

## ૫૦–કીર્તન ત્રીજું

હો જીવડા તું જગપતી લેને જાણી,
સર્વ દેહમાં સરસ જે, નર દેહ દીધો તને પ્રાણી. હો જીવડા. ટેક.
નર ખરથી શાનો ભલો રે, જો ન ભજ્યો કરતાર;
ચાર તો સરખાં સર્વને,ભય નિદ્રા અનંગ[1] આહાર.હો જીવડા૦૧
માનવ મોટો માનિયે રે, જો કરે સાચો શોધ:
તત્ત્વવિચાર રહે સદા,જેની બુદ્ધિમાં નિર્મળ બોધ.હો જીવડા૦૨
નિર્મળતાએ નિહાળિયે રે, સમરથ સરજનહાર;
સ્થાવર જંગમ જે રચે, એવો અખિલ અંડ આધાર.હો જીવડા૦૩
અદ્ભુતતા એમાં ઘણી રે, કોઇ ન પામે પાર;
કલ્પિત મતને પરહરી, કરો છોટમ એમ વિચાર.હો જીવડા૦૪

---

૧ અનંગ=કામ–મૈથુન

## ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, એ રાગનાં કીર્તન ૩

### ૫૧-કીર્તન પહેલું

ધર્મ વિચારો રે ધર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ. ધર્મ વિચારોરે૦ ૧
કર્ત્તાએ સૃષ્ટિ પ્રથમ કરી, રચી સ્થિર ચર જાત.
મોટો બનાવ્યો રે માનવી, વિશ્વમાં જે વિખ્યાત. ધર્મ૦ ૨
નાયક નરને સરજિયો, આપ્યું જ્ઞાન વિશેષ;
વાણી આપી શબ્દ બોલવા, દીધો હિત ઉપદેશ. ધર્મ૦ ૩
ચરણ આપ્યા દેવે ચાલવા, ગ્રહવાને આપ્યા હાથ;
ધણિયે તો રાખવા ધારણે, સાંપ્યો ધર્મ તે સાથ. ધર્મ૦ ૪
હિતનાં વચન આદિદેવનાં, તેનું નામ છે વેદ;
અવળો ચાલે તે અધર્મ બને, અંતે થાય ઉચ્છેદ. ધર્મ૦ ૫
સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર;
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર; ધર્મ૦ ૬
ચાર ચરણ છે અધર્મના, વે'મ મદ ને કુસંગ;
અનૃત પેસે જો અંગમાં, કરે ધર્મનો ભંગ. ધર્મ૦ ૭
સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કરતાર. ધર્મ૦ ૮
શશિ વિના જેવી શર્વરી, વિના દીપક ધામ;
સત્ય વિના એમ જાણવો, નરદેહ ન કામ. ધર્મ૦ ૯
સત્ય વાળો નર સર્વને, લાગે વહાલો વિશેષ;
પ્રીતિ પ્રતીતિ કરે સહુ, શોભાવે નિજ દેશ. ધર્મ૦ ૧૦
અતિ મહિમા સારી આબરૂ, પામે સાચા સુજાણ;
જશ બહુ વાધે જગતમાં, કરે વિશ્વ વખાણ. ધર્મ૦ ૧૧
રાખે ભરોસો ભૂપતી, ભારે સોંપે ભંડાર;
સાચાને મળવો સે'લ છે, પ્રભુ સરજનહાર. ધર્મ૦ ૧૨
સાચ વસે જો શરીરમાં, પ્રાણી હોય પવિત્ર;
સદ્ગુણ સઘળા સાચમાં, માને માનવ મિત્ર. ધર્મ૦ ૧૩
જીવ ઉપર દયા જેહને, ટાળે દીનનાં દુઃખ;
તન ધનને વાણી વડે, આપે સર્વને સુખ. ધર્મ૦ ૧૪
ઇચ્છે ભલું અંતર વિષે, કરવા સૌનું કલ્યાણ;

અવગુણ ના ધરે ઉરવિષે, દયા તેજ પ્રમાણ. ધર્મ૦ ૧૫
દેહ ધરી દુનિયાંવિષે, ઈચ્છે પર ઉપકાર;
સફળ જન્મ તે જનતણો, તેના સફળ વિચાર. ધર્મ૦ ૧૬
જપ તપ સાધને શું થયું, દયા જો નવ હોય;
દાનવ જેવો દેવને, પ્રિય લાગે ન કોય. ધર્મ૦ ૧૭
પંથ પ્રપંચી તેહનો, દયા જેમાં ન લેશ;
દંભી ફરે દુનિયાંવિષે, કરે જીવને ક્લેશ. ધર્મ૦ ૧૮
નિર્બળ દેખી ઘણા નડે, એવા અધમ અપાર;
નરકે પડે નર તે સદા, મારે જમડાઓ માર. ધર્મ૦ ૧૯
કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ;
બીજા તો દંભ અનેક છે, તેણે સુધરે ન કામ. ધર્મ૦ ૨૦
તપ કરી તન દૃઢ જે કરે, જીતે ઈંદ્રી ને પ્રાણ;
મન વશ રાખે પોતાતણું, હોય ચતુર સુજાણ. ધર્મ૦ ૨૧
સુખ દુઃખ સમ કરીને ગણે, સમ હરખ ને શોક;
ધીરજ ધર્મ ચૂકે નહિ, એવા નર કોક. ધર્મ૦ ૨૨
શૌચક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર;
મેલ ધુએ પછી મનતણો, જ્ઞાનનીરથી વીર. ધર્મ૦ ૨૩
એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર;
સફળ જીવન આ જગતમાં, ચારૂ તેનાં ચરિત્ર. ધર્મ૦ ૨૪
વેદવચન થકી ધર્મને, પંથે ચાલશે જેહ;
છોટમ પ્રભુને જે ભજે, તરે ભવજળ તેહ. ધર્મ૦ ૨૫

### પદ–કીર્તન બીજું

શું કર્યું જનમી સંસારમાં, ખોયો દુર્લભ દેહ;
મોટું સુખ જેથી મળે, તે તો ના થયું તેહ. શું કર્યું૦ ૧
સ્વર્ગનાં દ્વાર ઉઘાડવા, સાધી ના શકયા ધર્મ;
નાખે અંતે લેઇ નરકમાં, કીધાં એવાં તેં કર્મ. શું કર્યું૦ ૨
મૂળ ઉચ્છેદે મોહનાં, એવા ગુરૂતણું જ્ઞાન;
ઉરમાં ન આવ્યું અભાગ્યથી, ન ધર્યું બ્રહ્મનું ધ્યાન. શું કર્યું૦ ૩
તપમાં તો ઘડિયે તપ્યો નહિ, તપ્યો ત્રિવિધ તાપ;
પુણ્યનાં સાધન ના કર્યાં, કર્યાં પૂરણ પાપ. શું કર્યું૦ ૪
દાન ન દીધાં દીનને, દીધાં દુર્બળને દુઃખ;

કોટિ જન્મ ભજી કામના, તોએ ભાગી ન ભૂખ. શું કર્યું૦ ૫
ભંગુર ભોગ કાજે ભમ્યો, થયો કાળનો ભોગ;
અક્ષય સુખ આપી શકે, એવો ન સાધ્યો જોગ. શું કર્યું૦ ૬
તન મન ધનથી દુષ્કૃત કર્યાં, સુકૃત ના સર્યું કાંય;
મરણ પછી મારૂં શું થશે, એવું નાવ્યું મનમાંય, શું કર્યું૦ ૭
તૃષ્ણા તો જીર્ણ થઈ નહિ, થયું જીર્ણ શરીર;
શ્વાસનું સત્ય ઝરી ગયું, જેવું કુંભનું નીર. શું કર્યું૦ ૮
કાળ તો કાંઇ ગયો નહિ, ગયો આપે બહુ વાર,
અપરાધ કીધા અનેકના, મળ્યો જમરાનો માર. શું કર્યું૦ ૯
વચન ન પાળ્યાં વેદનાં, ગુરૂ આજ્ઞા આધીન;
વનિતાને વશ થઇ વરતિયો, મન વચન મલીન. શું કર્યું૦ ૧૦
કષ્ટ સહ્યાં કોટિ ભાનનાં, સહ્યાં શીત ને તાપ;
ધર્મનો શ્રમ તો સહ્યો નહિ, ભૂલ્યો બ્રહ્મનો જાપ. શું કર્યું૦ ૧૧
નિષ્ફળ કર્મ કરી મુઓ, ફળ ના મળ્યું કાંય;
ચપળ આયુષ તો ચાલી ગયું, જેવી વાદળની છાંય. શું કર્યું૦ ૧૨
એક સો વર્ષનું આયખું, વિધિએ કર્યું નિર્માણ;
અર્ધું ગુમાવ્યુ તેં ઊંઘમાં, વહ્યો ફોકટ પ્રાણ. શું કર્યું૦ ૧૩
બાર વર્ષ ગયાં બાલ્યમાં, વૃદ્ધતા માંહિ વીશ;
શેષ ગયા સંતાપમાં, ઉદ્યમમાં અહોનીશ. શું કર્યું૦ ૧૪
વારે વારે વહ્યો ગયો, કર્ત્તા કર્મના ભોગ;
છોટમ સમજી હવે કરો, પ્રભુ મળવાનો જોગ. શું કર્યું૦ ૧૫

## ૫૩-કીર્તન ત્રીજું

નારીથી નર ફરે નાસતા, જુઓ અબળાનું જોર;
અતુલિત બળિયો એમાં વસે, કોઇ કંદર્પ ચોર. નારીથી૦ ૧
વસ્ત્રવના કર્યાં કોઇને, નાગા ફરતા નિઃશંક;
કોઇને કૌપીન ચીંથરાં, અર્ધ ઉઘાડાં અંગ. નારીથી૦ ૨
રાખ ચોળી ફરે રાનમાં, મોટા માથાના કેશ;
કોઇક કીધા મુંડિયા, જેવો વિધવાનો વેશ. નારીથી૦ ૩
ગેરૂએ રંગેલી ગોદડી, ઓઢે અંચલા અંગ;
વસ્તી થકી રહે વેગળા, તજી તરુણીનો સંગ. નારીથી૦ ૪
ભીખ માગીને ઉદર ભરે, કરે ફળનો આહાર;

ઈશ્વર એક આરાધવા, છોડી દીધો સંસાર. નારીથી૦ ૫
ભોગ તજ્યા જોગ સાધવા, વળી ભોગ સરાય;
તે નર પામર જાણવા, ઉભય ભ્રષ્ટ તે થાય. નારીથી૦ ૬
જોગ લીધો ને જતી થયા,ઇચ્છે દારા ને દામ;
તે નર અધવચથી પડયા,મળ્યો નરકનો ઠામ. નારીથી૦ ૭
પૂર્ણ પુણ્ય હોય પાછલાં, સાધી જાણે તે જોગ;
ઓછા માણસના અંગથી, ન ટળે મનસા રોગ. નારીથી૦ ૮
નારી સહિત કોઇ નર ભલા, કરે ધર્મ ને ધ્યાન;
પાપપુંજને પરહરી, આરાધે ભગવાન. નારીથી૦ ૯
જનકસરીખા જગતમાં, ઋષિ મુનિ જન જેહ,
સંસારમાં સરસા રહી, પામ્યા પ્રભુ પદ તેહ. નારીથી૦ ૧૦
સદ્‌ગુરૂ સાચા જેહને, હોય ધર્મ સહાય;
છોટમ એવા સંતને, મોહ મનમાં ન થાય. નારીથી૦ ૧૧

## જે કોઇ પ્રેમ અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે, એ રાગનાં કીર્તન ૫

### ૫૪–કીર્તન પહેલું

પૂરા અંશ પ્રભુના હશે, જ્ઞાન તો તેના ઘટમાં જશે. ટેક.
રાજચિહ્‌ન હોય જેને અંગે,તે કરિણીને મન વસે;
હજાર જણની મધ્ય હાથણી, કળસ ઢોળવા જશે. જ્ઞાન૦ ૧
સરખો સૂરજ સઘળે છે પણ, નેત્રે જોયો જશે;
પ્રાય પંખિનું બચ્ચું હોય તો, તેજ પાંખ પામશે. જ્ઞાન૦ ૨
સિંહ તણું પયપાન કરે જો, પુત્ર સિંહનો હશે;
જરે નહિ બીજી જાતીને, કોઇ પ્રકારે કશે. જ્ઞાન૦ ૩
પાવક દેખી ડરતા પ્રાણી, સર્વે કોરે ખસે;
ધગધગતા અંગારા હોય પણ, ચકોર ખાવા ધસે. જ્ઞાન૦ ૪
કહે છોટમ અનુભવિ જન એકજ, કોટિ મનુષમાં વસે;
સૂરજ જેવો સૂરજ નહિ પણ, દીવે દીવો થશે. જ્ઞાન૦ ૫

### ૫૫–કીર્તન બીજું

જે કો હોય હરિના દાસ, તેના ઘટમાં હરિનો વાસ. ટેક
ગુરુની દૃષ્ટે જુએ હરીને,જે પોતાની પાસ;
મન વચ કર્મે હરિમાં વર્તે, આઠ પહોર અભ્યાસ. જે કોઇ૦ ૧

ગદ્‌ગદ્‌ કંઠે ગાય હરિગુણ, પ્રકટે પ્રેમપ્રકાશ;
ચૌદ લોકમાં ચિત્ત ન ગોઠે, કરે ન કોઈની આશ. જે કોઇ૦ ૨
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવક વાસ;
એમ અહોનિશ રહે મળીને, હરિમાં હરિના દાસ. જે કોઇ૦ ૩
હરિ હરિ રટણ નિરંતર તેને, સમરણ શ્વાસ ઉશ્વાસ;
છોટમ હરિથી ન પડે અળગો, જેમ પુષ્પમાં વાસ. જે કોઈ૦ ૪

### પદ-કીર્તન ત્રીજું

પ્રભુ તજિ પાપમાર્ગે ચડે, તેહને નેષ્ટ પનોતી નડે. ટેક.
સઘળા ગ્રહ તેને સંતાપે, પૂરણ પીડા પડે;
ભૂત પ્રેત વેતાલ વીરગણ, અધમ શાકણી અડે. તેહને૦ ૧
પ્રભુના ભજન વિના મહાપાતક, તે નાશે શા વડે;
જમકિંકર તે પાપીજનશું, વેર કરીને વડે. તેહને૦ ૨
કરુણાસિંધુ કર્ત્તા ભૂલી, અવર ઠામ આથડે;
સુપનામાં તેને સુખ ન મળે, રાંક થઇ તે રડે. તેહને૦ ૩
જમના દૂતો તેના તનની, છાલ ઉખાડી છડે;
પ્રભુના ભજન વિના પ્રાણીનો, ઘાટ ઘણા થઈ ઘડે. તેહને૦ ૪
શ્વાસ ઉચ્છ્વાસે પ્રભુને સમરે, અનહદ નોબત ગડે;
જન છોટમ કહે સહુ ઝખ મારે, બ્રહ્મ વિષે જો ભડે. તેહને૦ ૫

### પદ-કીર્તન ચોથું

રે શું સમજ્યો વૈષ્ણવ થઈ, અવિદ્યા જો અળગી નવ ગઇ. ટેક.
જ્ઞાન વિરાગ ગમે નહિ ગાતાં, રાસકથાના રસિયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ,અંતરથી નવ ખસિયા.. રે શું૦ ૧
તન મન ધન દારા ઘર તારૂં, બ્રહ્મ સમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું. રે શું૦ ૨
હિંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઈ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી. રે શું. ૩
જરને લોભે જૂઠા સોગન, ખાતાં પણ નથી બીતા;
જૂઠી સાક્ષી જાય પુરવા, ઝટ ઉપાડે ગીતા. રે શું૦ ૪
છાપ તિલક તાણીને અંગે, મંડળિયોમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાંકનાં ઘર ઘાલે. રે શું૦ ૫
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂં ફાકે;

ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા તાકે. રે શું૦ ૬
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતીનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું. રે શું૦ ૭
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ,જાણો સર્વે કાચો. રે શું૦ ૮

૫૮–કીર્તન પાંચમું

કુમતિ તે ક્યમ ટળે, જીવની કુમતિ તે ક્યમ ટળે. ટેક.
પાપ કરે પામર બહુ પેરે, પશુ બરાબર પળે;
પરનિંદા પરપંચ અવિદ્યા, રાત દિવસ એ રળે. જીવની૦ ૧
સત્ય મારગે જે જન ચાલે, તેને જોઇને બળે;
સજ્જન મૂકી નરતા નરના, ટોળામાં જઇ ભળે. જીવની૦ ૨
સદ્‌ગુરૂની કિંમત નહિ તેને, છટકેલા ગુરૂ છળે;
ભ્રાંતિ વે'મની વાતો સુણતાં, અવળે મારગ વળે. જીવની૦ ૩
વાક્યજાળમાં વીંટાયા તે, અજ્ઞાને આપ્રળે;
જગત ચરાચર જેણે સરજ્યું, તે કર્તા નવ કળે. જીવની૦ ૪
મહા વાક્ય ઉપદેશ ન માને, જે બૂડયા ભવ જળે;
અનુભવ નાવ વિના કહે છોટમ ક્યમ તરશે નિજ બળે. જી૦૫

---

## બનજા હરિદાસ હરિદાસા,એ રાગનાં કીર્તન ૪

૫૯—કીર્તન પહેલું

અવગુણ આળસમાં આળસમાં,ખાશો ખોટ પડી પરવશમાં.ટેક.
સરજન હારે સૂરજ સરજ્યો, સૌના ઉદ્યમ સારૂં;
આંખ મીચીને દિવસે ઊંઘે, તેને છે અંધારૂં. અવગુણ૦ ૧
ભણ્યો હોય તે સઘળું ભૂલે, વેપારી તે ડૂલે;
ખેતી કરતાં આળસ રાખે, તે ખેતરમાં શું લે ? અવગુણ૦ ૨
રાજભ્રષ્ટ હોય તે રાજાની, પરજા પીડા પામે;
શસ્ત્ર ધરી આળસમાં રહે તે, ના જીતે સંગ્રામે. અવગુણ૦ ૩
સાધનવાળા સિદ્ધ ન થાયે, જોગ ન પામે જોગી;
શારીર વિદ્યા શીખ્યા હોય પણ,વૈદ્ય મરે છે રોગી. અવગુણ૦ ૪
એવા અવગુણ અનેક એમાં, કહેતાં પાર ના આવે;
જન છોટમ કહે આળસ મૂકી, બ્રહ્મ ભજીલો ભાવે. અવગુણ૦ ૫

### ૬૦-કીર્તન બીજું

સજ્જન સાંભળજો સાંભળજો, સદ્દગુરૂને વચને વળજો. સ૦ ટેક.
જગકર્ત્તાને ઓળખવાને, અનુમાન છે એનું;
અવયવ સહિત વિચિત્ર સચેતન,વિશ્વ રચેલું જેનું. સજ્જન૦ ૧
સત્ ચિદ્ આનંદ શ્રૌત શબ્દથી, રૂપનિરૂપણ થાય;
તત્વમસિ એ વાક્ય વિચારે,તો ઈશ્વર ઓળખાય. સજ્જન૦ ૨
કર્ત્તા ભર્ત્તા હર્ત્તા ઈશ્વર, નહિ સમર્થ કોઈ એવો;
દેવ સકળ એના ચાકર છે, નહિ કોઇ એના જેવો. સજ્જન૦ ૩
જડ માયા ને ચેતન જીવો, ઇચ્છાથી ઉપજાવે;
શક્તિવંતો દેવ સનાતન, ભક્તોને મન ભાવે. સજ્જન૦ ૪
અણુરૂપે છે જીવ દેહમાં, તેને અંશ કહેછે;
ચોવીશ તત્ત્વતણા આલયમાં, રાતો માતો રહે છે. સજ્જન૦ ૫
અહં દેહ એવી મતિ થઈને, આપ અને પતિ ભુલ્યો;
ધન જોબન તન સત્ય જાણીને, સદા રહેછે ફુલ્યો. સજ્જન૦ ૬
દેહ ભિન્ન જો આપ જાણિને, જગકર્ત્તાને જાણે;
કહે છોટમ તે ગુરુ કરુણાથી, જીવ ઠરે ઠેકાણે. સજ્જન૦ ૭

### ૬૧-કીર્તન ત્રીજું

જીવડા જો જાગી જો જાગી,તારો અવસર જાય અભાગી. ટેક.
ચક્ર કરાળ કાળનું જોને, સૌને શિર છે ભમતું;
જન્મ્યા તેને ઝડપી લેછે, દેહ ધારીને દમતું. જીવડા૦ ૧
નિષ્ફળ કર્મ નિરંતર કરતાં, ખોયું ઉત્તમ ટાણું;.
ઈશ્વરને ઓળખી નવ લીધા,પાથરતાં વાયુ વહાણું. જીવડા૦ ૨
બાળ કુમાર જવાની બગડી, વૃદ્ધપણું વણસાડ્યું;
ચિદાનંદનું ચિંતન તેતો, અંતરમાં નવ આણ્યું. જીવડા૦ ૩
સદાચરણને પ્રભુની સેવા, આદર ન કર્યો એવો;
ધિક્ ધિક્ નરનો દેહ ધરયો પણ,જીવ જનાવર જેવો. જીવ૦ ૪
નાશવંત સાંસારિક સુખને, સત્ય લહીને સૂતો;
પલક એકમાં કાળ પકડશે, હૂતો થશે નહૂતો. જીવડા૦ ૫
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઈ;
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને,લેજે હરિગુણ ગાઇ. જીવડા૦ ૬

## ૬૨-કીર્તન ચોથું

સમરણ સોહંકા સોહંકા, જ્યાં બજે અનાહત ડંકા. સમ. ટેક.
આસન બાંધી સુરતી સાંધી, ચતુર્ દલે ચિત લાયા;
મૂળાધાર પૃથ્વી રંગ પીળા, દેવ ગણપતી રાયા. સમરણ૦ ૧
અક્ષર ચાર વિચારો ઈનમે, વંશષંસ વરણા;
ખટસેં જાપ અજંપા જપકે, ઉનકું અર્પણ કરણા. સમરણ૦ ૨
ઉતપત દ્વારા ખટદલ સારા, શ્વેત રંગ જલ જાન્યા;
ચતુરાનનકી જ્યોત જગાઇ, ખટ હજાર દિયા દાના. સમરણ૦ ૩
ખટ દલમે ખટ અક્ષર દેખો, બંભંમંકા બાસા;
યંરંલંકુ લખો લક્ષસે, ખેલ બન્યા હે ખાસા. સમરણ૦ ૪
નાભિસરોજા દશ દલ ખોજા, તેજ તત્વકા તાપા;
લાલ રંગમે લક્ષ્મીનાયક, ખટ હજાર જહાં જાપા. સમરણ૦ ૫
ડંઢંણં તાંહાં અક્ષર દરશા, તંથંદંધં વાસા;
નંપંફંકુ ફિરકર પેખ્યા, કટયા કર્મકા પાસા. સમરણ૦ ૬
હૃદય વિચારા દ્વાદશ આરા, શિવ શક્તીકા ઠારા;
નીલરંગ મારુતકા માંહી, ઝગમગ જ્યોતિ ઉજારા. સમરણ૦ ૭
ખટ હજાર તાંહાં જાપ અરપના, કંખંગંઘં વરણા;
નંચ છંજં જાંહાં નિવાસા, ઝંઞંટંઠં ઠરણા. સમરણ૦ ૮
કંઠે કંજા ષોડશરંજા, પત્ર કહ્યા પરમાના;
શામરંગ આકાશ તત્વકા, જીવ જ્યોતિકા ધ્યાના. સમરણ૦ ૯
સહસ્ર જાપ તાંહાં જપો અજંપા, ષોડશ વર્ણ વિચારા;
અંઆં ઇઈ ઉઊ ऋ ॠ ऌ ॡ એ ઐ સારા. સમરણ૦ ૧૦
ઓ ઔ અં અઃ ઉનકે માંહિ, એ સ્વર ખટ દશ કહાવે;
ઇનકો ધ્યાન ધરે નર જેહી, સો ભવ જલને નાવે. સમરણ૦ ૧૧
ભૃકુટીચક્રે દ્વેદલ પત્રે, વાકે નિર્મલ રંગા;
હં ક્ષં અક્ષર રહે નિરંતર, ચિત શક્તી કે સંગા. સમરણ૦ ૧૨
સહસ્ર જાપ તાંહાં કરો નિવેદન, પરમ તૂરી પદ તાંહી;
બજે અનાહત નાદ નિરંતર, અમૃત બરસે જ્યાંહી. સમરણ૦ ૧૩
બ્રહ્મરંધ્રકા ભેદ અપારા, દલ હજાર તાંહાં દરસે;
સહસ્ર જાપ તાંહાં જપો જુગતસે, પરમજ્યોતિકું પરસે. સમ૦ ૧૪
સબ અક્ષર અવ્યક્ત રહે તાંહાં, અકલ અનોપમ રંગા;

કોટિક રવિ શશિ તેજ કહાવે, પરમ પુરૂષ કે સંગા. સમ૦ ૧૫
ઉનકે આગે લક્ષ અલૌકિક, સદ્‌ગુરુ ભેદ બતાયા;
છોટમ શ્રીગુરુ દેવ પ્રતાપે, અચલ અભય પદ પાયા. સમરણ૦ ૧૬

## હરિ ભજનથકી છોટા હોય તે સૌથી મોટા થાય એ રાગનાં ૧૧

### ૬૩-કીર્તન પહેલું

હો જીવ અજાણ, જો આયુષ નદીના પૂર જેવું જાય છે;
ગણ ગણિત પ્રમાણ, ઘડી દિવસ ને માસ વરસ વહિ જાય છે. ટેક.
પિંડ ચાલે છે જે પ્રાણવડે, તે ઝાઝે મૂલે કહિં ન જડે;
શીદ પથ્થર ટાંકે પારસ વડે. હો જીવ૦ ૧
તું ફોકટ શું હિંડે ફરતો, નિત્ય નિંદા ને ચાડી કરતો;
તું દેવથકી નહિશે ડરતો. હો જીવ૦ ૨
મળ્યો મનુષદેહ તુજને મોટો, ખળતામાં જન્મ કર્યો ખોટો;
લાભ ખોયો ને લીધો ટોટો. હો જીવ૦ ૩
તેં પૂંઠ કરી પરમારથમાં, મહાલ્યો સૂકર સુખ જોઇ સ્વારથમાં;
આવો અવસર ખોયો અનરથમાં. હો જીવ૦ ૪
જ્યારે કટક આવશે કાળ તણું, તે ઝટપટ લેશે ઘેરી ઘણું;
માટે ઈશ્વર ભજને ક્ષણું ક્ષણું. હો જીવ૦ ૫
તું બ્રહ્મ ગણે છે પોતાને, વળિ નાસ્તિક થઇને ના માને;
ત્યારે સુખ દુઃખ દંડ મળે કોને. હો જીવ૦ ૬
મિથ્યા મૂકી દે મત તારો, છે સમરથ ઇશ્વર સૃજનારો;
ભજ છોટમ ભવભય હરનારો. હો જીવ૦ ૭

### ૬૪-કીર્તન બીજું

તારા તનમાં તપાસ, ક્યાં છે અંતરજામી સરજનહારો;
થાય શ્વાસ ઉશ્વાસ, અવિનાશી અળગો રે કળ ભરનારો. ટેક
તે પંચ તત્ત્વની પાર જ છે, એ અખિલ તત્ત્વ આધાર જ છે;
એ સકળશિરોમણિ સાર જ છે. તારા૦ ૧
સૌ જીવોને જીવન આપે, નિજ ભકતતણાં સંકટ કાપે;
જનદોષ મટે એને જાપે. તારા૦ ૨
અજ ભવ સૌ આશ કરે એની, શશી સૂરજમાં સત્તા તેની;

જગ સરજે છે શકતી જેની. તારા૦ ૩
એ સમરથ સૌનો છે સ્વામી, ગુણવંતા દેવ ગગનગામી;
બહુનો પાલક છે બહુ નામી. તારા૦ ૪
એ પ્રાણજીવન છે પ્રાણપતી, ઓળખે જો હોય અગાધ મતી;
મૂરખ નવ જાણે મર્મ રતી. તારા૦ ૫
કરૂણાનિધિ દેવ કૃપા કરશે, તે સદ્‌ગુરૂ શરણ અહી ઠરશે;
કહે છોટમ તો કારજ સરશે. તારા૦ ૬

૬૫–કીર્તન ત્રીજું

સતસંગ વિના, જીવતણો નવ થાયે કાંય સુધારો;
જયમ નાવ વિના, મહાસમુદ્રનો કોઇ ન પામે આરો. ટેક.
જળને જયમ શરદ ઋતુ જેવી, જળ ને મળ તરત હરે તેવી;
સંતસંગતિ છે નરને એવી. સતસંગ૦ ૧
લુગડાંને સાબુ સરસ અડે, મળ છાંડી ઉજળું તે નિવડે;
શઠ સુધરે એમ સુસંગવડે. સતસંગ૦ ૨
જે હોય ગાંગડુ કણ જેવા, જળ પરસે ના પલળે તેવા;
તે કોરા રહે કંકર જેવા. સતસંગ૦ ૩
જેનું કોમળ મન કોમળ વાણી, સતસંગ કરે ઉલટ આણી;
કહે છોટમ તે સુધરે પ્રાણી. સતસંગ૦ ૪

૬૬–કીર્તન ચોથું

ચિત ચતુર સુજાણ, તરવેણી તીરથ રે તારા તનમાં;
માંહિ મંજ્જન કરો, મનના મળ ધોવાશે શુધ ચૈતનમાં. ટેક.
ત્યાં ગંગા ને જમુના વહે છે, બે સ્વર મધ્યે સરસ્વતી રહે છે;
તેનો ભેદજ વિરલા જન લહે છે. ચિત૦ ૧
પૂરક કુંભક ને રેચકમાં, બ્રહ્મા વિષ્ણુ શિવ છે તેમાં;
પરા શકિત અર્ધ માત્રા એમાં. ચિત૦ ૨
માંહિ અક્ષર દેવ અનેક જ છે, અક્ષરવર્જિત પ્રભુ એક જ છે;
ગુરુગમમાં વસ્તુવિવેક જ છે. ચિત૦ ૩
ત્યાં ઘન વિના વાદળ ગાજે છે, બહુ વાજાં વિધ વિધ વાજે છે;
ત્યાં રવિ વિના તેજ વિરાજે છે. ચિત૦ ૪
એ તીરથમાં જે જન ન્હાયા, સૌમાં શાણા તે કહેવાયા;
રહી અંગ થકી અળગી માયા. ચિત૦ ૫.

જેને ભાવ ભક્તિ ઉપજે સારી, તે એ તીરથના અધિકારી;
થાય નિર્મળ ન્હાતાં નર નારી. ચિત૦ ૬
એ તીરથમાં વશિયા વાસે, તેને પરસંતાં પાતક નાસે;
કહે છોટમ પ્રભુ મળશે પાસે. ચિત૦ ૭

૬૭-કીર્તન પાંચમું

હરિભજન વિના, રાંક થઇ રોશો રે રાણા રાજા;
અહિં અમલ મળ્યો, સોજો આવે શું માનો છો તાજા. ટેક.
દુર્બળને ત્રાસ ઘણો દોછો, લોકોનું ધન લૂંટી લોછો;
ભોગ ભયદાયક શું ભોગવો છો. હરિભજન૦ ૧
અન્યાયે અવળા ચાલો છો, મન માને તેવું મહાલો છો;
સૌને કંટક સરખા સાલો છો. હરિભજન૦ ૨
કહ્યું વેદ તણું તો નથી કરતા, પ્રભુકોપ થવાથી નથી ડરતા;
ભંડાર ઘણા અઘના ભરતા. હરિભજન૦ ૩
રઝળ્યાં શિર રાવણ જેવાનાં, ત્યમ રાજ રહ્યાં નહિ તેવાનાં;
મૂળ ઉખડિયાં છે એવાનાં. હરિભજન૦ ૪
આ દુનિયામાં જે દુષ્ટ થયા, તે અવજશ લેઇને અધમ ગયા;
ભંડાર ભરેલા ધર્યા રહ્યા. હરિભજન૦ ૫
આ દુર્લભ નરનો દેહ ધરી, સમજી ચાલ્યા સતસંગ કરી;
કહે છોટમ તે નર બેઠા ઠરી. હરિભજન૦ ૬

૬૮-કીર્તન છઠું

ખરી ખેપ કરી, ખેતી કર ખાંતે રે વેદવિધિવડે;
ફળ થાય ફરી,વાવ્યાથી વધતાં રે જો જુગતી જડે. ટેક.
ફૂડાં કર્મ કંટકનું ખડ કરી, ભલી વિદ્યા ખાતર રાખ્યભરી;
વિનયાદિ વૃષા રતુ આવે ખરી. ખરી૦ ૧
ધન સજ્જનના મુખની વાણી, મેઘામહીં પલળે તે પાણી;
ખુબ ખેડય કરો જુગતી જાણી. ખરી૦ ૨
શુભ બોધ સુધાન્ય સુખે વાવો, ખળતા ખડ નિત્યે નિંદાવો;
ઉગે ન અવિદ્યા ઉગાવો. ખરી૦ ૩
કરો વાડય વિચાર વિચારી કશું, પેસે નહિ એમાં પાપપશુ;
સત સાચવ્ય આળસ ન કરય કશું. ખરી૦ ૪
સતસંગ સરવડાં સરસ પડે, નીતિથી ફળ નિશ્ચે નિમડે;

દુર્ગુણ પંખી નિત્ય ટોવો પડે. ખરી૦ ૫
ધર્મ અર્થ કામ ને મોક્ષ ફળે,તરુ સિંચાયાં સતસંગ જળે;
બળવંતા હાકયમ હરિને બળે. ખરી૦ ૬
ભકતીકર[1] પ્રભુનો જો ભરિયે, તો આપણ આનંદમાં ફરિયે;
કહે છોટમ ભવ સાગર તરિયે. ખરી૦ ૭

૬૯–કીર્તન સાતમું

બે પંખીડે, તન તરુવર પર વાસ કર્યો છે આવી;
રસ ગગન તણો, ચુગે છે નિજ ચાંચ ભરી ભરી લાવી. ટેક.
જે વૃક્ષતણા ફળનો ભોગી, તે થયો શરીરનો સંજોગી;
ભરમી રઝળે તે ભવરોગી. બે પંખીડે૦ ૧
ફળ ચાખીને મતિ હીણ થયો, આતમ પરમાતમ ભૂલી ગયો;
તેને જીવ જીવ જગમાંહિ કહ્યો. બે પંખીડે૦ ૨
જે ન્યારો તે નિર્મળ કહાવ્યો,તેને નિજાનંદરસ બહુ ભાવ્યો;
તે માયાબંધનમાં નાવ્યો. બે પંખીડે૦ ૩
એ બે પંખી ચાલે જોડે, એક એકને પલભર નવ છોડે;
તે પ્રીતિ પરસ્પર નવ તોડે. બે પંખીડે૦ ૪
બે પંખી જીવ ને ઇશ્વર છે, પિંડ બ્રહ્માંડ એ બેનાં ઘર છે;
જો સમજે તો સુખસાગર છે. બે પંખીડે૦ ૫
એવું વેદ વેદાંત વખાણે છે, જેને ગુરુગમ હોય તે જાણે છે;
કહે છોટમ તે સુખ માણે છે. બે પંખીડે૦ ૬

૭૦–કીર્તન આઠમું

દેશી હંસો, વાતલડી સાંભળજો આપણા દેશની;
જો આવો તો, પીડા સૌ મટશે રે બહુ પરદેશની. ટેક.
છે ગગનવિષે પ્રભુ વિશ્વપતી, સૌ સરજે તેજ અગાધ ગતી;
ઓળખે જન હોય વિશાળ મતિ. દેશીહંસો૦ ૧
નવ ભાસે રવિ શશિ અગ્નિ વડે, ગુરુગમથી તેનો માર્ગ જડે;
ત્યાં પોંચે તે પાછો ન પડે. દેશી૦ ૨
ત્યાં જરા મરણ ભય શોક નથી, એમ વેદ વેદાંતે વાત કથી;
તેને જાણો જન શીદ મરો મથી. દેશી૦ ૩
તેને અવયવ કે આકાર નહિ, છે ચેતન રૂપી દેવ સહી;

૧ ભકિતકર = ભકિતરૂપી કર

સૌને સંભાળે ગગન રહી. દેશીહંસો૦ ૪
એનું અહિં પોષણ આવે છે,માટે જગજીવન કહાવે છે;
એમાં યોગીજન મન લાવે છે. દેશીહંસો૦ ૫
તેને જાણે તેજ ખરા ડાહ્યા, જગમાં વેત્તા જે કહેવાયા;
કહે છોટમ ધન્ય ધરી કાયા. દેશી૦ ૬

૭૧-કીર્તન નવમું

પાપી નરને, ઇશ્વરનું ચિંતન ઉરમાં નવ આવે;
ભાગ્યહીણાને, ભકતવત્સલ પ્રભુની ભકતી ના ભાવે. ટેક
ધન એળે જાયે ધર્મ વિના,કરે કર્ત્તા પ્રભુના કોટિ ગુના;
મદ મોહ ભરેલા મૂઢમના. પાપી૦ ૧
પાપી સૌને પીડાકારી, શીખામણ કાંઇ ન ગમે સારી;
દુર્ગુણમય એ જન દેહધારી. પાપી૦ ૨
શુભ મારગ નવ સૂઝે સારો, જૂઠામાં જાયે જનમારો;
હૈયાનો મેલો હત્યારો. પાપી૦ ૩
નાસ્તિક થઇ સુધર્મને નિંદે, અધરમમાં વર્તે આનંદે;
ખુવે અવસર ખળ ફોકટ ફંદે. પાપી૦ ૪
અધિકાર મળે અન્યાય કરે, તે દોષથકી મનમાં ન ડરે;
બહુ પાપતણા ભંડાર ભરે. પાપી૦ ૫
પાપી નર પશુવત્ પેટ ભરે, પણ સારાં સુકૃત તે ન કરે;
ધર્મ પંથ વિષે પગ આડ ધરે. પાપી૦ ૬
ખોટું ખડ ભાવે છે ખરને, એમ પાપ ગમે છે પામરને;
વિસારી દે વિશ્વંભરને. પાપી૦ ૭
એમ અવળો ચાલે અંધ પશુ, ધૂત્તાને શબ્દે જાય ધશું;
શોદ છોટમ તેને કહિયે કશું. પાપી૦ ૮

૭૨-કીર્તન દશમું

સંસારવિષે, પાપ પુણ્યનું પ્રકટ સ્વરૂપ જણાય છે;
મનમાંહિ વશી, પોતપોતાને પંથે જીવ લઇ જાય છે. ટેક.
જેમ નીચે ઠામે નીર વળે, તેમ પાપી પાપવિષે જ ભળે;
સત સંગતિમાં નવ હેત હળે. સંસારવિષે૦ ૧
જેમ ઊર્ધ્વ ગતી છે તેજતણી, એમપુણ્ય ખેંચે પરબ્રહ્મ ભણી;
પ્રભુ જનની સાથે પ્રીતિ ઘણી. સંસારવિષે૦ ૨

પાપી સૈને પરિતાપ કરે, પરદુઃખ દેખી દિલમાંહિ ઠરે;
વિષધર જેવા ભવમાં વિચરે. સંસાર૦ ૩
પુણ્યવંતા પ્રાણી હોય એવા, ઇચ્છે સર્વેને સુખ દેવા;
ઉત્તમ ગુણ અમૃતના જેવા. સંસાર૦ ૪
પાપી ધન મેળે પાપ કરી, અગણિત અઘ[1]ના ભંડાર ભરી;
સહે નરક તણાં દુઃખ મરી મરી. સંસાર૦ ૫
સતસંગથકી પાતક નાસે, જમના ગણ પ્રભુ ભજતાં ત્રાસે;
સારાસારવિવેક સરસ ભાસે. સંસાર૦ ૬
હરિકરુણા હોય ઘણી જ્યારે, સતસંગ કરી કારજ સારે;
કહે છોટમ ભવજલથી તારે. સંસાર૦ ૭

## કાફી રાગનાં કીર્તન ૧૧

### ૭૩–કીર્તન પહેલું

વાંકા શું ચાલો છો રે, કુબુદ્ધિ પડશો કંટકમાં;
સાચો મારગ મૂકી રે, પડો છો શિદ સંકટમાં. ટેક.
નિયંતા પ્રભુએ આ,વિશ્વ નિર્મ્યું છે તેમાં, પુણ્ય પાપ બે પંથ;
પુણ્યમાં સુખ, અને પાપમાં દુઃખ,એમ સરજ્યું છે કરતા કંથ;
વેદમાં વખાણ્યું રે, કહ્યું છે દર્શન ખટમાં. વાંકા૦ ૧
જાણી જોઈને જે કોઈ, પાવક ઝાલે તેનું, તન દાઝે તતકાળ;
એમ અઘટતું જે આચરે પ્રાણી તેને, દે છે જગત સૌ ગાળ;
ચોરી જારી ચાડી રે, કરો રખે ઉલટમાં. વાંકા૦ ૨
હિંસકને કહે છે હત્યારો ને, કામીને આવે કલંક;
પર દુઃખદાતાને, દુષ્ટજ કહે છે એમાં,રાજા હો કે રંક;
પાપ કર્મ એવું રે, વિચારીને જુઓ ઘટમાં. વાંકા૦ ૩
દાન દયા ને સત, ઇશ્વરભક્તી, તેથી હિત સૌનું હોય;
મન પવિત્ર નિત્ય રાખે પોતાનું, તેમાં ક્લેશ ન ઉપજે કોય;
પરપંચીને સંગે રે, પડે નહિ તેના પટમાં. વાંકા૦ ૪
અંતરજામી પ્રભુ જેણે ન જાણ્યા ને, પશુની પેઠે ભર્યું પેટ;
તન ધન મદમાંહે, મત્ત ફરે છે અને વહે છે સંસાર કેરી વેઠ;
છોટમ એવા પ્રાણીરે, આવ્યા છે માયા ઓઝટમાં. વાંકા૦ ૫

[1] અઘ–પાપ

## ૭૪-કીર્તન બીજું

ખોટું શું ખેલોછો રે,કોપ થશે કરતાનો;
નિયમ જેણે બાંધ્યો રે, નાશ કરે નરતાનો. ટેક.
ખોટું રે ખડ જ્યારે, ઉગે ખેતરમાં તેને,ખોદી નાખે છે તતખેવ;
સારાનું રક્ષણ, સારૂં કરે છે એવી ધરથી ધણીને ટેવ;
ભુંડું કરવું મૂકો રે, ભય રાખો ભરતાનો. ખોટું૦ ૧
કણ મધ્યેથી જેમ કાંકરા કાઢે ને, તૂપ મધ્યેથી જેમ છાશ;
નઠારાને સૌ, નાખી જ દેછે, એવો છે અવિનાશ;
ખોટાને ખંડેછે રે હિસાબ એવો હરતાનો. ખોટું૦ ૨
આરે જગતમાં જેણે,આપણને સરજ્યા તેને,ગમે છે જ્ઞાન વિવેક;
દાન દયાને સત, ઇશ્વરભક્તી એવી, જોઇએ મનુષને ટેક;
શરણાગતને તારે રે, હિસાબ એવો હરતાનો. ખોટું૦ ૩
ચંચળ મન તેને, નિશ્ચળ કરવું ને, ધરવું પ્રભુનું ધ્યાન;
સારા નરતાનો, શોધ કરેથી, નિપજે નિર્મળ જ્ઞાન;
છોટમ ઠરે ઠામે રે, ફેર મટે ફરતાનો. ખોટું૦ ૪

## ૭૫-કીર્તન ત્રીજું

કૃપા હોય હરિની રે, તેથી જન કારજ સરે;
આપ બળ કરતાં રે, માયા આવી આડી પરે. ટેક.
જપ તપ તીરથ, વ્રત જગનને, દાન પુણ્ય વૈરાગ;
પ્રભુકૃપા વિન, વચ્ચેથી પાડવા, માયા ખોળે છે લાગ;
જોર નહિ જનનું રે, વચ્ચે આવી વિઘ્ન કરે. કૃપા૦ ૧
નાકપતીનું પદ, લીધું નહુષે, ઈંદ્રાણી વરવા કાજ;
ગર્વ વધ્યો ત્યારે માયાએ તેને, કીધો ભુજંગમ રાજ;
કૃપા વિના એવા રે, ઊંચા ચડી નીચા ખરે. કૃપા૦ ૨
ઉત્તમ કર્મ, અહોનિશ કરવાં ને, ધરવું નહિ અભિમાન;
ઈશ્વર કરતા આપણો જાણી, ધરવું નિરંતર ધ્યાન;
ભક્તિ તેની કરતાં રે, અવિચળ ઠામે ઠરે. કૃપા૦ ૩
દેહ ઇંદ્રિય મન આપ્યાં પ્રભુએ, તન ધન કેરૂં જોર;
સુકૃત કરીને જો હરિને ન સોંપે, તે થાય ધણીનો ચોર;
આપ અભિમાને રે, પાપકેરો ભાર ભરે. કૃપા૦ ૪
મારૂં મારૂં કરે, મત્સરના ભરમાં,ને કૃપા પ્રભુની ચહાય;

ઢોંગ કરી કરી લોકને ધૂતે, તેણે ઇશ્વર કયમ છેતરાય;
છોટમ ભવસિંધુરે, સાચવિન કોઇ ન તરે. કૃપા૦ ૫

૭૬-કીર્તન ચોથું

કાયારૂપી નગરી રે, કીધી છે કોઇ કારીગરે;
મને માની મારી રે, મિથ્યા અભિમાન ધરે. ટેક
એક રોમ તારા, અંગમાં જીવડા, તારૂં કર્યું નવ થાય;
ધણી થઇને, ધંધો કરે પણ, કર્મ કરી બંધાય;
શિરપર સ્વામી રે, ડરતો નથી તેને ડરે. કાયારૂપી૦ ૧
નવે દરવાજે, અમલ મનનો, જાગૃત માંહિ જણાય;
સ્વપ્ન થયું ત્યારે, પરવશ પડિયો, સુખ દુઃખ સહેતો જાય;
ભાન નથી રહેતું રે, નિદ્રામાંહે જ્યારે ઠરે. કાયારૂપી૦ ૨
આવું છતાં પણ, આપ ન શોધે ને, કરે ઘણો અહંકાર;
કુકર્મ કરી કરી, કષ્ટજ સહે છે, મુઆપછી જમમાર;
વિચાર નથી કરતો રે, હું તે કોણ કેનો ખરે. કાયારૂપી૦ ૩
પોતાના ડાહાપણમાં પૂરો ને, પરધન હરવા પ્રવીણ;
તત્ત્વવિચાર તારા ઉરમાં ન આવે, મૂરખ તું મતિહીણ;
કહેણ ન માને રે, કુટિલ મત આગળ કરે. કાયારૂપી૦ ૪
જેની સત્તાએ મન, મોજ માણે છે, તેની સત્તા ચૌદે લોક;
તે પ્રભુને નથી, પાસે ઓળખતો, પામે છે હરખ ને શોક;
વિશ્વરૂપી વાડી રે, રચી છે એવી વિશ્વંભરે. કાયારૂપી૦ ૫
સુબાપણું જો મન તુજને સોંપ્યું ત્યારે પ્રીત્યે પ્રજાને પાળ;
તને ઠગે છે જે, સેવક તારા, તેને શોધીને ટાળ,
છોટમ સાધન કરી લે રે, તેથી ભવસિંધુ તરે. કાયારૂપી૦ ૬

૭૭-કીર્તન પાંચમું

સમજ મન મારા રે, કહુ એક વાત ખરી
નરદેહ જેવો રે, નહિ મળે ફરી ફરી. ટેક.
કર્તા રે સઘળી, સૃષ્ટિ કરી છે તેમાં, જીવની જાતિ અનેક;
દેહમધ્યેથી, આત્મા ઓળખાવો, એ માણસમાં છે વિવેક;
આત્મા જેને દરસે રે, તેને દરસાય હરી. સમજ૦ ૧
પશુ પંખી કે બીજા જે જે પ્રાણી, તેમાં નથી એવું જ્ઞાન;
ઇંદ્રીના સુખમાંહે ભટકે અહોનિશ, પેટ ભર્યાનું ભાન;

અજાણ જડ જંતુ,રે, જયા તેવા જાય મરી. સમજ૦ ૨
દીનદયાળે, દયા કરીને, દીધો જો નરનો દેહ;
પાપ કર્મ વડે, પેટ ભરીને, તુચ્છ ગમાવે તેહ;
રજ નથી રહેતો રે, હરિ સાથે હેત કરી. સમજ૦ ૩
ક્ષણભંગુર છે ખેલ ખલકનો તું, જો ને કરીને વિચાર;
મિથ્યા ભટકવું, મૂકીને મનમાં, સમરી લે સરજનહાર;
છોટમ એમ સમજી રે; ઘણા ઘણા ગયા તરી. સમજ૦ ૪

૭૮–કીર્તન છઠું

આત્માને બંધન રે, પ્રબળ પ્રભુમાયાનું,
જોર નવ ચાલે રે, દેવ જેવા ડાહ્યાનું. ટેક.
સ્વભાવરૂપે, સૌના મનમાં, બેઠી માયા બળવંત;
એને ઓથે સૌ, આવરી મૂક્યા, દેહધારી જોને જંત;
ચંદ્રને આચ્છાદાન રે, જેવું રાહુછાયાનું. આત્માને૦ ૧
તપ તીરથ કે વ્રત કરે પણ, મન થકી કપટ ન જાય;
ચંડાળ દુર્ગુણ, ચિત્તમાં પેઠો તે, સ્નાનથી શુદ્ધ ન થાય;
મૂઢ માની લેછે રે, કલ્યાણ કર્યું કાયાનું. આત્માને૦ ૨
બંધ ને મોક્ષકેરું કારણ મન એમ, કહે શ્રુતિ ને સંત;
તે મન જો નવ તજે મલિનતા, તો ન ચઢે હરિરંગ;
મોક્ષ હોય લાંધે રે, વચન તેતો વાહ્યાનું. આત્માને૦ ૩
આપબળે તો કોઇ ન છુટે જો, કરે કોટી ઉપાય;
નાવવિના તો નીર સાગર કેરું, તરીને પાર ન જાય;
છોટમ સાચું શરણું રે, અખિલ જગરાયાનું. આત્માને૦ ૪

૭૯–કીર્તન સાતમું

હરિ હરિ ભજને રે, હરધડી હેતે કરી,
અપાર ભવસાગર રે, તેને તું તો જાશે તરી. ટેક.
દેહ મધ્યે છે, દુર્ગુણ સઘળા, મોહ માયા અહંકાર;
એ સૌ શત્રુ આત્મા કેરા, આપે છે દુઃખ અપાર;
અવિદ્યાને સંગે રે, કોઇ નવ બેઠા ઠરી. હરિ૦ ૧
મમત કરીને, મિથ્યા ગમાવે, ચિંતામણી નરદેહ;
પાપ કર્મ તો, ભોગવવાં પડશે, પછી પસ્તાશે તેહ;
વેદ એમ કહે છે રે, માની લેને વાત ખરી. હરિ૦ ૨

અલ્પ જીવવું ને, આશાઓ મોટી,સમઝી ન જોયા સદ્ગ્રંથ;
વમળે પડેલું વહાણ કવાયુ, પામે નહી તે પંથ;
વૃથા શ્રમ સધળારે, કરી કરી જાય મરી. હરિ૦ ૩
હરિને આધારે, રહેવું હમેશ, તો સૌ સુધરે કામ;
અનેક વિઘ્નમાંથી ઇશ્વર રાખે, ફેડે રિપુનો ઠામ;
છોટમ એમ સમજી રે, રહેવું દૃઢ ધીરજ ધરી. હરિ૦ ૪

૮૦-કીર્તન આઠમું

કાયા તારી કીધી રે, કર્ત્તારે ભક્તિ કરવાને,
ઇંદ્રિયો સારી આપી રે, સુધર્મ આચરવાને. ટેક.
બાળપણેથી તેં તો બુદ્ધી બગાડી ને, કર્યો ઘણેરો કુસંગ;
મન કંચન માંહિ વગળ મેળવીને, રૂડો બગાડયો રંગ;
અંગમાં અનીતિ રે, ભરી તેં પેટ ભરવાને. કાયા૦ ૧
દોષની દૃષ્ટિએ તું અન્યને દેખે, જીભે બોલે અતીશે જૂઠ;
કામ હરામનાં હાથે કરે છે, પાપ કરતાં ન ભાળે પૂંઠ;
ફૂલ જે ખીલે છે રે, ખચિત તે તો ખરવાને. કાયા૦ ૨
આંખો અનોપમ, જેણે આપી ને, બીજાં અંગ કર્યાં છેઅમૂલ્ય;
એ ઉપકારીને, અંધ ન જાણે, એવી ભારે છે તુજમાં ભૂલ્ય;
ભુલ્યાથી ભવ ભટકે રે, માયામાં બુડી મરવાને. કાયા૦ ૩
આજ લગી તો,એળે અવસર ખોયો,હવે રાખ હૈયામાં હામ;
નીતિની રીતિ સજી ભજી લે પ્રભુને, સર્વ સુધરશે કામ;
ઠામ સારો મળશે રે, છોટમ કહે ઠરવાને. કાયા૦ ૪

૮૧-કીર્તન નવમું

મુરખ મન મિથ્યા રે, ભ્રાંતિમાં તું શાને ભમે;
ખચિત જોતાં ખોળી રે, હોય જેવું હરીને ગમે. ટેક.
ખાંતે કરીને કોઇ ખેતી કરે છે, તેને અંતરમાં ઘણી આશ;
સમું પકે કે કદી જાય સમૂળું, આવે ધાર્યું કે થાય ઉદાસ;
શોચ શાનો તેમાં રે, ગોવિંદને ગમે તેમ રમે. મુરખ૦ ૧
વહાણે બેસીને કોઈ જાય વિદેશે, માંહિ ભરીને લાવે માલ;
લાભ મળે કે દેવકોપથી બુડે,એવો કર્ત્તાનો અટપટો ખ્યાલ;
દુખ સુખ એવું રે, કોયને આવે કોયક સમે. મુરખ૦ ૨
જે જે કરમ તું જીવ કરે છે, તેમાં ઇશ્વર ફળદાતાર;

ભલું થાય તે ઈશકૃપાએ પ્રાણી, ગર્વ કરે તે ગમાર;
અહંતા જેને આવે રે,તેને સૌ દોષ દમે. મુરખ૦ ૩
જાગતો ધણી શિર ઉપર જાણી, સમ દૃષ્ટિ સુજનને હોય;
દુર્જનને મદ વાધેછે સુખમાં, દુખમાં દીન થઇ રોય;
તે માટે તપાસી રે,ત્રિલોકીમાં જો જો તમે. મુરખ૦ ૪
તૃષ્ણાને લોભ ઘણું તાણેછે તુજને, તેમાંથી ઉપજે તાપ;
ભોગને માટે બહુ, ફરે ભટકતો, પુણ્ય ન જાણે કે પાપ;
દેવ ડેરે જાચેરે, કોઇ ન બોલે કયમે. મુરખ૦ ૫
અખિલ જગતકેરો એક નિયંતા, હવે કર તેની સાથે હેત;
સારી શીખામણ સાચા ગુરૂની સાંભળી, ચેતી શકાયતો ચેત;
છોટમ કામ સુધરે રે, નિરંતર પ્રભુને નમે. મુરખ૦ ૬

૮૨-કીર્તન દશમું

કારીગર કરતારે રે, ગોઠવણ કીધી ઘણી;
અપાર ડાંપણ એનું રે, જુક્તિ જોતાં જંત્રો તણી. ટેક.
પાણી પવન ને પાવક જોગે રચ્યા,પિંડ અનેક પ્રકાર;
ચૈતન રૂપે જીવ હોય તો જોઇએ,એને ઉદક ને આહાર;
વિચાર મન વાણી રે,ભિન્ન ભિન્ન ભાતિ બની. કારીગર૦ ૧
કોઇ પગે ને કોઇ પાંખે ઉડે છે,કોઇ ચાલે પેટે વિના પાય;
કોઈક જળમાં ને કોઇક સ્થળમાં,સ્થાવર જંગમ થાય;
જણાય રંગ જુદારે, ગણતિ નવ જાય ગણી. કારીગર૦ ૨
પંચ વિષય સૌ પ્રાણીમાં સરજ્યાં, ઇંદ્રી એકાદશ જોગ;
પોષણ કરી નિજ પિંડને, પાળે, ભોગવે સુખદુઃખભોગ;
સંજોગ નારી નરનો રે,વધારે જાતી જણી જણી. કારીગર૦૩
અદૃષ્ટ રહી રચે અંતરજામી વળી, સાની રાખે સંભાળ;
મેઘ મોકલી મહીમંડલ પોષે, જેમ માતા ઉછેરે બાળ;
કાળ કરે કોઇ દિન રે, ધારે તેવું રમે-ધણી. કારીગર૦ ૪
જળચર સ્થળચર, નભચર માંહે, માનવ મોટો ગણાય;
એવો પામીને જે ઈશ્વરને ન ભજે, તે પાપી પામર કહેવાય;
નરદેહ જેવોરે ખોયો જેણે મોઘો મણી. કારીગર૦ ૫
ઉત્તમ દેહ તેનો જાણો આ જગમાં, જો ભાવે ભજે ભગવંત;
સારી વિદ્યા ને સૌ આચાર સારો, તેતો શિરોમણી સંત;

છોટમ વૃત્તિ જેનીરે, નિરંતર બ્રહ્મ ભણી. કારીગર૦ ૬

૮૩–કીર્તન અગીઆરમું

વિચાર કરી જોવું રે, વિશાળ બુદ્ધીવાળાને;
ભાવ ધરી ભજવું રે, કર્તાર કૃપાળાને. ટેક.
એક ઘડી પણ આખા દિવસમાં, કરવો સજ્જન કેરો સંગ;
નીતિની રીતિ પ્રીતિ કરીને પાળવી, ઉલટ ધરી ધરી અંગ;
ભંગ કરે ભ્રાંતિ રે, તોડે અજ્ઞાન તાળાને. વિચાર૦ ૧
દેહ દારા કે સુત વનિતા દુઃખથી, કરેછે મનમાં ક્લેશ;
ત્રિવિધ તાપ શમે જેને રે શબ્દે, એ સુણવો ઉપદેશ;
શેષ ન રહે સંશય રે, શમાવે ઝેર જ્વાળાને. વિચાર૦ ૨
સંસારમાંહિ અતિ આસક્તિ છાંડિ રહેવું,પંકજ પાણીન્યાય;
સ્વપ્નસમાન સુખ દુઃખ સમજવું, થનાર હોય તે થાય;
કર જોડી કરગરવું રે, કરતાર દયાળાને. વિચાર૦ ૩
પૈસો પુણ્ય મારગે ખરચે જેથી, સો જનને સુખ થાય;
વિદ્યા વધે ને જીવ રહે વિશ્રામે, કીર્તિ ભલી કહેવાય;
પરોપકાર કરવો રે નવાણ ધર્મશાળાને. વિચાર૦ ૪
મંદમતિ તો મધ માખીની પેરે મરે, મોહમાં રાખીને માન;
પાપ આચરતાં નવ થાય ઓસારો, નિર્લજ નર નાદાન;
ચતુર કોઇ ચેતે રે,શમાવે ચિત્ત ચાળાને. વિચાર૦ ૫
નીતિ અનીતિનો નિશ્ચય કરી બુદ્ધિ, ઠરાવી રહેવું ઠામ;
સર્વ સિદ્ધાંતકેરો, સાર સમજવો, લેવું પ્રભુનું નામ;
છોટમ નવ ભૂલીશ રે, બ્રહ્મમંત્ર માળાને. વિચાર૦ ૬

---

## બિહાગ રાગનાં કીર્તન ૨

(પૂર્ણ થયો છે ખેલ. સજજનો પૂર્ણ થયો૦, એ રાગમાં પણ ગવાશે)

૮૪–કીર્તન પહેલું

જીવતા નર ભૂત, ભજન વિના, જીવતા નર ભૂત. ટેક..
શૂન્યમાં જાય ને, થાય પાછા, દંડે મારે જમ દૂત;
ભવમધ્યે ઘણું,ફરે ભટકતા, પીડે પ્રાણીને અનાહૂત. ભજન૦ ૧
નિર્દય નિરંકુશ, અતિ નકારા, કપટી કુટિલ કપુત;
ધર્મહીન, મલિન મૂરખ, કામ ક્રોધ સંયુત. ભજન૦ ૨

સરજનહાર, અપાર સમરથ, નિર્મળ અકળ અચ્યુત;
તેને તજીને, અવર ઉપાસે, તે મિથ્યા કરે તુત. ભજન૦ ૩
વ્યાપક ઇશ્વર રહ્યો સકલમાં, તત્ત્વ વિષે અનુસ્યૂત;[1]
તેને તજીને લૌતિક ભજતાં,કાળે ગળ્યા કાલબુત. ભજન૦૪
સદ્‌ગુરૂ સાચા, કાઢ શોધી, જો તું હોય સપુત;
તત્ત્વમસિનો, લક્ષ્ય લખાવે, છોટમ તે નિત્ય પૂત. ભજન૦૫

૮૫-કીર્તન બીજું

ભક્તિહીણાનો ભાર ભૂમિપર, ભક્તિહીણાનો ભાર. ટેક.
મનુષદેહ તે, મિથ્યા તેનો, જો ન ભજે કર્ત્તાર;
જે કુંડે અંગારો ઉપનો, તે જાર થઇ ગઇ છાર. ભૂમિ૦ ૧
માત પિતા ગુરૂ, સંતની સેવા, ના કરે પરઉપકાર;
વિદ્યા વિનય વિવેક ન આવે, તે મતિમંદ ગમાર. ભૂમિ૦ ૨
અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આચાર;
દાન દયા ને સત્ય, શીલ ન સાધે, તે પશુનો અવતાર. ભૂમિ૦૩
સૃજનહારના, ગુણ ન ઉચારે ને, બીજું બકેછે અપાર;
છોટમ તે નર, ખરથકી ખોટા;નહિઅડવા અધિકાર. ભૂમિ૦૪

## સામેરી, મેવાડો અને પંચમ એ પ્રત્યેકમાં ગવાય તેવાં કીર્તન ૬

૮૬—કીર્તન પહેલું

કિંચિત્ કુસંગે રે, બોધ બગડે ઘણો રે,
પ્રત્યક્ષ તેનું છે પરમાણ;
મણ દુધમાંહે રે, છાંટો પડે છાશનો રે,
વળતી તેનાં બીજાં થાય વખાણ. કિંચિત્૦ ૧
અલ્પ અનાચારે રે, નળને કળી નડયો રે,
દ્યૂતે દીધો પાંડવને વનવાસ;
અસાધુને સંગે રે, આવી પડે આપદા રે,
વિષ જેમ કરે વપુનો વિનાશ. કિંચિત્ ૨૦
ગંગાજળના ઘટને રે,મૂકે મદિરા વિષે રે,

૧ અનુસ્યૂત-માળાના મણકાઓમા રહેલા દોરાની પેઠે આધાર-
• બૂત-વ્યાપક.

પછી તેને કોઇ ન માને પવિત્ર;
પુંશ્ચલીના સંગે રે,પળે જો પતિવ્રતા રે,
ચારુ તેનાં કોઇ ન ગાય ચરિત્ર. કિંચિત્૦ ૩
સારો કોઈ સજ્જન રે, ચાલે સંગે ચોરને રે,
પાપીને પ્રસંગે પકડયો જાય;
ગાય સારી કોઇ દિન રે,હરાયા સાથે હળે રે,
બિચારીને ગળે ડેરો બંધાય. કિંચિત્૦ ૪
બ્રહ્મચારી ભૂલે રે, ભેટે કોઇ ભામિની રે,
નિયમ તેનો સઘળો નિષ્ફળ થાય;
સંન્યાસીને સોનું રે, અડે જ્યારે અંગમાં રે,
વૃથા વેષધારીસમો કહેવાય. કિંચિત્૦ ૫
વેરાગી વનિતામાં રે, જઇ ભેળો વસે રે,
બાવાની તો બુદ્ધિનો થાય બગાડ;
ભ્રષ્ટ થાય જોગી રે, ભોગી ભેળો જો ભળે રે,
ઝેરે જેમ જાય સમૂળું ઝાડ. કિંચિત્૦ ૬
બુદ્ધિને બગાડે રે, નિંદા ચાલે લોકમાં રે,
કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ એદી રે, ઝોકાં ખાય જાગતાં રે,
રહે નહિ સારો શરીરનો રંગ. કિંચિત્૦ ૭
તે માટે તપાસી રે,તન મનથી તજો રે,
ભજો એક ભકતવત્સળ ભગવંત;
છોટમ સંગ કરિયે રે, સાચા સુજનતણો રે,
જે મળે જ્ઞાની ઘણા ગુણવંત. કિંચિત્૦ ૮

## ૮૭-કીર્તન બીજું

વાત સૂણી લેજો રે, એક વિવેકની રે,
સમજીને સાધન કરિયે સર્વ;
રાજમાન રૂડું રે, સારી થાય સંતતિ રે,
ઘણું ધન મળે ન કરવો ગર્વ. વાત૦ ૧
સારા નરકેરી રે, કરિયે સંગતિ રે,
અસાધુને સંગે હોય અકાજ;
જ્યારે સંગ કીધો રે, રૂડા રામચંદ્રનો રે,

લંકાકેરૂં પામ્યો વિભીષણ રાજ. વાત૦ ૨
દુ:ખ ઘણું દેખી રે, ડગિયે ન ધર્મથી રે,
દુ:ખે નથી ડગ્યો હરિચંદ્ર રાય;
સાચાનો છે સંગી રે, પ્રેમી પરમાતમા રે,
સદા પ્રભુ સેવક જનનો સહાય. વાત૦ ૩
ધનકેરે લોભે રે, સાચ ન ચૂકવું રે,
સાચથકી રીઝે સર્વ સુરેશ;
સાચ જરા ચૂકયે રે, લોભને કારણે રે,
યુધિષ્ઠિરે દીઠો નરકનો કલેશ. વાત૦ ૪
ભાવે ભક્તિ કરિયે રે, માતપિતાતણી રે,
કોઇ દિન કરાવિયે નહિ કોપ;
માતાકેરે શાપે રે, નાશ થયો નાગનો રે,
નાગસહસ્રમાંહિ થયો કુળલોપ. વાત૦ ૫
સર્વેથી નીચી રે, જનમાં છે જાચના રે,
મોટમકેરૂં મોડે એ તો માન;
વિષ્ણુએ વિચારી રે, જાચ્યો બળિરાયને રે,
ભાવે પામ્યા લઘુતા તે ભગવાન. વાત૦ ૬
કોમળ ને શીતળ રે, વચન ઉચારવું રે,
જે માંહિ જરા ન હોય દ્વેષ;
દ્વેષકરે રોષે રે, કુળ ખોયું કૌરવે રે,
પાંડવ તો તેથકી પામ્યા કલેશ. વાત૦ ૭
પોતે ગુણ પોતાના રે, વળી ન વખાણિયેં રે,
જેહુથકી નીચપણું કહેવાય;
પોતાને વખાણે રે, સદ્ય પડયો સ્વર્ગથી રે,
અપજશ પામ્યો યયાતિ રાય. વાત૦ ૮
[1]લોકાયતવાદે રે, પ્રભુને ન લોપિયે રે,
નાસ્તિક થવું નહિ નિર્ધાર;
હિરણ્યકશિપુ હાર્યો રે, લોપ કર્યો હરિતણો રે,
સ્તંભમાંથી પ્રકટી માર્યો તે ઠાર. વાત. ૯
અધિકાર આવે રે, મોટું પદ જો મળે રે,
પૂજ્યકેરૂં કરવું નહિ અપમાન;

૧ લોકાયતવાદ—ચાર્વાકમત—નાસ્તિકવાદ

ઋષિના અપમાને રે, નહુષ અજગર થયો રે,
ઈંદ્રપદથકી પડયો નિદાન. વાત૦ ૧૦
કોઇ આવીને રે,આપણને કહે રે,
આપણા જો હિતતણો ઉપદેશ,
માની લેવો મનમાં રે, અતિ આદરવડે રે,
ન માન્યાથી કૌરવને થયો કલેશ. વાત૦ ૧૧
દોષ દૂર કરીએ રે, મનને વશ કરી રે,
અતિશે ન કરવું કાયાકષ્ટ;
કાયાકષ્ટે પામ્યો રે, કુંભકર્ણ ઉંઘને રે,
સૌએ સમજી લેવું સ્પષ્ટ. વાત૦ ૧૨
વિદ્યાવિનય સારૂ રે, ગુરુને આરાધિયે રે,
રામચંદ્રે આરાધ્યા વિશ્વામિત્ર;
અસ્ત્ર શસ્ત્ર આપ્યાં રે, હૃદયમાં રીઝયા રે,
એથી અતિ કર્યાં ઉદાર ચરિત્ર. વાત૦ ૧૩
સર્વ કળાઓ રે, શ્રમ કરી શીખીએ રે,
કષ્ટવેળાએ આવે કામ;
નાટકવિદ્યા રે, શીખી હતી અર્જુને રે,
ધાર્યો વેષ વૈરાટ કેરે ધામ. વાત૦ ૧૪
એક બીજાનો રે, બાધ કરે નહિ રે,
એવા જ ધર્મ અર્થ ને કામ,
ત્રિવર્ગ એવું રે, નામ છે તેહનું રે;
સાધી ગયા સગરાદિક બ્રહ્મ ધામ. વાત૦ ૧૫
એવા ગુણ ઉત્તમ રે, ઉરમાંહિ રાખિયે રે,
વારે વારે કરી ચિત્ત વિચાર;
ભાવે ભજો છોટમ રે, પૂરણ બ્રહ્મને રે,
સમર્થ સૌનો સરજનહાર. વાત૦ ૧૬

## ૮૮–કીર્તન ત્રીજું

સમજીને જોતાં રે, સદા ગુરુ જ્ઞાનમાં રે,
અનુભવે અંતર દર્શે આપ;
દૃઢ થઈ જોતાં રે, ત્રિકૂટિયે ધ્યાનમાં રે,
સેજ થાય સોહં સોહં જાપ. સમજીને જોતાં રે૦ ૧

ઘણાં ઘણાં વાજાં રે, ગગનમાં ગરગડે રે,
શંખધ્વનિ શરણાઇયોના સાદ;
સુરતાની સીડી રે, ચતુર પુરુષ ચડે રે,
મુરલીનો વાજે મનોહર નાદ. સમજીને જોતાં રે૦ ૨
ઘનવિના ગાજે રે, વાદળવિના વિજળી રે,
અર્ણવ ઉછળે આઠે પો'ર;
ઝળહળ દીસે રે, જ્યોતિઅતિ નિર્મળી રે,
રવિ ચંદ્ર ઠરી રહે એક ઠોર. સમજીને જોતાં રે૦ ૩
જોગ કરી જોવો રે, ઓળખવા આપને રે,
નિજરૂપવિના સર્વનો નાશ;
આપવડે દીસે રે, સર્વે અતિ ભલું રે,
જાણો સૌ તત્ત્વતણો પ્રકાશ. સમજીને જોતાં રે૦ ૪
દેવળમધ્યે રે, જેમ દીપક બળે રે,
હૃદયનું તિમિર ટાળે તેહ;
અખિલ અંધારૂં રે, ત્રિભુવનનું ટળે રે,
સૂરજને તેજે નહિ સંદેહ. સમજીને જોતાં રે૦ ૫
કર્ત્તા ભર્ત્તા હર્ત્તા રે, ઈશ્વર એક છે રે,
તેને કોઈ જાણે સદ્‌ગુરુ બાળ;
અવર ઉપાસે રે, એવા તો અનેક છે રે,
તેને નહિ બ્રહ્મ પ્રભુની ભાળ. સમજીને જોતાં રે૦ ૬
કૂડાં કામ મૂકી રે, ભજો કરતારને રે,
ભકિતભાવે સેવો સારાં કર્મ;
સર્વ સમર્પો રે, સરજનહારને રે,
છોટમ ભકતતણો એ ધર્મ. સમજીને જોતાં રે૦ ૭

૮૯-કીર્તન ચોથું

છુપી છુપી છાના રે, કેમ રહેશો કેશવાં રે,
જાણ્યા છો જી જીવન જગદાધાર;
કરુણાના સિંધુ રે, વલ્લભ ભકતના રે,
કરો કૃપા કરણીના.કર્ત્તાર. છુપી છુપી૦ ૧
જીવકેરા જીવન રે, પ્રાણ છો જી પ્રાણના રે,
મનના તો સાક્ષી છો મહારાજ;

અવગુણી જાણી રે, રખે અળગા થતા રે,
અંતરજામી સુધારો કાજ. છુપી છુપી૦ ૨
અધમ ઉદ્ધારણ રે,અશરણ શરણ છો રે,
ભક્તવત્સલ ભયભંજનહાર;
પતિતને પાવન રે, કર્તા પૂર્ણ છો રે,
દયાનિધિ દેવ ગુણી દાતાર. છુપી છુપી૦ ૩
અરજ અમારી રે,પ્રભુ ઉરમાં ધરો રે,
પળે પળે પ્રભુજી રહેજો પાસ;
વંદન તમોને રે, હજો મારૂં મહાવજી રે,
છોટમ સમરે શ્વાસોચ્છ્વાસ. છુપી છુપી૦ ૪

## ૯૦–કીર્તન પાંચમું

અરજ અમારી રે,સાંભળવાને શામળા રે,
કરુણાના સાગર ધરજો કાન;
સાધન તો સઘળાં રે,મુજથી સધે નહિ રે,
નથી થતાં તીરથ વ્રત કે દાન. અરજ૦ ૧
જોગ ને સમાધિ રે, સાધી હું તો ના શકું રે,
ન કરૂં હું કાશી ને કેદાર;
વનમાં વસીનેરે, કષ્ટ કરૂં નહિ રે,
ન રહેવાય જળ ફળ પત્રાધાર. અરજ૦ ૨
સકળ સામગ્રી રે, સરજેલી તમતણી રે,
શું લઇ સેવું શામ શરીર;
એમ જાણીને રે, અર્પું છું, એટલું રે,
નિર્મળ મનસ્વરૂપી નીર. અરજ૦ ૩
ચિંતન ચંદન રે,પાત્રી તો પ્રેમની રે,
ધરાવું છું ધ્યાનસ્વરૂપી ધૂપ;
જ્ઞાનરૂપી દીવો રે, ઘટમાં પ્રકાશિયો રે,
પ્રણવનો જાપ થાય છે અનૂપ. અરજ૦ ૪
એવું માની લેજો રે, અભયપદ આપજો રે,
જનપ્રતિપાલક જગદાધાર;
ભક્તિ તો તમારી રે, પ્રભુ ભલી આપજો રે,
છોટમને સુખના દાતાર. અરજ૦ ૫

### ૯૧-કીર્તન છઠ્ઠું

મનુવો મુસાફર રે, ફરે બહુ મારગે રે,
ઠરી નવ બેસે પોતાને ઠામ;
દુર્બળ થઈને રે, ફરે બહુ દેશમાં રે,
ગયો ભૂલી મૂળ પોતાનું ગામ. મનુવો૦ ૧
વિષયમાં વળુંધ્યો રે, લંપટ લાલચુ રે,
ઇંદ્રિયસુખ સારૂ અથડાય;
પ્રભુની સામગ્રી રે, માને છે પોતાતણી રે,
શિર લે છે શ્વાન શકટને ન્યાય. મનુવો૦ ૨
પ્રવૃત્તિને સંગે રે, પડે ભવપાશમાં રે,
વારે વારે જાય છે જમને હાથ;
પ્રીતિ કરે છે રે, જુઠા પ્રપંચમાં રે,
હેત ન ઉપજે હરિગુરુસાથ. મનુવો૦ ૩
શ્વાસ ઉચ્છ્વાસે રે,સમરણ જે કરે રે,
પવન ઠરે તો મન સ્થિર થાય;
છોટમ રહિયે રે,સહજ સ્વરૂપમાં રે,
એ મનનિગ્રહનો ઉપાય. મનુવો૦ ૪

---

## પ્રેમ મગનમાં રાજી પ્રભુજી મારો પ્રેમ મગનમાં રાજી, એ રાગનાં કીર્તન ૩

### ૯૨-કીર્તન પહેલું

ભક્તિ ભગવંતને વહાલી,
સર્વથકી ભક્તિ ભગવંતને વહાલી. ટેક
ભક્તિવિના તો સર્વ ભાંડકેરી સંધ્યા, ખેલ દેખાડવાને ખાલી;
નિશ્ચય નિશાનવિના ચોટ નવ વાગે, ગોળી ઉડી જાય ખાલી.સ૦
નર ને નારાયણ ભેળા રમે છે, ગુરુગમથી જો ન્યાળી;
શ્વાસ ઉચ્છ્વાસથી તેને સ્મરતાં, પાપને નાખે પ્રજાળી. સર્વ૦ ૨
ભક્તિનું રૂપ તેવું રૂપ છે બ્રહ્મનું, ભલી પેરે જુઓ ભાળી;
શામા ને શામ બે સંગે રમે છે, લે છે પરસ્પર તાળી. સર્વ૦ ૩
સરજનહારમાં સુરત રાખિયે, દેહાભિમાનને ટાળી;
જન છોટમ એમ ભજો પ્રભુને, વશ થાશે વનમાળી. સર્વ૦ ૪

### ૯૩-કીર્તન બીજું

જુઠામાં જન્મ ગમાયોરે, જીવડા તેં જુઠામાં જન્મ ગમાયો;ટેક
કુડાં કર્મની કરણી કરીને, દુર્મતિ દામ કમાયો;
જગત ચરાચર જેણે રચ્યું છે, તે પ્રભુ ગુણ ના ગાયો.જીવડા૦૧
વિષયવિકારમાં મન કર્યું મેલું, મોહમાયાએ વાહ્યો;
આનંદકંદનું રૂપ હૃદયમાં, ધ્યાન કરીને ન ધાયો. જીવડા૦ ૨
મનુષદેહ મહા મોંઘો સર્વથી, પૂરણ પુણ્યે પાયો;
એવો અધમ તેં ખોયો ખોટામાં, કાળને હાથે ખપાયો. જીવડા.૩
નીતિ ને જ્ઞાનની નિર્મળ ગંગમાં, સંત સંગે જે ન્હાયો;
કહે છોટમ જેણે પાતક ધોયાં, તે તો સર્વથકી ડાહ્યો.જીવડા૦૪

### ૯૪-કીર્તન ત્રીજું

જીવતાં આપ ન જાણ્યું, મૂરખ તેં જીવતાં આપ ન જાણ્યું.ટેક.
મુઆ પછી તો થાશે અંધારૂં, પતિપદ રહેશે અજાણ્યું;
ભવમાંહે તું રહેશે ભટકતો, શ્રુતિમત તેં ન પ્રમાણ્યું. મૂરખ૦૧
હું હું કરે તે કોણ તું કહેને, પ્રભુપદ તેં ન પિછાણ્યું;
અવિનાશી ઇશ્વરને ભૂલી, નાશી સુખ બહુ માણ્યું. મૂરખ૦૨
વેદધર્મથી વિખુટો પડીને, પંથીનું માન વખાણ્યું;
કપટી ગુરુની કહેણી સુણીને, ખોટું મત તેં તાણ્યું. મૂરખ૦૩
ચૈતન રૂપ તું પોતાનું ભૂલ્યો, જડનું અહંપદ આણ્યું;
ગુરુનું જ્ઞાન તારે હૃદયે ન આવ્યું, હરિધનને નવ નાણ્યું.મૂરખ૦૪
જે ચેત્યા તે ઘરથી ચેત્યા, ગુરુથી શ્રુતિમત જાણ્યું;
કહે છોટમ જગકર્તા જાણી, મહા મુક્તિસુખ માણ્યું. મૂરખ૦૫

---

## કોણ એ સમાના કામિની, એ રાગ તથા વેળાવળ (બિલાવર) રાગનાં કીર્તન ૫

### ૯૫-કીર્તન પહેલું

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અળગો;
વેલો જોતાં વિશ્વનો, જઈ મૂળને વળગો. જોને૦ ૧
ભાસ જવો ભાનુતણો, ત્રણે લોકમાં પડિયો;
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સૌની આંખડિયો. જોને૦ ૨
વ્યાપક સઘળા વિશ્વમાં, એ છે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી. જોને૦ ૩

ઈશ્વરની સત્તાવડે, વદે વિધ વિધ વાણી;
ઓંકારરૂપે એ હરિ, જપે જીવ તે જાણી. જોને૦ ૪
જળજંતુ જળમાં ઘણાં, ઉપજે જળજોગે;
તે જીવે તેનાવડે, મરે તરત વિજોગે. જોને૦ ૫
એમ પ્રભુને આશરે, જીવે સૌ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રિય જાણી. જોને૦ ૬
સુરતા સરજનહારની, સૌ ઠામે સરખી;
પરમ શક્તિ પ્રભુને વિષે,પ્રાણી જોને પરખી. જોને૦ ૭
ભૂલી પ્રભુને જે ભમે, તે અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજ રે ભ્રમ ત્યાગી. જોને૦ ૮

૯૬-કીર્તન બીજું

નથી રે અજાણ્યું નાથનું, જે છે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એ તો તુજમાં ખામી. નથી૦ ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શકિત છે જેની;
અણુએ અજાણ્યું નવ રહે, અદ્દભુત ગતિ એની. નથી૦ ૨
વિજળીકેરા તારમાં, વાત જાય છે વહેલી;
જાણ શક્તિ જગદીશને, જણવે કરના પહેલી. નથી૦ ૩
જીવનદોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણિમાત્રના પિંડની, જાણ સઘળી સાથે. નથી૦ ૪
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સૌના મનનું શ્રીહરિ, પરખે એજ પ્રમાણે. નથી૦ ૫
જ્ઞાન ઈંદ્રિ અને મનવડે, કૃત્ય જે જે કરવું;
માઠું કરતાં મનવિષે, ઈશ્વરથી ડરવું. નથી૦ ૬
પ્રાણીતણા પુણ્યપાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સર્વે કર્મનો, તેથી કયમ રહે છાનું. નથી૦ ૭
હુકમ હરિનો શિર ધરી, કામ સઘળાં કરિયે;
છોટમ તેની કૃપાથકી, ભવસાગર તરિયે. નથી૦ ૮

૯૭-કીર્તન ત્રીજું

માનવ કોઇ માને નહીં, એવી વાત અનેરી;
હોય ગુરુગમ જેહને, તે જો જો હેરી. માન. ૧
જળવિના સિંધુ અગાધ છે, સઘળે તે ભરિયો;

પ્રૌઢ પવન મોજાવિના,દીસે અદ્‌ભુત દરિયો. માન૦ ૨
એ દરિયાના બેટમાં, તરુ એક વિજાતી;
શાખાઓ છે જુજવી, ફળની ભિન્ન ભાતી. માન૦ ૩
અદ્દભુત પંખી અરૂપિયા, એ વૃક્ષે વસિયા;
ભેળા રહિને ફળ ભખે, સૌ સ્વાદના રસિયા. માન. ૪
અકળ અનોપમ પંખિયો, કરે તરુપર માળા;
રૂપરંગ દીસે નહિ, કરે શબ્દ રસાળા. માન૦ ૫
પત્ર પુષ્પ ફળ સા ખરે, ન ખરે તરુ આદી;
છોટમ એવા વૃક્ષને,જાણે બ્રહ્મવાદી. માન૦ ૬

## ૯૮-કીર્તન ચોથું

ઓ અણસમજુ જંતુઓ, ભરમે કયાં ભટકો;
અવિનાશીને ઓળખો, શું નાશીમાં અટકો. ઓ૦ ૧
દિવ્ય પિતા જે આપણો, કરતા સુખકારી;
એ પ્રભુ દીનદયાળને, ક્યમ મૂકયો વિસારી. ઓ૦ ૨
દેહ અમૂલક તાહરો, જેને પાણીનો કરિયો;
એવો કારીગર કોણ છે, ભલો પવનનો ભરિયો. ઓ૦ ૩
પંચ વિષય પ્રભુએ રચ્યા, છઠ્ઠી મન વરતી;
તેનો ભોગી આત્મા, આણતેની પ્રરતી. ઓ૦ ૪
શબ્દ આવે છે બહારથી, કર્ણભેરીમાં વાગે;
એ કર્તાની અકળ કળા,ઉંઘેલા જાગે. ઓ૦ ૫
સ્પર્શ વિષય જાણે ત્વચા, તે અંગે તારે;
એ કરણી કરતારને તું,ક્યમ ન સંભારે. ઓ૦ ૬
નેત્ર કર્યાં અતિ નિર્મળાં, રૂપ જોવાને જેણે;
તેના રક્ષણ કારણે, કરી પાંપણો તેણે. ઓ૦ ૭
જીભમાંહે જુગતી ઘણી, કરી સરજન શાણે;
સ્વાદ જણાવે સર્વના,બોલ બહાર આણે. ઓ૦ ૮
પરિમલ સર્વે પરખવા, કરી નાસા કેવી;
શ્વાસ ઉચ્છ્વાસની કળ ભરી,કોને આવડે એવી. ઓ૦ ૯
બુદ્ધિ રચી બહુ જાણવા, તેનું પરિબળ મોટું;
શીખે કળાઓ તેવડે, ચાલે નહિ ખોટું. ઓ૦ ૧૦
એવું અચરજ અતિઘણું. સૌ દેહમાં કીધું;

ફટ ફટ મૂર્ખા માનવો, તેનું નામ ન લીધું. ઓ૦ ૧૧
સુખદાતા સર્વેશ જે, કરૂણામય કહાવે;
કહે છોટમ માટે સહુ, ભજો પ્રભુને ભાવે. ઓ૦ ૧૨

ઙ૯-કીર્તન પાંચમું

ઓ ભૂલેલા ભવિજનો, સાચા પ્રભુને સંભારો;
તરત કુટિલ મારગ તજી, ઝાલો મારગ સારો. ઓ૦ ૧
અખિલ જગતકરતારની, જુગતી નવ જાણી;
વિષયી જનના વિહારની, બહુ વાતો વખાણી. ઓ૦ ૨
અગણિત અંડ જેણે રચી, નિરાધારજ રાખ્યાં;
તે પ્રભુને જાણ્યો નહી, ચાવેલાં ચાખ્યાં. ઓ૦ ૩
પવન તેજ પેદા કર્યું, પૃથ્વી ને પાણી;
સકળ પદારથ સરજિયા, એવી વેદની વાણી. ઓ૦ ૪
અદ્‌ભુત સંકેત કલ્પના, કુશલપણું જેનું;
કોટી કવિ ન કરી શકે, વડું વર્ણન તેનું. ઓ૦ ૫
જ્ઞાન અપાર જણાવિયું, સૃજીને જન જાતી;
એકથકી અન્ય ઉપજે, ભલી દેખાય ભાતી. ઓ૦ ૬
એક એક જાતીમાં જુઓ, સંકેત છે એવો;
અંડજ કેરા અંડથી, પ્રાણી નીપજે કેવો. ઓ૦ ૭
ચાંચ ચરણ પરપિંડના, રંગ દેખાય ન્યારા;
ચાલે તે ચૈતન થઇ, ધન્ય જગ કરનારા. ઓ૦ ૮
સ્થિર ચર જાતીમાં ઘણી, અદ્‌ભુતતા ભાસે;
યથાયોગ્ય કરતા કરે, તેવું કોણે થાશે. ઓ૦ ૯
રવિ શશિ જલધર સરજિયા, સૌને સુખ દેવા;
ભક્ષ્ય રચ્યાં જેણે ભૂમિમાં, કરો તેહની સેવા. ઓ૦ ૧૦
રક્ષણ કરવા દેહનું, શક્તિ સૌને આપી;
દેવ દયાળ આકાશમાં, રહ્યા પૂરણ વ્યાપી. ઓ૦ ૧૧
કોટિક પાપ પ્રલય કરે, એવા નામનો નામી;
તે ઈશ્વરને ઓળખો, સચરાચરસ્વામી. ઓ૦ ૧૨
સત્‌ચિદ્ આનંદનો નિધી,અજ ને અવિનાશી;
જન છોટમ શુદ્ધ ભાવથી, થાઓ તેના ઉપાસી. ઓ ભૂ. ૧૩

## રાગ ચાબખાનો અથવા મન તું શીદને કલ્પના કરે, કૃષ્ણને કરવું હોય તે કરે, એ રાગનાં કીર્તન ૪

### ૧૦૦-કીર્તન પહેલું

ખલકમાં ખોટા ગુરુ થઇ ફરે, અવિદ્યા સેવકની ક્યમ હરે. ટેક
વેદવિરુદ્ધ વચન બહુ બોલે, દોષથકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સૌને, અવગુણ અદકા ભરે. ખલકમાં૦ ૧
તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદનો અર્થ ન જાણે, મત તાણીને મરે. ખલકમાં૦ ૨
ચોરી જારી જૂઠ અનીતિ, અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે, ભવજળમાં ક્યમ તરે. ખલકમાં૦ ૩
કર્તા પ્રભુને કોઇ ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરુ ભજતાં, અર્થ કશો ના સરે.ખલકમાં૦ ૪

### ૧૦૧-કીર્તન બીજું

ધરાપર ધર્મગુરુ એવા રે, કપટથી ફંદ રચે કેવા રે. ટેક
શ્રુતિતણો સિદ્ધાંત ન ભાખે, વિષયકથાઓ વાંચે;
જારભાવમાં મગ્ન થઇને, પાપકર્મ સાંચે રે. ધરાપર૦ ૧
મહારાજોમાં મુખ્ય મનાવા, ઢોંગ કરે મોટા રે;
મંત્ર જંત્ર મોહનવિદ્યાના, ખેલ કરે ખોટા રે. ધરાપર૦ ૨
કંઠી બાંધી કુકર્મ તજવાં, એવું ના ભાખે;
પશુસમા માનવને ધુતી, ફટ ફાંદે નાખે રે. ધરાપર૦૩
સેવકને શિક્ષાની નીતિ, કોઇ નથી કહેતા;
નિંદાખોરા કરી નકોરા, મૂકે છે વેહેતા રે. ધરાપર૦ ૪
સધન સેવકી સારી જોઇને, કર્મ કરે છાનું;
કહે છોટમ એવા ગુરુઓથી, કાજ સરે કોનું રે. ધરાપર૦ ૫

### ૧૦૨-કીર્તન ત્રીજું

પૃથ્વી પાખંડે ખાધી રે, સત્યની શોધ નથી લાધી રે. ટેક
મહા અભિમાન મટે નહિ મનથી, માને હું મોટો;
પ્રપંચે પરધન હરવાનો, ખેલ કરે ખોટો રે. પૃથ્વી૦ ૧
ધર્મ બ્રહ્મની વાત ન માને, ગુરુ થઇને ગાજે;
ઓથે રહીને અનરથ કરતાં, લંપટ નવ લાજે રે. પૃથ્વી૦ ૨
પ્રભુ નું નામ ધરીને કહે છે, હું છું ઈશ્વર આપે;
એક રોમ નિપજે નહિ એથી, દુઃખ કોનાં કાપે. પૃથ્વી૦ ૩

વેદશાસ્ત્રની વાત ન જાણે, કહે મોટા જ્ઞાની;
કહે છોટમ ઠગ ગુરુથી થઇ છે, ધર્મતણી હાની રે. પૃથ્વી ૪

૧૦૩-કીર્તન ચોથું

કહ્યા છે ગુરુ કરવા કેવા રે, તરે ને તારે છે તેવા. ટેક
તુચ્છ કર્મનો ત્યાગ કરાવે, તેમાં નહી કાચું;
મનોવિકાર મટાડે શિષને, તત્ત્વ કહી સાચું. કહ્યા૦ ૧
પરબ્રહ્મનો પંથ બતાવે, મહા દુર્ગુણ ટાળે;
સાચો બોધ શિષ્યને આપી, પ્રભુ સન્મુખ વાળે. કહ્યા૦ ૨
સત્ય દયા ને શીલ નિરંતર, પ્રેમથકી પાળે;
જમપુરમાં જનારા જનને, તે પાછા વાળે રે. કહ્યા૦ ૩
વેદ શાસ્ત્રનું જ્ઞાન શિષ્યને, કહે ઘણું સારૂં;
કહે છોટમ એવા ગુરુ કરતાં, કામ સરે સારૂં રે. કહ્યા૦ ૪

## હલારી રાગનાં કીર્તન ૪

૧૦૪-કીર્તન પહેલું

એક ઘડી જો કોઇ, આખા દિવસમાં રે,
કરશે સતસંગ જોને સારો જી;
ગુણનો નિધાન થઇ, તે નર ગાજશે રે,
સાંભરશે સરજનહારો હો. એક૦ ૧
સત્સંગ ન કરે તો, સુઝ ન આવે રે,
ભ્રાંતિ ને ભૂલ નવ ભાગે જી;
અનેક જન્મનો જે, ઉંઘેલ પ્રાણીઓ રે,
સંતના શબ્દ સુણી જાગે હો. એક૦ ૨
મોહમદિરાકેરા, પાનથી પાપી રે,
જીવે ખરા પણ શબના જેવા જી;
અંધ અચેતતણી, આંખ ન ઉઘડે રે,
આયુષ એળે ખુવે એવા હો. એક૦ ૩
ક્ષુધ આહાર ભય, મૈથુન ઇર્ષા રે,
એ તો સરખાં છે નર ને ખરમાં જી;
ઇશ્વરનું જ્ઞાન હોય, સત્સંગ કરતાં રે,
અધિક વિચાર એ છે નરમાં હો. એક૦ ૪
પૂરણ પુણ્યવાળા, અંશ ઈશ્વરના રે,

તેને સત્સંગ કરવો સૂઝે જી;
છોટમ સતગુરુ, શરણ ગ્રહીને રે,
પૂરણ બ્રહ્મને તે બૂઝે હો. એક૦ ૫

૧૦૫-કીર્તન બીજું

બ્રહ્મ ઉપાસન તમે, કરો મારા દેશિયો રે,
અન્ય ઉપાસ્યે અળગા પડશો જી;
અન્ય ઉપાસન કાંઇ, કામ ન આવે રે,
ચાકરના ચાકર થઇ રડવડશો હો. બ્રહ્મ૦ ૧
સરમાં મળેલું નીર, સાગરમાં ના મળે રે,
સૂરજને કિરણે સૂકાશે જી;
નદમાં મળેલું કોઇ દિન, સાગરમાં જાશે રે,
સાગરમાં પડિયું સાગર થાશે હો. બ્રહ્મ૦ ૨
ભૂત ઉપાસે તે તો, બ્રહ્મ ન પામે રે,
દેવ ઉપાસે કલ્પે પામે જી;
બ્રહ્મ ઉપાસે તે તો બ્રહ્મને પામે રે,
જન્મમરણદુઃખ વામે હો. બ્રહ્મ૦ ૩
ચાલે કુપંથે તેને, ગામ ન આવે રે,
વાંકે પંથે તો કોઈ દિન આવે જી;
સરલ પંથે તો ગામ, સઘજ આવે રે,
સફળ શ્રમે તો સારૂં ફાવે હો. બ્રહ્મ૦ ૪
બ્રહ્મ ન જાણ્યું તેથી, બંધન પામ્યો રે,
ભૂત દેવો શું મુક્ત કરશે જી;
સરશે કારજ જો જન, સદ્‌ગુરુ સેવશે રે,
બ્રહ્મ ભજવાથી ભવ તરશે હો. બ્રહ્મ૦ ૫
વેદ ને શાસ્ત્ર સઘળાં, એવું જ ભાખે રે,
મુનિજન સૌ એમ કહે છે જી;
છોટમ દેવનો જે દેવ વિરાજે રે,
તે તો અક્ષય સુખ દે છે હો. બ્રહ્મ૦ ૬

૧૦૬-કીર્તન ત્રીજું

નિશ્ચય નિશાનપર, મન રહે જેનું રે,
અવર ઠામે તે નથી ભમતું જી;

જીવ અનેકનું જે,જીવન ઓળખે રે,
તેની સંગાથે રહે રમતું હો. નિશ્ચય૦ ૧
નાવના થંભપર, વાયસ બેઠો રે,
ઉડે ખરો પણ આવે ઠામે જી;
એમ આનંદકેરો, અર્ણવ દેખી રે,
મનતણી વાસના વિરામે હો. નિશ્ચય૦ ૨
દાટેલું ધન જ્યારે, નજરેથી દેખે રે,
વળતા તે ઠામ કયમ ભૂલે જી;
દરિદ્રતા તો તેને, મનમાં ન આવે રે,
પ્રેમ મગન થઇ ફૂલે હો. નિશ્ચય૦ ૩
સદ્‌ગુરુના શબ્દ સુણી, અનુભવ જાગે રે,
તેથી સંતોષ હોય સારો જી;
છોટમ શાણા નર, લક્ષ્ય ન ચૂકે રે,
જેવો નાવિકને ધ્રુવનો તારો હો. નિશ્ચય૦ ૪

૧૦૭-કીર્તન ચોથું

આ રે જગતમાં કોઇ, હરિજન હોય તો રે,
આવો અમૃતરસ પીવા જી;
અમૃત પીએ તેને, અનુભવ વાધે રે,
ઘટમાં દેખાય ઘણા દીવા હો. આ૦ ૧
કો કહે અમૃત, અર્ણવમાંહિ રહે છે રે,
કો કહે ચંદ્રમાં દ્રવે છે જી;
કો કહે કામિનીને, વદને વિરાજે રે,
કોઇક અહિમુખે કહે છે હો. આ૦ ૨
કોઇ સ્વર્ગમાંહિ, અમૃત બતાવે રે,
એમ અનેક તો વદે છે જી;
એ તો અલ્પમતિ, સમજે છે અવળું રે,
ખોટામાં સર્વે ખેદે છે હો. આ૦ ૩
સાગરમાં હોય તો એ, નવ થાય ખારો રે,
સ્વર્ગ પામેલો ન પડે પાછો જી;
ચંદ્રમાં હોય તો એ, ક્ષય નવ પામે રે,
નારીનો નાથ ન મરે વાછો હો. આ૦ ૪

સર્પમાં હોય તો એ, વિષ નવ વ્યાપે રે,
ચતુરો સૌ ચિત્તમાં વિચારો જી;
શબ્દસાગરમાંહિ, અમૃત શોધો રે,
સંતો પીવાનો છે આરો હો. આ રે જગતમાં૦ ૫
સદ્‌ગુરુ શબ્દ સુધા, પિયો જન પ્યારા રે,
રોમરોમમાં રંગ લાગેજી,
અંગે અંગે તે પ્રકટે, અખંડ ખુમારી રે,
અજ્ઞાન ઉંઘમાંથી જાગે હો. આ રે જગતમાં૦ ૬
પૂરણ પુણ્ય જેને પૂર્વનાં રે,
સદ્‌ગુરુ મળે તેને આવી જી;
કોટિ કલ્યાણ પળ, પામે પલકમાં રે,
સુધાનો સાગર દે બતાવી હો. આ રે જગતમાં૦ ૭
તે રસ પીતાં તો તન મન પાલટે રે,
જીવ મટીને બ્રહ્મ થાયે જી;
ત્રણ ભુવનમાં તે, જન તરેને તારે રે,
છોટમ તેના જશ ગાયે હો. આ રે જગતમાં૦ ૮

## કરના ફકીરી કયા દિલગીરી સદા મગનમેં રહેનાજી એ રાગનાં કીર્તન ૪

### ૧૦૮-કીર્તન પહેલું

અશરણ શરણ, હરણ ભવસંકટ, દીનાનાથ દયાળા જી;
બહુલશકિત બહુ, નામ નિરંજન, જગદીશ્વર જનપાળા જી.અ૦ ૧
સત્ ચિત આનંદ,રૂપ સનાતન,અજ અવ્યક્ત અનંતા જી;
સત્ય જ્ઞાનમય, દિવ્યદેહ પ્રભુ, સર્વાધીશ મહંતા જી. અ૦ ૨
તું અગાધ ગુણ, અલ્પમતિ હું, વચને ન શકું વરણી જી;
દૃઢ થઈ ધ્યાન, ધારણા ન બને, જોગ જુગતની કરણી જી.અ૦ ૩
ઉપમા જેવું, અન્ય ન દીસે, કહું ઉપમા હું કેવી જી;
જે વાણી. તમને પ્રિય લાગે, બોલી ન શકું તેવી જી. અ૦ ૪
શું લેઈ સેવા, કરિયે દેવા, સૌ સરજેલ તમારૂં જી;
મહેર કરીને, માની લેજો, અર્પું તન મન મારૂં જી. અ૦ ૫
સેવક શરણે, આવ્યો જાણી, નાથ નભાવી લેજો જી;
જન છોટમ, પોતાનો જાણી,દાન પરમ પદ દેજો જી. અ૦ ૬

### ૧૦૯-કીર્તન બીજું

ચટપટ ચેત, હેત કર હરિશું, મરણ ભમે છે માથે જી;
ધામ ધરા ધન, સુત ધણિયાણી, સેવક નાવે સાથે જી. ચટ૦ ૧
હોય લાખ તે, રાખ બરાબર, તેમાં નહિ કાંઇ તારૂં જી;
ધન સાંચ્યું પણ,ધર્મ ન સાંચ્યો, કાં જનમારો હારૂં જી. ચટ૦ ૨
કૂડાં કર્મ, કર્યાં કંઈ કોટી, દુર્મતિ દમડીમાટે જી;
પાપપોટલા, પાસે લઈને, જાશો વસમી વાટે જી. ચટ૦ ૩
મોટપણાનું, માન ભરાયું, માટે કાંઇ ન સૂઝે જી;
જમના કિંકર, જોશો ત્યારે, થરથર કાયા ધ્રુજે જી. ચટ૦ ૪
કર સતસંગ, અંગ હોય નિર્મળ, રંગ હૃદયમાં લાગે જી;
કહે છોટમ,ભગવંત ભજી લે,તો ભવનો ભય ભાગે જી. ચટ૦ ૫

### ૧૧૦-કીર્તન ત્રીજું

અલખનામ ધુન, લાગી ગગનમેં, મગન ભયા મન મેરા જી.
આસન મારી, સુરત દૃઢ ધારી, દિયા અગમ ઘર ડેરાજી. અ૦ ૧
ઇડા પિંગલા, દોનું છાંડકે, સુષુમ્ણા મધ્યે ધારા જી;
તરવેણી મે, તાર મિલાઈ, અજપા નામ ઉચારા જી. અ૦ ૨
જંત્ર અનાહત, બાજે અહોનિશ, હોત નાદ ઝનકારા જી;
ધન બિન અદ્‌ભુત, હોત ગર્જના,બરસે અમૃતધારા જી. અ૦ ૩
કોટિ કોટિ રવિ, શશીકી શોભા, ઝગમગ જ્યોતિ ઉજારા જી;
જન છોટમ, સદ્‌ગુરુ પ્રતાપે, દરશ્યા અલખદિદારા જી. અ૦ ૪

### ૧૧૧-કીર્તન ચોથું

બ્રહ્મભક્તિ તું, કરને પ્રાણી, સફળ થાય મન વાણી જી;
આ સંસાર કાળની બાજી, તેને સ્થિર તેં જાણી જી. બ્રહ્મ૦ ૧
કાયા માયા જાણ કારમી, જયમ ઝાકળનું પાણી જી;
ક્ષણભંગુર સૌ ખેલ ખલકનો, તું ઝટ લેને જાણી જી. બ્રહ્મ૦ ૨
જે જાયું તે સર્વ જવાનું, રંક રાય ને રાણી જી;
અવિનાશી પ્રભુ એક અખંડિત ગુણાતીત ગુણખાણી જી.બ્રહ્મ૦
સોહં શબ્દ વિચાર કરી લે, નિરાલંબ નિર્વાણી જી;
કહે છોટમ ચિંતામણિ પરખે, જોહોય બુદ્ધિ શાણી જી. બ્રહ્મ૦ ૪

## તેરેઘટમેં સરજનહાર, ખોજ મન કાયાનગરી, એ રાગનાં કીર્તન ૨

### ૧૧૨-કીર્તન પહેલું

જાકે સિરપર સરજનહાર, સોહી નર કાયસે ડરે;
જેસા કેસરીકેરા કુમાર, અભય બન બનમે ફિરે. ટેક
બાલકકું વૈતાલ ડરાવે, જબલગ સમઝત નાહી;
બડા હુવા સો બીક ન માને, મરમ લહે મન માહી. સોહી૦ ૧
ઇંડાકું બહુ ડર ભૂચરકા, જબલગ પડદે પડિયા;
ગુરુગમ જ્ઞાને પડદા ફુટયા, જાઇ ગગન ઘર અડિયા. સોહી૦ ૪
લોકલાજ ડર બ્રહ્મ ભજનમેં નહાનમ નરકું આવે;
શૂરા પૂરા કોઇક વિરલા, ગુણપતિકા ગુણ ગાવે. સોહી૦ ૩
સ્વાંગ સતીકા જબ હી પહેરા,તન મન પતિકું દીના;
છોટમ સદા રહી સેવામેં, ત્રિભુવનમેં જશ લીના. સોહી૦ ૪

### ૧૧૩-કીર્તન બીજું

તેરા સરજન હાલ હજૂર, દેખો ગુરુજ્ઞાન ગ્રહી;
દુર્ભાગિ કહત હે દૂર, જાકું ગુરુજ્ઞાન નહી. ટેક.
બ્રહ્મા આયુષ જાય પંથમે, તોહું ઠોર ન પાવે;
સો સદ્ગુરુ એક સહજ સાનમેં, નિકટ નાથ દરસાવે. દેખો૦ ૧
આપબળે તપ તીરથ સાધન, જોગ જગન જપ કર હી;
બ્રહ્મલોકમે જાઇ ભોગવે, પીછા પુનર્ભવ ધર હી. દેખો૦ ૨
તૃણકી ઓટે ગિરિ અવરાયા, કહત લોકમે બાની;
આપા ઓટ રહત મહારાજા, સો ગુરુ કહત નિશાની. દેખો૦ ૩
અંડપિંડકા પોષણ હારા, ચિદ્ઘન ચતુર સુજાના;
જન છોટમ સતગુરુ પરતાપે, સો કરતા સત માના. દેખો૦ ૪

## લાવણીના રાગનાં કીર્તન ૨

### ૧૧૪-કીર્તન પહેલું

પરમ તત્ત્વ ના, લહ્યા જીવ સબ, જાત મોહમે વહ્યા. ટેક
એક અકળ, ઓંકાર હિ જાંહી, અક્ષર બિંદુ, નહી તામાંહી;
સૂક્ષ્મ સ્થૂલ, નહિ હે વાંહી; ત્રિગુણરહિત એ તત્ત્વમસિ પદ,
સો હી બેદમે કહ્યા. જીવ૦ ૧
ઇચ્છા ક્રિયા, જ્ઞાન હે જે હીં; શકિત તીન, પ્રણવકી એ હી;

સ્થૂલ સૂક્ષ્મ ભઇ, કારણ દેહી, અસ્વર ઉસ્વર મકાર માત્રા,
ત્રિગુન દેવત્રય ભયા. જીવ૦ ૨
અકાર જાગ્રત, કર્તા બ્રહ્મા; વિષ્ણુ ઉકાર, સ્વપ્ન કો કર્મા;
મકાર તામસ, હરકો ધર્મા; તીન રૂપ ઓંકાર પસારા,
તીન લોકમે રહ્યા. જીવ૦ ૩
એસા તત્ત્વ, વિચાર હિ કરના; નિજ કર્તાકા, ધ્યાન હિ ધરના;
તો તેં મિટે, જન્મ અરૂ મરના; જન છોટમ સદ્‌ગુરુ બતાયા,
મુલ સકલકા બ્રહ્મા. જીવ૦ ૪

## ૧૧૫-કીર્તન બીજું

અનહદ ડંકા, બજા દેખ લો, શૂન્ય મંડલકી મઝા. ટેક.
ધિમિ ધિમિ ધિમિ ધિમિ, નોબત બાજે;
ધડુડુડુ ગગન ઘોરઘન ગાજે;
મોહર નાદ, મનોહર રાજે; પંચરંગકી પ્રસિદ્ધ ફરકે,
સત્ય નામ પર ધજા. દેખ૦ ૧
વેણુરવાજ, શંખ શરણાઇ; ઝાંઝ મૃદંગ; ભેરી સુખદાઇ;
ઓર રાગ કછું, કહી ન જાઇ, એક ચિત્તસે, સુન લો પ્યારે,
ગગન રહત હે ગજા. દેખ૦ ૨
બાદલ બિના, બીજ ચમકારા; બરસે મેઘ, સુધારસ સારા;
કોટિ કોટી, સુરજ ઉજીઆરા;એસી શોભા, નિરખ નિરંતર;
ઓર તુછ સબ તજા. દેખ૦ ૩
એ સુખ મુખસે, કહા ન જાવે, દેખે સોઇ પરમ પદ પાવે,
જીવ શિવ, એક હિ હો જાવે,જન છોટમ જંજાળ છાંડકે,
એસા સાધન સજા. દેખ૦ ૪

**જો વિચારી જીવ તારી શી વલે થશે, એ રાગનાં કી૦ ૪**

## ૧૧૬-કીર્તન પહેલું

જો ગુરુનું જ્ઞાન તારા હૃદયમાં રહ્યું,
ત્યારે તો અવિદ્યામૂળ કયમ નથી દહ્યું. ટેક
મોહ દંભ દ્વેષ ક્લેશ જો નથી ટળ્યા,
ત્યારે શું જણાય તને સદ્‌ગુરુ મળ્યા. જો૦ ૧
મલિન વાસનાજ તારી જો નથી જતી,
ત્યારે તારી શાથી થશે એ તે સદ્‌ગતી. જો૦ ૨

અર્ક ને અંધારૂ એક ઠામ ના મળે,
થાય જ્ઞાન તો અનીતિ વેગળી પળે. જો૦ ૩
મહા માનમાટ સુણે ગ્રંથની કથા,
જ્ઞાન ને વિરાગવિના તે સહુ વૃથા. જો૦ ૪
નીતિપંથે ચાલતાંજ સત્ય ના ચળે,
છોટમ એવા સાધુનેજ શ્રીપ્રભુ મળે. જો૦ ૫

### ૧૧૭–કીર્તન બીજું

કંઠી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી,
ધર્મ ધારણ કર્તાં પુંજી પાપની ભરી. ટેક.
શુદ્ધ થવા સ્નાન શૌચ આચરે ખરો,
ક્રોધ છે ચંડાળ તે તો ના થયો પરો. કંઠી૦ ૧
શપથ ખાય ધર્મના તું કંઠી કર ગ્રહી,
આચરે અનીતિ ઓથે ધર્મને રહી. કંઠી૦ ૨
પંથનો તું વાદ કરે અન્ય શું લડે,
તું તો તારૂં ભૂલ્યો ભાન તેહ ના જડે. કંઠી૦ ૩
ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી,
ભાલ તિલક તાણી બેઠો સાધુ શો બણી. કંઠી૦ ૪
કપટ ધૂર્ત ભેખ કળી કાળમાં ઘણા,
છોટમ જેવા ગુરુ તેવા શિષ્ય તેતણા. કંઠી૦ ૫

### ૧૧૮–કીર્તન ત્રીજું

હામ ન હારિયેં ભલાજી હામ ન હારિયે,
કષ્ટ પડે તેસમે પ્રભુ સંભારિયે. ટેક.
તારો દેહ જોને તારા હાથમાં નથી,
તો વૃથા તું શોચ કરી શું મરે મથી. હામ૦ ૧
પ્રકટ જેણે કર્યો તને તેજ પાળશે,
તેનું રટણ રાખ દુઃખ તેજ ટાળશે. હામ૦ ૨
જાળવે છે જનની જથા આપ બાળને,
જગતમાંહિ ભક્ત એમ પ્રિય દયાળને. હામ૦ ૩
ધરી બ્રહ્મધ્યાન બ્રહ્મ આશરે રહ્યા,
છોટમ એવા ભક્ત જગતમાં સુખી થયા. હામ૦ ૪

### ૧૧૯-કીર્તન ચોથું

હરિ કરે તે હોય નિશ્ચય હરિ કરે તે હોય,
નાથનું નિર્મેલું ના નિવારી શકે કોય. ટેક
હરિવિના ન હાલે પાન અન્ય કોથકી,
પ્રકૃતિ પુરુષ ઉભય ઇશ આશરે નકી. હરિ૦ ૧
ચોવી તત્ત્વ મળી દેહ પ્રકૃતિના બના,
પુરુષ જ્ઞાનરૂપ દેહમાંહિ ચેતના. હરિ૦ ૨
જીવ કરે કર્મ તે વિચિત્ર જાતિનાં,
આચરે આશાએ કામ ભાતિ ભાતિનાં. હરિ૦ ૩
આપે ફળો ઇશ દેવ જો કૃપા કરે,
વિન કૃપાએ જારમાં અંગારો કરિ ભરે. હરિ૦ ૪
નિપજવાનું નિશ્ચે જીવ હાથમાં નથી,
છોટમ સર્વ ગ્રંથ ખોળી જોયું છે મથી. હરિ૦ ૫

## સજ્જન સઘળાએ કેફીનો સંગ ન કરવો, એ રાગનાં કીર્તન ૫

### ૧૨૦-કીર્તન પહેલું

રંગ રસિયા સાથે રમે સુમતિ શુદ્ધ નારી,
મંદમતી તે શું જાણે બિચારી રે. રંગ૦ટેક
એક પલક પતિને નવ ભૂલે, લઈ ત્રિકમશું તાળી;
ઉરથી હરિને, ન કરે અળગા, તે તો તારુણી ટેકવાળી રે. રંગ૦૧
સ્વામીને તે વહાલી વનિતા, વનિતાને પ્રિય સ્વામી;
અરસપરસ એક એકશું પૂરણ, પ્રીતિ અતીશે જામી રે. રંગ૦૨
અજાણપણુમાં, એ સુખ ન લહે, ભામિની તેજ અભાગી;
પ્રાણપતી પાસેથી ન લહ્યો, ઢીંગલાં પૂજવાને લાગી રે. રંગ૦ ૩
જડ જેવી થઇ જડમાં રમતી, ન રમે સ્વામીસંગે;
દુઃખ દળદર તો ન ટળે તેનાં, એવે એને ઢંગે રે. • રંગ૦ ૪
સદ્‌ગુરુજી જેને સમજાવી, હાથ ઝલાવે હાથે;
છોટમ પાકી તેજ પ્રેમદા, રમે છે નિજપતિ સાથે રે. રંગ૦ ૫

### ૧૨૧-કીર્તન બીજું

કોઈ મનમેળાપી, હોય તો મનકેરી કહિયે,
બેદલ જીવશું, મૌન ગ્રહી રહિયે રે. કોઇ૦ ટેક

મનમેળાપી મનથી ન મૂકે, એક ટેક હોય તેને;
ગુરુનું જ્ઞાન ટકે અંતરમાં, ભાવ ભરૂંસો દૃઢ જેને રે કોઈ૦ ૧
મરતાં સુધી મનથી ન મૂકે, તે કહિયે મનમેળું;
હેત પ્રીતિ હળમળ હરિરસમાં, દૂધ ને સાકર ભેળું રે. કોઇ૦ ૨
બેદલ જન તે હોય અદબળ્યા, સાંભળિને શઠ થાય;
મતલબસુધી મળતા રહે પણ, અવગુણ ઉલટા ગાય રે. કોઈ૦
બે મરનું બોલે તે બેદલ, ભાવે ન ભજે કેને;
આપણું લઇને કહે અન્યને, કુટિલપણું જેને રે. કોઈ૦ ૪
કાગતણા કુટુંબી હોય તે, જનનાં ચાંદાં જૂએ;
ખરની આગળ ખાંડ ધરે પણ, ટેવ ઓખરની ન મૂએ રે. કોઈ૦ ૫
પ્રથમ પ્રેમપરીક્ષા લઇને, હરિનું હારદ કહિયે;
છોટમ કલ્પવૃક્ષને કાપી, બાવળ ઝીંટવા ન જઇએ રે. કોઈ૦ ૬

૧૨૨–કીર્તન ત્રીજું

શું શોધે સજની, અંતર જોને ઉઘાડી;
તને શું સમજાવે દાડી દાડી રે શું૦ ટેક.
ગુરુગમ કુંચી કરમાં લઇને, ઉઘેડ અજ્ઞાન તાળું;
આજ્ઞાચક્રની ઉપર જોતાં, ત્યાં થાશે અજવાળું રે. શું૦ ૧
નિર્મળ નૂર નિરંતર વરસે, મહામનોહર મોતી;
અનહદ નાદ અહોનિશ બાજે, ઝળહળ દર્શે જ્યોતિ રે. શું૦ ૨
ઓહંકાર ધુનિ ઉઠે સહજે, ચિદાનંદનિધિમાંથી;
સોહંપ્રકાશ કરે રગરગમાં, ગુરુવિના એ ગમ ક્યાંથી રે. શું૦ ૩
તે પ્રકાશથી તુજને જડશે, સુંદર સ્વરૂપ તારૂં;
છોટમ તેનો કર્તા જાણે, તો ઉપજે સુખ સારૂં રે. શું૦ ૪

૧૨૩–કીર્તન ચોથું

કોઇ પ્રેમસ્નેહી, પ્રેમ અમીરસભોગી,
બીજા શું જાણે વિમુખ, વિજોગી રે. કોઈ૦ ટેક
પ્રેમપંથ અદ્ભુત અજરાલય, મહામુક્ત જન મહાલે;
અંતરનું સુખ મુખે ન આવે, સાકર ખાધી જેમ કાલે રે. કોઈ૦ ૧
રોમ રોમ આનંદ ઉજાગર, હરિશું તાર ન ત્રૂટે;
મહારસમાંહે મગ્ન રહે તો, ત્રૈવિધ કર્મગ્રંથી છૂટે રે. કોઇ૦ ૨
જપ તપ જોગ કરે કોણ તેને, એવો લક્ષ્ય જો આવે;

ત્રણલોક સુખ તૃણવત્ દેખે,અવર ઉપાસના ન ભાવે રે.કોઇ૦૩
એવા જનના ઉરનો આશય, એવા હોય તે જાણે;
શુક નારદ ને શંકરસરખા,અહોનિશ એ સુખ માણે રે.કોઇ૦૪
અખિલ લોકકર્તા પ્રભુજીને, પ્રેમપુષ્પથીં પૂજે;
જન છોટમ તેના ઘટમાંહે, ભુવન ચતુર્દશ સૂઝે રે. કોઈ૦ ૫

૧૨૪-કીર્તન પાંચમું

આ જોને બેની, પ્રાણપતી રમે પાસે,
તેને સાધી લે, શ્વાસ ઉચ્છ્વાસે રે. ટેક
સોના સામો છે સામળિયો, જો ગુરુદૃષ્ટે જૂએ;
તેહ તજીને અવર ભરૂસે, શાસારૂ અવસર ખૂએ રે. આ૦ ૧
કૂર તજીને ગ્રહે કુશકા, તેણે કાજ ન થાય;
ચૈતન છોડી જડને ભજતાં, જન્મમરણ નહિ જાય રે. આ૦ ૨
માખણ મુકી તક્ર ગ્રહે તે, જોને શાનો ડાહ્યો;
પ્રભુ તજીને પ્રપંચ પૂજે, તે જન જાય વાહ્યો રે. આ૦ ૩
અંતરજામી આનંદસિંધુ, ભજિયે પૂરણ ભાવે;
જન છોટમ માનુષતનુ જેવો, ફરી ફરી નહિ આવે. આ૦ ૪

## ખમાયચી રાગનાં કીર્તન ૨

૧૨૫-કીર્તન પહેલું

મૂરખ માનવી રે, તું તો મસ્ત થઇ શું માણે. મૂરખ૦ ટેક
મસ્ત થયો પણ અસ્ત થવાનો, માથે મરણ ભમે છે;
મીન જળમાં જેમ મળીને, રંગ વિલાસ રમે છે. મૂરખ૦ ૧
ધામ દામ ને કામતણું સુખ,સ્થિર છે એવું માને;
અંધ કૂપમાં કરે અનીતિ, ગર્વે ન ગણે કાને. મૂરખ૦ ૨
પરને સુખિયો દેખી તું શઠ, અંતર ઇર્ષા આણે;
તે પાપે તુજને જમકિંકર, વૈતરણીમાં તાણે. મૂરખ૦ ૩
ઉંચો થઇને આપ વખાણે, બહુ નિંદે બીજાને;
માતો શ્વાન સર્વને મારે, એમ ભસે અજ્ઞાને. મૂરખ૦ ૪
સજ્જન સાથે વેર કરે ને, શઠની સાથે સંપે;
જૂઠ અનીતિ તારી જોઇને, કોઈ દિન ધરતી કંપે. મૂરખ૦ ૫
અહુન ઘણું અભિમાન કરે ને, વાંકી ચાલે ચાલે;
ચોરે ચકલે કરે ચાડિયો, કંઈએકનાં ઘર ઘાલે. મૂરખ૦ ૬

સારી કથા સાંભળે કોઇ દિન, અંતરમાં ન ઉતારે;
દિલમાંથી નવ તજે દુષ્ટતા, ઘણાં ગપોડાં મારે. મૂરખ૦ ૭
પરના દોષ જુએ બહુ પાપી, દયા દીનપર નાવે;
પાપે પૈસો રળે ખરો પણ, ભલું પુણ્ય ના ભાવે. મૂરખ૦ ૮
પાખંડીને પંથે પેશી, ટીલાં મોટાં તાણે;
કુકર્મ કરતાં ઇશ્વરનો ડર, અંતરમાં નવ આણે. મૂરખ૦ ૯
દીનદયાળે દયા કરીને, દેહ તને જો દીધો;
સારાં સુકૃત સાધીને કાંઈ,ઉત્તમ લા'વ ન લીધો. મૂરખ૦ ૧૦
શમણાવત્ સુખ શમી જશે તે, રે'શે સઘળાં રોતાં;
પલકમાત્રમાં કાળ પકડશે, જન સર્વેના જોતાં. મૂરખ૦ ૧૧
આ શીખામણ ઉરમાં આણી, ભક્તવત્સલને ભજિયે;
કહે છોટમ અવગુણ હોય એવા, તુચ્છ કરીને તજિયે.મૂ૦૧૨

### ૧૨૬-કીર્તન બીજું

ભૂલ્યો ભૂલ્યો રે, ભ્રાંતિમાં જીવ અભાગિયા રે. ભૂલ્યો. ટેક
ફોગટ જન્મ ગમાવ્યો ફરિ ફરિ, કરિ કરિ કુકર્મ કોટી;
અંતરમાંહિ અવિદ્યા ભરિ ભરિ,ખેલ્યો બાજી ખોટી. ભૂલ્યો૦
મુદ્ગર જમના ખાતો મરિ મરિ, જરિ જરિ જોયું ન જાગી;
ડરિ ડરિ દેવ થકી નવ ચાલ્યો,તુચ્છ ટેવ ના ત્યાગી. ભૂલ્યો૦૨
હેત કરીને ન ભજ્યો હરિ હરિ,નરિ નરિ કરિ પરનિંદા;
જેથી જન્મ જાય તું તરિ તરિ, તે પ્રભુને નવ વંદ્યા. ભૂલ્યો૦૩
ચરિ ચરિ કાળ જાય છે ચટપટ, ખટઋતુ રૂપી હાથે;
ઝટ ઝટ જાણ જાય છે અવસર, સમજી લે મન સાથે. ભૂ૦ ૪
ભાત ભાતના પંથ ભમાવે, વે'મ તણી કહી વાતો;
ખરા બ્રહ્મની ખોળ ન કીધી, ધાયો ધક્કા ખાતો.. ભૂલ્યો૦ ૫
જેણે જગત કર્યું છે આવું, તેને લેને જાણી;
જન છોટમ તેના જશ ગાજે,ન કથીશ બીજી વાણી.ભૂલ્યો૦૬

---

## ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે,એ રાગનાં કી૦ ૨

### ૧૨૭-કીર્તન પહેલું

બ્રહ્મનામ મુખે એક લે ઉચ્ચારી,
જાણ મૂળ મંત્ર એજ મોક્ષકારી;
જડને ચેતન કરે, પુરાતન પાપ હરે,

ભજે ભવસિંધુ તરે, એ પ્રતાપ
ભારી ભારી કે લે ઉચારી. ટેક
શંકર શેષ એ ઉપદેશ હૃદે રાખે,
પ્રેમે નામસુધા સદા તે તો ચાખે;
વદનવડે વારંવાર ભલું ભાખે;
પૂરણ પ્રેમ, ધરે નેમ, ભૂલે કેમ,
તજી વે'મ, જપે જેમ, કુશળ ખેમ,
તરે તેમ, સાધે એમ, એવા ધન્ય દેહ
ધારી ધારી કે લે ઉચારી. બ્રહ્મનામ૦ ૧
નામબળે હરે જુઓ ઝેર પીધું,
પ્રહ્‌લાદે સ્મર્યું ત્યારે નૃસિંહરૂપ લીધું;
નામજપે ધ્રુવને અચળ ધામ દીધું;
વળી અપાર, નામ આધાર, પામ્યા પાર,
અતિ ઉદાર, સૃજનહાર, છે દાતાર,
હરે વિકાર, તરિ સંસાર,
ગયા કોટિ નર ને નારી નારી કે લે ઉચારી. બ્રહ્મનામ૦ ૨
ગુણાતીન ગુણાસીધ બ્રહ્મ કહે છે,
તેનું બોધક રૂપ પ્રણવ નામ લે છે,
વેદ એક એવી વાત તો વદે છે;
વિના નામ, ન સરે કામ, દક્ષિણ વામ,
સર્વ ઠામ, પૂર્ણ ધામ, તે મુકામ,
મળે રામ, પોચે હામ, જ્યારે, સૂઝ
હોય સારી સારી કે લે ઉચારી. બ્રહ્મનામ૦ ૩
જડ ને ચેતન ઉભય નામને આધારે,
અક્ષરવડે નામ સર્વને શિર ધારે,
પરાએ પોષે પછી વૈખરી ઉચારે,
એમ સદાય વાણી વદાય, ચાલ્યું જાય;
વેદ ગાય, જપ જપાય, કારજ થાય,
હોય સહાય, અખિલ રાય,
મટે કષ્ટ તેથી ભારી ભારી કે લે ઉચારી. બ્રહ્મનામ૦ ૪
સકલ સૃષ્ટિ કેરૂં કારણ નામ જાણો,

દેવી દેવમાંહી દૈવત એ પ્રમાણો;
નામ નામીસહિત અંતર લક્ષ્ય આણો,
એક વાર, કરે ઉચાર, ફળ અપાર,
લાગે તાર, માયા પાર, સોહંકાર,
સુખ અપાર, છોટમ સમજસાર,
પાપ તાપહારી હારી કે લે ઉચારી. બ્રહ્મનામ૦ ૫

૧૨૮–કીર્તન બીજું

સ્વપ્નતુલ્ય છે સંસાર જોને જાગી,
મૂક મોહ ભક્તિ બ્રહ્મની લે માગી;
ટળે દુઃખ સર્વ તારાં, ફળે નિજ કર્મ સારાં,
ન કરીશ અઘ નકારાં;
તુચ્છ ટેવ ત્યાગી ત્યાગી કે જોને જાગી. ટેક
ચેત ચટપ ઝડપ લેને જ્ઞાન ઝાલી,
ખોટા ખેલમાં ખરાબ થાય ખાલી,
જ્ઞાનનેત્રે પૂર્ણ બ્રહ્મ લે નિહાળી;
રાખ હામ, લે વિભુનામ, આઠે જામ,
સારે કામ, ખરચ દામ,
મન વિરામ, બ્રહ્મધામ, ઠીક ઠામ,
પામે પ્રાણિ તે કહેવાય પરમ
ભાગી ભાગી કે જોને જાગી. સ્વપ્નતુલ્ય૦ ૧
મરે તેને મારૂં માની કાં રડે છે,
ગળે કાળ તેની ભાળ ક્યાં જડે છે;
અંતે પિંડ પલક એકમાં પડે છે,
શ્વાસ જાય, નભ સમાય, વપુ વેરાય,
અરૂપ થાય, કરિ વિદાય,સર્વ ન્હાય,
રોતા જાય, થાય સહાય, તેને
કોણ સંગે લાગી લાગી કે જોને જાગી. સ્વપ્નતુલ્ય૦ ૨
કલુષ આચર્યું આ લોકમાં તેં આવી,
ખોટા ભોગ ને વિલાસ વાત ફાવી;
ભક્તિ જગતતાતની તને ન ભાવી;
કુડા સંગ, કેરો રંગ, ચઢયો અંગ,

અમૂલ્ય નંગ, બન્યુ બંગ, ધીક ઢંગ,
ધર્મ ભંગ, જ્ઞાન ગંગ, તજી
કર્મ નાશા રાગી રાગી કે જેને જાગી. સ્વપ્નતુલ્ય૦ ૩
કહ્યું માન, ધરજે કાન, ધીરજ ધારી,
હાથે બાજી છે તો જાય રખે હારી;
સતસંગ કરી જન્મ લે સુધારી,
મૂક માન, સમજ સાન, ગુરુ જ્ઞાન,
સુધાપાન, પુણ્યદાન, શૌચસ્નાન,
ધર્મ ધ્યાન, એ વિધાન વેદ; નીતિ રીતિ
સમજને સોહાગી હાગી કે જેને જાગી. સ્વપ્નતુલ્ય૦૪
કરિ વિવેક દેવ એક લે ઉપાસી,
અનંત શક્તિવંત પરમ છે પ્રકાશી;
જેના નામથી વિકાર જાય નાશી,
એ વિચાર વારંવાર, અંતર ધાર,
પડે પાર, નર ને નાર, ઠરે ઠાર,
મોહ માર, હામ ન હાર, છોટમ કહે
મહંત બ્રહ્મ યોગ યોગી કે જેને જાગી. સ્વપ્નતુલ્ય૦ ૫

૧૨૯-કીર્તન રાગ ગોડી

એક દેવ અવિનાશી, સંતોભાઇ એક દેવ અવિનાશી;
પ્રભુ સતચિત આનંદરાશી, સંતોભાઇ એક દેવ અવિનાશી. ટેક
બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વર, માયા કે ગુન કહાવે;
દેહધારી દુનિયામેં આવત, સો નિજ ધામમેં જાવે. સંતો૦ ૧
તેત્રીશ કોટી દેવ સ્વર્ગમેં, કશ્યપકા પરિવારા;
મનુકે પુત્ર ભયે સો માનવ, ચારૂ વર્ણ વિસ્તારા. સંતો૦ ૨
દેવ પૂજ્ય માનવજાતીકું, ઇશ દિયા અધિકારા;
જો કર્તાકી ભક્તિ ન જાને, સો બૂડે સંસારા. સંતો૦ ૩
વેદ પુરાન ગ્રંથ સબ ગાવે, પુનિ કહે સંત પોકારી;
કહે છોટમ ભગવંતભજનસે, મુક્ત હોય નરનારી. સંતો૦ ૪

૧૩૦-કીર્તન રાગ શેઠ સગાળશા સાધુને સેવે,

સચ્ચિદરૂપ સનાતન ઈશ્વર, કર્તા સર્વનો એક;
સ્થાવર જંગમ જગત રચ્યું છે, ધન એ વિભુનો વિવેક;

અતિ અદ્‌ભુત ચતુરાઈ રે,શકે કોણ એને ગાઈ રે. ૧
અચરજ મોટું માખની આંખે, ડોળા આઠ હજાર;
સૂક્ષ્મદર્શક યંત્રમાં જોઇને, કોઈએ કર્યો નિર્ધાર;
ભંગુરાની આંખમાં જાણ્યા રે,પચીસ હજાર પ્રમાણ્યા રે. ૨
કાંબળા કેરી કાયામાંથી, છન્નુ કીટ થઇ જાય;
તે રે કીટમાંથી પાંખો વાળી, પોપટ પરગટ થાય;
જુઓ એ રચના કેવી રે, સહજ ક્યમ નિપજે એવી રે. ૩
લક્કડખોદનો લાકડામાંહે, આહાર કર્યો અવિનાશ;
તે રે લેવાને ચાંચમાં તેવી, રચના કરી પરકાશ;
હાથીને હાથથી સારી રે,કરી સુંઢ આનંદકારી રે. ૪
મધની માખના રક્ષણમાટે, કાંટો કર્યો કર્તાર;
પશુ પંખી કોઇ પાસ ન આવે તે, સમજીને સરજનહાર;
ભક્ષણ ને રક્ષણ કાજે રે, યથાયોગ્ય કીધું રાજે રે. ૫
ટોળી મચ્છ એક સાગરમાંહે, નાકથી મારે નિશાન;
બંદુકની પેરે પાણી ઉડાડે તે, સામાના લે પ્રાણ;
ચમત્કારી જુઓને એની રે, કહો એ કરેલી કેની રે. ૬
વિદ્યુત બામ માછલામાંથી, વિદ્યુત પરગટ થાય;
એને અંગે જે કોઇ અડકે તે, તત્ક્ષણ માર્યો જાય;
ખેલ એ કોણે કરેલો રે, મચ્છમાંહિ અગ્ની ભરેલો રે. ૭
નાસ્તિક મતના લોક નઠારા, કહે સૌ સહજે થાય;
અદ્‌ભુત રચના ઇશ્વરકેરી, તે નવ જાણે જરાય;
અધમ અપરાધી પ્રાણી રે, પ્રભુની જુગતી ન જાણી રે. ૮
માણસ દેહ સર્વથી મોટો, તે માંહિ રચના અપાર;
કર્તાવિના એ ક્યમ હોય સહજે, તે નથી જોતા ગમાર;
મૂરખ જે પ્રભુને ન માને રે, ચાલે અવળા અજ્ઞાને રે. ૯
જગત ચરાચર જેણે રચ્યું છે, તે સમરથ કર્તાર;
છોટમ તેને ભાવે ભજતાં, મનના મટશે વિકાર;
પાપ સૌ પ્રલે જાશે રે, સદા સુખ તેને થાશે રે. ૧૦

---

## રસિક રાગનાં કીર્તન ૪

### ૧૩૧-કીર્તન પહેલું

પ્રેમી આવો રે, પ્રેમસુધારસ પીવા. ટેક

અગાધ જળમાં મોતી માટે, જ્યમ પેસે મરજીવા;
ઝળહળ જ્યોતિ પ્રકટ પ્રભુ દરસે, રોમ રોમમાં દીવા. પ્રેમી૦ ૧
અંતરજામી સૌમાં વ્યાપક, અંતરમાં ઓળખાશે;
જડતા જાળ જન્મની જાશે, પાતક પ્રલે થાશે. પ્રેમી૦ ૨
રાગાદિક જે દોષ હોય તે, ભાક્તભાવથી ભાગે;
ઈશ્વરની રચના દેખીને, ઉગ્ર જ્ઞાન ગુણ જાગે. પ્રેમી૦ ૩
જપ તપ જોગ જાગ વ્રત તીરથ, પંચ દેવની સેવા;
તેણે તો કાંઈ પ્રભૂ ન રીઝે, પ્રેમ લક્ષણા જેવા. પ્રેમી૦ ૪
સૌ શૃંગાર સુંદરી પેહેરે, હોય કુલક્ષણ જેને;
સાચા સ્નેહવિના કો કાળે, કંથ નહી વશ તેને. પ્રેમી૦ ૫
અંતર લક્ષ પ્રેમ પ્રભુ સાથે, એક પલક નવ ભૂલે;
જન છોટમ તે સાચી વનિતા, સ્વામી સંગે ઝૂલે. પ્રેમી૦ ૬

૧૩૨-કીર્તન બીજું

રસિયા હોય તે રે, રસની રીતી જાણે. ટેક
વણ જાણે તે પ્રરે ઉદાસી, દેહ દમી મત તાણે;
મનની સાથે મથતાં મથતાં, કોઈક ઠરે ઠેકાણે. રસિયા૦ ૧
રસિકશિરોમણિ જગનો નાયક, પ્રેમરસે બહુ રીઝે;
આનંદમગ્ન અહોનિશ રમતાં, ભક્તિભાવથી ભીજે. રસિયા૦ ૨
અક્ષર ઘરથી વેગે આવે, આનંદ અર્ણવ લહેરી;
રોમ રોમ ને કરે ઉજાગર, ચઢે ખુમારી ઘેરી. રસિયા૦ ૩
અણમેળું મન રહે મળીને, જો ગુરુ લક્ષ્યે લાગે;
આ ભવમાંહી નહિ સુખ એવું, એને સોમે ભાગે. રસિયા૦ ૪
આનંદરૂપ તે પરબ્રહ્મનું, એમ વેદમાં કહે છે;
તે આનંદ ચરાચરમાંહે, અગમ અગોચર રહે છે. રસિયા૦ ૫
શોક દુઃખ જડ રૂપે માયા, આનંદી અવિનાશી;
જન છોટમ વિરલા જન જાણે, જે ગુરુચરણ ઉપાસી. રસિયા૦

૧૩૩-કીર્તન ત્રીજું

સદ્‌ગુરુ મળિયા રે, તેનું કારજ સરિયું; ટેક
આત્મતત્ત્વ ઓળખાવ્યું જેણે, તે જોઇને ચિત ઠરિયું;
પિંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ત્યાં જઇને ઘર કરિયું. સદ્‌ગુરુ૦ ૧
લક્ષણવંતા લક્ષ્યે પૂરા, તે ગુરુ પાર ઉતારે;

લક્ષ્યવિનાને લક્ષણ હોય તો, જનનું કામ ન સારે. સદ્દગુરુ૦ ૨
લક્ષ્ય રૂપિયાં લોચન નહિ તે, ગુરુનો કર જે સહાય;
અંધે અંધ રહે અથડાતા, બને ગોથાં ખાય. સદ્દગુરુ૦ ૩
જીવવિના જ્યમ દેહ વૃથા ત્યમ, લક્ષ્યવિના ગુરુ એવા;
વંધ્યા ગાય દૂધ નવ આપે, તે કરવાની સેવા. સદ્દગુરુ૦ ૪
વ્યંડળને વનિતાઓ વરિયો, સંતતિસુખ નહિ કાને;
જગત ભગત કહી માને તે તો,પરમેશ્વરને બાને. સદ્દગુરુ૦ ૫
તેમાટે સાચા ગુરુ સેવો, આત્મલક્ષ્ય જે આપે;
કોટિ જન્મનું બંધન તે તો, પલક એકમાં કાપે. સદ્દગુરુ૦ ૬
દુર્લભ વસ્તુતણા જે દાતા, તે ગુરુ ભજિયે ભાવે;
જન છોટમ માણસ તન જેવો,ફરી ફરી નહિ આવે.સદ્દગુરુ૦ ૭

૧૩૪-કીર્તન ચોથું

સંશય શમિયા રે, જ્ઞાન પામિયો જ્યારે. ટેક
સદ્દગુરુ સમરથ પરઉપકારી, સાન કરી સમજાવ્યું;
અજાણપણમાં દૂર દેખાતું, તે પાસે પરખાવ્યું. સંશય૦ ૧
સર્વ પદારથ જડ છે તેથી, ચેતન ભિન્ન કહાવે;
આઠે આવરણરહિત અગમ ઘર, પૂરા ગુરુથી પાવે. સંશય૦ ૨
જનક સનક શિવ શેષસમા જન, જેનો જાપ જપે છે;
કોટિ અંડ ઉપજેલાં અંતે, જેમાં જાઈ શમે છે. સંશય૦ ૩
પોતાને કંઠે મણિ પોતે, ભૂલીને જ્યમ શોધે;
જાણ્યું ત્યારે થયું જથારથ, સદ્દગુરુકેરે બોધે. સંશય૦ ૪
ભૂપ સ્વપ્નમાં થયો ભિખારી, ઘર ઘર હીંડે ભમતો;
જાગ્યો ત્યારે ગઇ આપદા, નિજાનંદમાં રમતો. સંશય૦ ૫
ઈશ્વરને જાણ્યે સુખ એવું, બંધન સઘળું જાય;
જન છોટમ સદ્દગુરુકરુણાએ, જો સુધું સમજાય. સંશય૦ ૬

## જીભલડી રે તને હરિગુણ ગાતાં આવડું આળસ ક્યાંથી એ રાગનાં તથા કેદારારાગનાં કીર્તન ૮

૧૩૫-કીર્તન પહેલું

લોચન તું ભવમોચન પ્રભુને, ભાવથકી જોને ભાળી રે;
દુર્જનનાં મુખ છે દુઃખદાયક,તેને તું મૂકને ટાળી રે. લોચન૦૧
ઈંદુ અર્ક ને પાવક વિદ્યુત, જેને પ્રકાશે પ્રકાશ્યાં રે;

તેજ પ્રકાશવડે વળી તુજને,ભલાં પદારથ ભાસ્યાં રે. લોચન૦૨
જતન કરી તમને જેણે સરજ્યાં, અદ્ભુત શક્તિ એની રે;
ઉત્તમ દૃષ્ટે એ ના જોયો, શોધ કરી નહિ તેની રે. લોચન૦૩
પાંપણો કરિયો પ્રભુજીએ, તે થકી રક્ષણ તારૂં રે;
એ ઉપકારીને જો નવ જોયો,સાધન શું સજ્યું સારૂં રે. લોચન૦૪
પ્રેમનાં આંસુએ જો નવ પલળ્યાં, હરિજન જોઇ નવ હરખ્યાં રે;
સ્વારથ સારૂ રાંક થઇ રોયો, નિંદિત કારજ નિરખ્યાં રે. લો૦ ૫
પરમારથનો પંથ ન જોયો, પાપ જોઇ થયાં પાપી રે;
એ લોચનને ઉપમા કવિએ, મોરપિંછની આપી રે. લોચન૦૬
નીતિમારગ જોઇ ચાલવા, ભલિ ભલિ વિદ્યા ભણવા રે;
સરજનહારે તમને સરજ્યાં, ગુણ ઇશ્વરના ગણવા રે. લોચન૦૭
આનંદસાગર બ્રહ્મ ઓળખો, એ ઉપદેશ અમારો રે;
કહે છોટમ માની લો નિશ્ચય,સફળ થાય જન્મારો રે. લોચન૦૮

૧૩૬-કીર્તન બીજું

હે રસના જશ ગાને હરિના, સફળ કરી લે વાણી રે;
વિદ્યા વિનય વિવેક વિચારી, વિશ્વંભર વખાણી રે. હે ર૦ ૧
અમથી શું અપશબ્દ ઉચ્ચારે, લૂખી સઘળી લવરી રે;
નેકવની પરનિંદા કરતાં, તું નથી રહેતી નવરી રે. હે ર૦ ૨
જૂઠા જનને સંગે જઇને, કૂડી કથની કાઢે રે;
પરનાં છિદ્ર પ્રકાશ કરીને, વેર વધારી વરાઢે રે. હે ર૦ ૩
સારો મારગ સત્ય ધર્મનો, આડું બોલી ઉછેદે રે;
તે રસના તરવાર તુલ્ય છે, કીર્તિ કવચને ભેદે રે. હે ર૦ ૪
પાપ તાપ સંતાપ શમાવે, તન મન શીતળ કરતી રે;
ધન્ય જીભ તો તેને કહિયે,વાણી વિમળ ઉચરતી રે. હે ર૦૫
દીનદયાળ દયાનિધિ કેરા, જે જીહ્‌વા ગુણ ગાશે રે;
કહે છોટમ કુળ કોટિક તેનાં, પ્રીત્યે પાવન થાશે રે. હે ર૦૬

૧૩૭-કીર્તન ત્રીજું

હે કર[૧] કર્મ ઘણું સર્વેથી, તુજને સરજ્યું કરવાનું;
એવાં ઉત્તમ કર્મ આચરે, તેથી થશે ભવ તરવાનું. હે કર૦ ૧
સર્વ અંગ સાચવવાં તારે,ઉદર ઉદ્યમે ભરવાનું;

૧ હે કર–હે હાથ !

સેવાથી સૃજનાર રીઝવે, ફરી ન પડે ભવ ફરવાનું. હે ક૨૦૨
પ્રીતિવડે પરમારથ કરજે, અંતે એજ ઉગરવાનું;
પાણી તરસ્યા જનને પાજે, દેજે ચર્વણ ચરવાનું. હે ક૨૦૩
દીન દેખીને દાન આપજે, ખરૂં પુણ્ય નહિ ખરવાનું;
કહે છોટમ બહુ પુણ્ય કરે તો, ઠામ મળે શુભ ઠરવાનું. હે ક૨૦૪

૧૩૮-કીર્તન ચોથું

કાન કથામૃત પાન કરી લે, અર્થ વિચારી એનો રે;
જે જે શબ્દ આવે તુજ માંહી, તોલ કરી જો તેનો રે. કાન૦ ૧
વેદતણું શ્રુતિ નામ વદે છે, તેજ નામ છે તારૂં રે;
શ્રીપ્રભુના ગુણગ્રામ સાંભળી, જો તને લાગે સારૂં રે. કાન૦ ૨
આત્મહિત નવ હોયે જેમાં, તેવી તજવી વાણી રે;
શું થયું મેઘ ઘણેરા ગર્જે, પામિયે નહિ કાંઇ પાણી રે. કાન૦ ૩
ધર્મ બ્રહ્મની વાતો સુણતાં, ઉત્તમ ગુણ બહુ આવે રે;
અંતરનું અંધારૂં નાસે, ચિદાનંદ ચિત ભાવે રે. કાન૦ ૪
કથા સૂણતાં કર્તા કેરી, પાપપુંજ સૌ નાસે રે;
કહે છોટમ સુવિવેક કરે તો, બ્રહ્મ સર્વદા ભાસે રે. કાન૦ ૫

૧૩૯-કીર્તન પાંચમું

પ્રભુનો મારગ સૌથી સહેલો, એક અટપટું એમાં રે;
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોતિ પ્રકાશે જેમાં રે. પ્રભુનો૦ ૧
ધનુર્વેદીના જેવી ધારણા, અધરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વીંધે, ખરી ચાતુરી તેમાં રે. પ્રભુનો૦ ૨
ભૂમિ ઉપર તો ભૂચર ચાલે, એમાં વિઘ્ન અનંત રે;
બ્રહ્મ પંથ તો છે ખેચરનો, ચાલી શકે કોઈ સંત રે. પ્રભુનો૦ ૩
અનુભવ આંખ સુરતની સીડી, સદ્ગુરુ હોય સહાય રે;
કહે છોટમ જો સાધક સાચો, બ્રહ્મધામમાં જાય રે. પ્રભુનો૦ ૪

૧૪૦-કીર્તન છઠ્ઠું

જીવ બ્રહ્મને જાય જાણવા, ઓળખાણ નહિ એને રે;
ઓળખાણ તો ત્યારે થાયે, બોલખાણ જડે જેને રે. જીવ૦ ૧
અક્ષરખાણ પ્રણવ છે નરમાં, તેથી ઉપજે વાણી રે;
અવિરલ ધાર પાર નહિ પોષે, તેની વાત અજાણી રે. જીવ૦ ૨
પશુ પંખી જે વાણી વદે છે, અક્ષર બે કે ચાર રે;

બાવન અક્ષર બોલી જાણે, એ નરનો અવતાર રે. જીવ૦ ૩
સ્થાવર જંગમ જંતુજાતી, સરજે સદા મહેશ રે;
માનવમૂર્તિ મોટી જાણી, બુદ્ધિ આપી બેશ રે. જીવ૦ ૪
અંતરજામીને આધારે, જીવે છે સૌ જંત રે;
વિશ્વમાંહિ વ્યાપક તે ઈશ્વર, સત્ય જ્ઞાન અનંત રે. જીવ૦ ૫
સર્વ વસ્તુમાં પૂર્ણ રહ્યો તે, પૂર્ણ બ્રહ્મ કહેવાય રે;
જન છોટમ તેને જે જાણે, આવાગમન ન થાય રે. જીવ૦ ૬

## ૧૪૧-કીર્તન સાતમું

જે ઉપજે તે પ્રભુથી ઉપજે, કાંઈ ન ઉપજે જીવે રે;
સૂર્ય સદા જળ પોષે શોષે, તે નવ થાયે દીવે રે. જે૦ ૧
પ્રભુએ સર્જ્યાં સર્વ પદારથ, પૃથ્વી પાવક પાણી રે;
ચાર ખાણ જીવોની જાતી, કહો એ કયાંથી આણી રે. જે૦ ૨
હરિનાં કરેલાં હાલે ચાલે, એકનાં હોય અનેક રે;
જીવે કરેલાં જડરૂપ સઘળાં, રહે છે એકનાં એક રે;
કોઇ મનુષ્ય બહુ બુદ્ધિબળથી, કહે હું હરિ અવતાર રે;
આ અવનીનો એક પદારથ, તેણે ન થાય લગાર રે. જે૦ ૪
જ્ઞાન બતાવા ગુરુઓ સરજ્યા, તેજ ધણી થઈ બેઠા રે;
કહે છોટમ આ કળિજુગ માંહે,એવા ઠગ બહુ દીઠા રે. જે૦૫

## ૧૪૨-કીર્તન આઠમું

શામળિયો છે સૌની સામો, પામર તે નવ પ્રીછે રે;
આંખ ઉઘાડી એને ન નિરખે, મન મળવાને ઇચ્છે રે. શા૦ ૧
ગંગા યમુના સરસ્વતી વહે છે, ત્રિવેણીની તીર રે;
ત્યાં રહી મોહન વેણુ વજાડે, હલધરજીનો વીર રે. શામળિયો૦૨
ભાત ભાતના ખેલ કરે છે, યમુનાજીને આરે રે;
આહીરને આનંદ પમાડે, ગિરિધારી ગૌ ચારે રે. શામળિયો૦૩
વ્રજવનિતાસંગ કેલિ કરે છે, મહિ માખણ લે માગી રે;
એવા પ્રભુને જે જન પ્રીછે, તે પ્રાણી બડભાગી રે.શામળિયો૦૪
બ્રહ્મા જેનું રૂપ વખાણે, શંકર ધારે ધ્યાને રે;
કહે છોટમ એ કૃષ્ણ ઓળખો,સદ્‌ગુરુકેરી સાને રે. શામ૦ ૫

## આજ સખી શ્રીવૃંદાવનમાં, એ કાલેરા રાગનાં કી૦૩

### ૧૪૩ કીર્તન પહેલું

આજ અનોપમ જ્ઞાન ઉપન્યું, ભલી ભલી રચના ભાળી;
અદ્ભુત ખેલ અખિલ કરતાનો,મેં નજરે જોયો ન્યાળી. આજ૦૧
ઉંચું જોઉં તો અવની જેવા, અગણિત અધર ફરે ગોળા;
કોઈક તાતા કોઇક શીળા, ભેદ ન જાણે જન ભોળા. આજ૦ ૨
ભૂતળ ઉપર ભાતિ ભાતિની, અગણિત જીવતણી જાતી;
નરનારીનાં રૂપ અવનવાં, નામ જૂજવાં બહુ ભાતી. આજ૦૩
ચર્મ પૂતળાં ચૈતન દોરી, ખેલનહારને હાથ ખરી;
જેમ નચાવે તેમ સૌ નાચે, કળ તૂટે તે જાય મરી. આજ૦ ૪
સૃજનહારને જાય શોધવા, ઘટમાં જેને બુદ્ધિ ઘણી;
પોતપોતાનું કલ્પી કહે છે, ભાત ભાતની વાત ભણી. આજ૦ ૫
એક પૂતળું એમ વદે છે, સહજ થાય છે સૃષ્ટી સૌ;
અળગો કોઇ નથી કરનારો, ઉપજે આપોઆપ બહુ. આજ૦ ૬
એક કહે સૌ રૂપે સ્વામી, આપ ઇચ્છાએ જીવ થયો;
સ્વર્ગનરકમાં પોતે વિલસ્યો, અરૂપ હતો તે રૂપ થયો. આજ૦ ૭
એક કહે સૌ કર્મે ઉપજે, જેનાં કર્મ હશે જેવાં;
નીચ ઉંચ ને સ્થાવર જંગમ, તે કર્મે બનિયાં તેવાં. આજ૦૮
કોઈ કહે સૌ કામ ઈશનાં, માયાસંગે મોજ રમે;
માયામાંથી રૂપ બનાવે, અંતે માયામાંહિ શમે. આજ૦ ૯
એમ અનેક મતો જગમાંહી, કલ્પી વાત કહે કાચી;
ઉપનિષદનો અર્થ વિચારે,તે જન વાત લહે સાચી.આજ૦૧૦
નિજ ઇચ્છાએ સૃષ્ટિ સરજે, નિજ ઇચ્છાએ નાશ કરે;
આદિ અંત પ્રભુ એક બિરાજે,છોટમ એ સિદ્ધાંત ધરે.આજ૦૧૧

### ૧૪૪–કીર્તન બીજું

જોને જાગી•જીવ અભાગી, શું નિદ્રામાં ઘોરે છે;
ષટ્ શત્રુ છે તારી સાથે, ધર્મરૂપી ધન ચોરે છે. જોને૦ ૧
ઉંઘેલાને સુપન અવનવાં, શોક મોહ સંતાપ ઘણો;
જાગેલાને જન્મ ન ધરવો, ભક્ત તેહ ભગવંતતણો. જોને૦ ૨
ઉંઘેલાની આંખ ન ઉઘડે, ઘેરી લે છે ઘેન ઘણું;
અખિલ લોકમાં ઉદય અર્કનો,તેજ ન દેખે તેજતણું. જોને૦ ૩

નિદ્રા નાગણ સૌને ડસવા, અંતરમાંહિ પ્રવેશ કરે;
સદ્‌ગુરુ લક્ષે જે જન જાગે, તત્ક્ષણ તેનું ઝેર હરે. જોને૦ ૪
નિદ્રા કાળતણી છે દાસી, દેહધારી સૌને દમતી;
છોટમ જેને ધ્યાન ધણીનું, તેથી રહે અળગી ભમતી. જોને૦ ૫

૧૪૫-કીર્તન ત્રીજું

કાળતણા ભયથી સૌ કંપે, નર કહીં જાશે નાસીને;
અખિલ લોકપર અમલ એનો,ભય બ્રહ્માંડનિવાસીને. કાળ૦૧
સંસારવૃક્ષ વેદમાં વખાણ્યું, અવ્યક્ત મૂળ કહ્યું એનું;
ત્રણ અંકુરને ત્રિગુણી શાખા,જગત સકળ પસર્યું જેનું. કાળ૦૨
ચૌદ માળમાં ડાળ એહનાં, પત્ર પુષ્પ ફળ નિત્ય ફળે;
તે સર્વે છે ભક્ષ્ય કાળનું, સર્વ સમૂળું તરત ગળે. કાળ૦ ૩
લોકસમેત લોકપતિ કંપે, અવર જીવને કોણ ગણે;
નામ રૂપ ગુણ જ્યાંલગ દીસે, તે સર્વેને કાળ હણે. કાળ૦ ૪
સદ્‌ગુરુ સાચા જેને મળશે, અચળ અભય પદ એ આપે;
કહે છોટમ જ્યાં કાળ ન પહોંચે, તે પ્રભુપદમાં તે થાપે.કાળ૦૫

---

૧૪૬-ગરબો

સ્મરૂં સૃષ્ટિનો સૃજનાર, સાર એ છે સદ્‌ગ્રંથનો જો;
જ્ઞાન એનું ઉદાર, પાર પામિયે ભવપંથનો જો. ૧
ઈશ શક્તિઓ અનંત, સંત કહે છે સૌકો કથી જો;
વદે જેને વેદાંત, જંત લેશ લહેતા નથી જો. ૨
કપિલ શેષ ને કણાદ, વાદ સારા વિધાતણા જો;
જૈમિનિ વ્યાસનો પ્રસાદ, સ્વાદ ગૌતમે લીધા ઘણા જો. ૩
સરસ સર્વનો સિદ્ધાંત, શાંત થઇએ સમજી કરી જો;
કર્મ બ્રહ્મકેરો બોધ, શોધ વાત ભાખી ખરી જો. ૪
કૃપાસિંધુ કરતાર, વાર વાર એ વિચારિયે જો;
અખિલ લોકનો આધાર, નિરાધાર બ્રહ્મ ધારિયે જો. ૫
કર્યાં કોટિ ઘણાં અંડ, પિંડ સર્વે પ્રાણીતણા જો;
ભૂમિ સોતાં બ્રહ્માંડ, ખંડ દેશ ત્યાં દીસે ઘણા જો. ૬
સારાં સૃજી કરી સધર, અધર ધરિયાં આકાશમાં જો;
નદી નદો સિંધુ કુહર, મધુર મેઘ મહાકાશમાં જો. ૭
ભલાં રચ્યાં પંચભૂત, દૂત દેવો રચ્યા ભલા જો;

શક્તિ સઘળે અનુસ્યૂત, નિત્ય પૂત રમે એકલો જો. ૮
ઈશ આપે સ્વતંત્ર, જંત્ર જીવો રાખ્યા જડી જો;
દુઃખ સહે થઇ દીન, હીન કર્મ વ્યાધી નડી જો. ૯
જીવ કર્મ કરે જેહ, તેહ જાણે સાક્ષી રહ્યો જો;
શુભાશુભનો સદૈવ, દૈવ ફળનો દાતા કહ્યો જો. ૧૦
પિતા પુત્રકેરી રીત્ય, પ્રીત્ય રાખી પાળે સહી જો;
હિતાહિતનો કહેનાર, સાર વેદે વાતો કહી જો. ૧૧
હિતે હોય કામ સર્વ, ગર્વ ખોતાં ગતી મળે જો;
અહિત આચરે જો એક, છેક તેને જમરા છળે જો. ૧૨
સુણે શ્રવણે જે વેદ, ભેદ જાણે તે ના ભમે જો;
મોહ પામે ઉછેદ, છેદમાંહે નાવે ક્યમે જો. ૧૩
આજ્ઞા કીધી અવિનાશ, વાસ આકાશ આસને જો;
પૂર્ણ બ્રહ્મ છે પ્રકાશ, દાસ સેવે સાચે મને જો. ૧૪
સદાનંદ સ્વરૂપ, ભૂપ કોટી બ્રહ્માંડનો જો;
ઘડે ઘાટો અનેક, એક સ્વામી સૌ ખંડનો જો. ૧૫
નાથ કર્તા નિદાન, પાન હાલે આજ્ઞાવડે જો;
અતિ ઉગ્ર શક્તિવાન, જ્ઞાન વેદોમાંહે જડે જો. ૧૬
વૃદ્ધ યુવા નહી બાળ, કાળકેરો એ કાળ છે જો;
રાખે સૌની સંભાળ, પાળકેરો પ્રતિપાળ છે જો. ૧૭
રચે ઈચ્છાથી રૂપ, ભૂપ કોરેથી કળ ભરે જો;
સારી શક્તિઓ અનૂપ, ચપ થઇને કારજ કરે જો. ૧૮
ઈશ આપે અદ્વૈત, દ્વૈત થાયે ધાર્યાવડે જો;
એવી રચવાની રીત્ય, નિત્ય શ્રમ તો કાંઇ ના પડે જો. ૧૯
કર્તા હર્તા મહેશ, શેષ સૌને શિર છે ધણી જો;
દેહ દીસે ન વેશ, લેશ ભાળે માયાભણી જો. ૨૦
નામ એનું ઓંકાર, પાર કોઇ પામે નહી જો;
નહી વસ્તુમાં વિકાર, સાર શ્રૌતતણો સહી જો. ૨૧
પામે નહિ તે પરિણામ, ઠામ એક રહ્યો ઠરી જો;
દ્વૈતાતીત એવું ધામ, શામ સઘળે રહ્યો ભરી જો. ૨૨
વિનાકાન સુણે વાણ્ય, જાણ્ય નેનવિના વ્યક્તની જો;
ગ્રહણ કરે વિનાપાણ્ય, માણ્ય મોટી અવ્યક્તની જો. ૨૩

ચાંપે ચાલે વિના ચરણ, ભરણ પોષણ કરે ઘણું જો;
એવો અશરણનો શરણ, હરણ દુઃખ દીનોતણું જો. ૨૪
ઘણું ગરબામાં જ્ઞાન, ધ્યાન રાખો હૃદયે ધરી જો;
ભક્તિ આપે ભગવાન, માન માયા મૂકો પરી જો. ૨૫
ચેતી રાખો રૂડો ચાલ, ખ્યાલ ગાજો ખાંતે કરી જો;
છોટાલાલ, થશો ન્યાલ, હેત રાખી સેવો હરી જો. ૨૬

## અલબેલી રે અંબેમાત જોવાને જઈએ,એ રાગની ગરબી ૨

### ૧૪૭-ગરબી પહેલી

માનવનું સુધરે મન, જો સતસંગ મળે;
જાણીને કરજો જતન, તનના તાપ ટળે. ટેક
તાપ ટળે ને પાપ બળે છે, લહે ધર્મનો મર્મ રે;
વિદ્યા વિનય વિવેક વધારે,કરતાં ઉત્તમ કર્મ. જો૦ ૧
પારસનો ગુણ કહે છે પ્રાણી, લોહનું કંચન થાય રે;
તે તો સારા જનની સંગે, પશુબુદ્ધિ પલટાય. જો૦ ૨
કામધેનુ કોઇ જુગમાં કેવી, પુરણ કરતી કામ રે;
દેવ ગાય એ દુનિયામાંહે, ગુરુવેદ્યાનું નામ. જો૦ ૩
કલ્પવૃક્ષ ચિંતામણિ કહિયે, આગળ હુતાં એહ રે;
એવા ગુણ છે ગુરુવિદ્યામાં, તમે સમજજો તેહ. જો૦ ૪
બાવન અક્ષર બાવન ચંદન, નહિ બીજું નિર્ધાર રે;
અક્ષર પ્રભુ સર્વના આદિ,તે જાણો ઓંકાર. જો૦ ૫
આંખો છે બે અંતઃકરણને, વિદ્યા અને વિવેક રે,
વચનપ્રકાશવડે જો ઉઘડે, ઉપજે સૂઝ અનેક. જો૦ ૬
કાગતણાં કુકર્મ તજાવે, હંસ તણો ગુણ હોય રે;
સર્વ સાર પયપાન કરી લે, તુચ્છ તજે જમ તોય. જો૦ ૭
શીલવંત સતધર્મ આચરે, સ્વર્ગતણા તે વાસી રે;
એવા નરની સેવા સારૂ, કરિયે તીરથ કાશી. જો૦ ૮
સારાં લક્ષણ જેમાં સઘળાં, તે સાધુ કહેવાય રે;
એવા નરને બાને બીજા, ઢોંગી ધૂતી ખાય. જો૦ ૯
પામરને નવ હોય પરીક્ષા, છળથી તે છેતરાય રે;

અંધો અંધતણો કર ઝાલે, તે બંને અથડાય. જો૦ ૧૦
પેટકાજ પાખંડી સઘળા, લે સાધુનો વેષ રે;
કાગ કોકિલા સરખાં રંગે, લક્ષણ ન મળે લેશ. જો૦ ૧૧
પ્રથમ પરીક્ષા પ્રીતે કરિયે, વળતી કરિયે સંગ રે;
કહે છોટમ સજ્જનને મળિયે,ઉલટ આણી અંગ.જો૦ ૧૨

### ૧૪૮–ગરબી બીજી

ચેતીને ચાલો રાજ, કહું તે કાન ધરો;
આ અવસર આવ્યો આજ, કાંઈ વિચાર કરો. ટેક
પગનીચેની રજના જેવું, એવું જાણો ધન રે,
ઉડી જાતાં વાર ન લાગે,માનો સાચું મન. કહું૦ ૧
ડુંગરમાંથી નદી નીકળતી, તેનો વેગ વિશેષ રે;
એમ જવાની જાતી રહેશે, કાળા નહિ રહે કેશ. કહું૦ ૨
આયુષ ચપળ અતિશે એવું, જળબિંદુસમ જોય રે;
જીવિત ફેનસરિખું જાણો, એમાં સ્થિર નહિ કોય. કહું૦ ૩
માટે શાણા સમજી લેજો, મહાવિદ્યાનો મર્મ રે;
સ્વર્ગદ્વાર ઉઘાડી આપે, સેવો એવો ધર્મ. કહું૦ ૪
અજાણ થઇ આળસમાં રહેશો, ખાશો મોટી ખોટ રે;
જરા આવિને વિંટાઇ વળશે, કાળ ચલાવશે ચોટ. કહું૦ ૫
પાછળથી પસ્તાવો કરશો, વાત જશે સૌ વ્યર્થ રે;
ઘર લાગ્યું ને કૂપ ખોદાવો,એમ સરે નહિ અર્થ. કહું૦ ૬
જ્યાંલગી દેહ બન્યો છે સારો, મરણતણી છે વાર રે;
ત્યાંસુધી દૃઢ ધારો ધર્મને, કર ઝાલે કરતાર. કહું૦ ૭
પ્રાણ ગયા પાછળ શું થાશે, ઘસતા રહેશો હાથ રે;
આ સંસારતણાં જે સ્નેહી, કોઇ ન આવે પાસ. કહું૦ ૮
આગળ ઘણા કહી ગયા એવું, મોટા મુનિ મહંત રે;
જે સમજ્યા તે સુખમાં ઝીલ્યા,સારા કહાવ્યા સંત.કહું૦ ૯
મોટો ધર્મ સર્વ માણસને, સારતણું છે સાર રે;
જન છોટમ શુદ્ધ ભાવ ધરીને,ભજવો સરજનહાર.કહું૦ ૧૦

## શરણ પડયો છું રે શ્રીહરિ, એ રાગની ગરબીઓ ૫

### ૧૪૯–ગરબી પહેલી

સમજણ સાધન રે, સાર છે, અણસમજ્યાથી બહુ અથડાય;

જળ જેમ ભાસે રે, ઝાંઝવાં, પશુ અજાણ્યાં પીવા જાય. સમ૦ ૧
વચન વિચારી રે, બોલિયે, પ્રથમ ઉત્તમ સાધન એહ;
વચને ભ્રાંતી રે, થાય છે, વચને મટે સર્વ સંદેહ. સમ૦ ૨
સુવચન સુખનું રે, મૂળ છે, કુવચન ક્લેશતણો ભંડાર;
પાંડવ પીડા રે, પામિયા, નિપજ્યો જાદવનો સંહાર. સમ૦ ૩
વચને જ્વાળા રે, ઉપજે, વચને શીતળ થાયે અંગ;
વચને વાધા રે, જાય છે, વચને ભાસે વસ્તુ અભંગ. સમ૦ ૪
વચને વૈરી રે, વીસમે, વચને સજ્જન શત્રુ થાય;
વચને બંધન રે, પામશે, વચને જીવ મોક્ષમાં જાય. સમ૦ ૫
છોટમ સાધન રે, એ ખરૂં, બીજાં સર્વે એની હેઠ;
શબ્દ નિસરણી રે, સ્વર્ગની, ચઢતાં ઠરી બેસશે ઠેઠ. સમ૦ ૬

૧૫૦–ગરબી બીજી

સાચો બેલી રે, શ્રીહરિ, સ્વારથ સુધી સૌ સંસાર;
અંતે જાવું રે, એકલાં, પાસે નહિ આવે પરિવાર. સાચો૦ ૧
પ્રભુને ભૂલી રે, જે ભમે, કરશે કૂડ કપટ પાખંડ;
દુઃખ તે પામે રે, દોહ્યલાં, દેશે જમના કિંકર દંડ. સાચો૦ ૨
વસમી વાટે રે, તે ચઢે, જેણે કીધાં પાપ અઘોર;
દારુણ દુઃખમાં રે, તે પડે,જે હોય જગદીશ્વરનોચોર. સાચો૦ ૩
પુણ્યને પંથે રે, જે પળે, સતસંગ સાધન સત્ય વિચાર;
ભાવે પ્રભુને રે, જો ભજે, તેને દુઃખ ના હોય લગાર. સાચો૦ ૪
અંતવેળાએ રે, આપણો, પ્રીતમ પ્રાણતણો આધાર;
છોટમ સંગી રે, સર્વદા,નહિ કાંઈ અળગો એક લગાર. સા૦૫

૧૫૧–ગરબી ત્રીજી

સગપણ સાચું રે, શામનું, સદા સર્વદા સંગી એહ;
બીજું નહિ કોઈ રે, કામનું, જેણે દીધો ઉત્તમ દેહ. સગ૦ ૧
જઠરામધ્યે રે, જાળવ્યો, માત પયોધરમાં પયપાન;
પ્રકટ કરીને રે, પાળિયો, દીધું બુદ્ધિતત્ત્વનું દાન. સગ૦ ૨
હસ્ત ચરણ ને રે, નાસિકા, રસના દંત નેત્ર ને કાન;
વાણી આપી રે,બોલવા,સમજ્યો સકળ વિષયનું જ્ઞાન.સગ૦૩
ભોજન છાદન રે, બહુ ભલાં, સરજ્યાં સઘળાં સરજનહાર;
જડબુદ્ધિનો રે, જીવડો, ભૂલ્યો એ પ્રભુનો ઉપકાર. સગ૦ ૪

સૂરજ સરજ્યો રે, ઈશ્વરે,વાયુ અવની ને વરસાદ;
પાલન પોષણ રે, પ્રીતથી, કરે છે ત્રણ ભુવનનો તાત. સગ૦ ૫
એવો કર્તા રે, ના લહે, પામર જીવ ભજે પાખંડ;
જમને હાથે રે, તે જશે, સહશે પાપ કર્મના દંડ. સગ૦ ૬
વચન વિચારી રે, વેદનાં, કરશે સોહં શબ્દવિચાર;
છોટમ બંધન રે, છૂટશે, થાશે ઇશ્વરશું એક તાર. સગ૦ ૭

### ૧૫૨–ગરબી ચોથી

મહિમા મોટો રે, નામનો, કલ્મષ કોટિ જન્મનાં જાય;
પતિત પાવન રે, છે સદા, જેને નિગમ નિરંતર ગાય. મ૦ ૧
જગત ચરાચર રે, જે વડે, અધર રહ્યાં છે અગણિત અંડ;
રવિ શશિ તારા રે, તેવડે, પ્રાણિમાત્રતણા છે પિંડ. મ૦ ૨
તારક કહિયે રે, તેહને, સમરે શંકર અજ ને શેષ;
વશ છે વિષ્ણુ રે, તેવડે, હરદમ સમરે નામ હમેશ. મ૦ ૩
નામસરૂપી રે, તાંતણે, બાંધ્યા ઋષિમુનિ દેવસમેત;
બીજ સર્વનું રે, એજ છે, હૈયે ધરિયે આણી હેત. મ૦ ૪
લક્ષ લગાવો રે, નામનો, મૂકી સર્વ કપટ જંજાળ;
છોટમ સાધન રે, એ ખરૂં, જ્યારે રીઝે બ્રહ્મ દયાળ. મ૦ ૫

### ૧૫૩–ગરબી પાંચમી

દર્શન દેજો રે, દયા કરી, કરુણાસિંધુ શ્રીજગદીશ;
સચ્ચિદ્‌રૂપી રે, આપ છો,એવું બોલે છે શ્રુતિ શીશ. દર્શન૦ ૧
એક કાળે રે, અનંતનાં, નેત્રવિના નિરખો છો રૂપ;
લોક ચરાચર રે, જંતને, હાથવિના સરજો છો ભૂપ.દર્શન૦ ૨
શ્રોત્રવિહુણા રે, સર્વનાં, વચન સુણો છો શ્રીજગનાથ;
સરજો પાળો રે, સંહરો, સર્વે કામ કરો છો સાથ. દર્શન૦ ૩
દર્શન આદિક રે, શક્તિઓ, સઘળી છે તમમાં મહારાજ;
અરજ સુણીને રે, ભક્તની, તેનાં સર્વ સુધારો કાજ.દર્શન૦ ૪
ચૈતનરૂપી રે, આપ છો, નિજશક્તિ પણ ચૈતનરૂપ;
જ્યમ સાકરના રે, વૃક્ષના, અવયવ સાકરરૂપ અનૂપ. દર્શન૦ ૫
માયા ગુણ નહિ રે, આપમાં, માટે નિર્ગુણ કહે છે વેદ;
નિજ ગુણ સારા રે, છે ઘણા,માટે સગુણ સ્વરૂપ અછેદ.દર્શન૦ ૬
સઘળે વ્યાપક રે, છો સદા, અગણિત ગુણ માયાના ઇશ;

જન છોટમની રે,આપદા,કૃપા કરી હરજો જગદીશ. દર્શન૦ ૭

## ઓરો આવને સલુણા પ્રભુ શામળા જો,
## એ રાગની ગરબીઓ ૩

### ૧૫૪–ગરબી પહેલી

પ્રભુ ભજનવિના પલક જાય છે વૃથા જો,
માનો માવઠાનો મેઘ જાય છે જથા જો. પ્રભુ૦ ૧
કામધામના ક્લેશમાં કળી રહ્યો જો,
આઠે પો'ર માયામોહમાં મળી રહ્યો જો. પ્રભુ૦ ૨
સ્વરૂપ વિચાર્યું નહિ સચ્ચિદાનંદનું જો,
ગુણાતીત ધ્યાન ના કર્યું ગોવિંદનું જો. પ્રભુ૦ ૩
જેના નામથી અનેક પાપ જાય છે જો;
એવા નામીને ભજે તો સુખ થાય છે જો. પ્રભુ૦ ૪
પરા ભક્તિ પ્રેમલક્ષણા આવ્યાવિના જો,
મૂળ મનથી ન જાય દુષ્ટ વાસના જો. પ્રભુ૦ ૫
પ્રેમ થાય પ્રીછ હોય ગુરુજ્ઞાનની જો,
વિનાપ્રીછ વૃત્તિ ના રહે દૃઢ ધ્યાનની જો. પ્રભુ૦ ૬
સમજો એમ નાચે ખુંદે ના મળે હરી જો,
એક ઠામ ચિત્ત રાખિને જુઓ ઠરી જો. પ્રભુ૦ ૭
પૂર્ણ બ્રહ્મમાં સનેહ રહે જેહનો જો,
કહે છોટમ ધન્ય ધર્યો દેહ તેહનો જો. પ્રભુ૦ ૮

### ૧૫૫–ગરબી બીજી

ભેદ જાણ્યા વિના ભમે શું ભૂલમાં જો,
બા'નું વૈષ્ણવનું ધરીને તું કૂલ્ય માં જો. ભેદ૦ ૧
કંઠી બાંધી તને મંત્ર કહ્યો કાનમાં જો,
પણ સમજ્યો નહિ સદ્ગુરુની સાનમાં જો. ભેદ૦ ૨
ગુંજા અગ્નિ જેમ માની રહ્યાં માંકડાં જો,
મત બાંધી રહ્યાં જીવ એમ રાંકડાં જો. ભેદ૦ ૩
તું તે કોણ છે ને દેહ તે કોણે કર્યો જો;
એવા કરણી કરતારને શું વીસર્યો જો. ભેદ૦ ૪
તત્ત્વમસિ કહ્યું વેદમાં તું તેહનો જો,
અખિલ લોકમાં પ્રકાશ રહે જેહનો જો. ભેદ૦ ૫

તે હું તે હું કરી બોલે હરિ તુજ કને જો,
તેને સમર શુદ્ધ ભાવથી સાચે મને જો. ભેદ૦ ૬
એમ જાણી ભજો તજો અન્ય આશરો જો,
પ્રભુ પ્રકટ થશે પાસથી ખરેખરો જો. ભેદ૦ ૭
મહા બ્રહ્મકેરૂં જ્ઞાન જે કો જાણશે જો,
છોટમ સદ્દગુરુકૃપાએ સુખ માણશે જો. ભેદ૦ ૮

૧૫૬—ગરબી ત્રીજી

બારે રાશિએ બાંધ્યા છે જીવ જંત્રમાં જો,
માટે ધ્યાન રાખી જોને મૂળ મંત્રમાં જો. બારે૦ ૧
મેષ જાય છે નિમેષ કર્મ કલેશમાં જો,
ચિત્ત ધાર નિત્ય ધર્મ વૃષભવેષમાં જો. બારે૦ ૨
મિથુનભાવમાં સંતોષ શું માની રહ્યો જો,
કર્કશત્વબાધ સુખ માનીને સહ્યો જો. બારે૦ ૩
સિંહ કાળ છે કરાળ સર્વને ગળે જો,
કન્યા આદિ દાન કોટિ કરે ના ટળે જો. બારે૦ ૪
તુલાદાન કરે સ્વર્ણ આદિ ભેદના જો,
ભવવૃશ્ચિકકેરી ટળે નહિ વેદના જો. બારે૦ ૫
ધનુષ સત્ય ધર્મ જ્ઞાન બાણ ધારિયે જો,
ભક્તિ સાધન કરી જન્મ મકર મારિયે જો. બારે૦ ૬
કુંભમાં પડેલા મીનની જેવી ગતી જો,
એવી છે સંસારમાંહિ આપદા અતી જો. બારે૦ ૭
એમ જો વિચારી તારી લે તું જીવને જો,
છોટમ સત્ય જાણી સમર સાચા શીવને જો. બારે૦ ૮

## રસિયા આવજો રે રાતે, એ રાગની ગરબી ૨

૧૫૭—ગરબી પહેલી

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને. ૧
સહજ સમાધી રે લાગી, અનુભવ જ્યોતિ નિરંતર જાગી. ૨
અનહદ વાજાં રે વાજે, પરણવ અરણવ લેહેરે ગાજે. ૩
ગંગા જમનાં રે વહે છે, તરવેણીમાં તાલ મળે છે. ૪
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા. ૫
દેવ મુનીનો રે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો. ૬

અક્ષય વટ છે રે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં. ૭
તે તીરથમાં રે ન્હાશે, કાગ મટીને હંસા થાશે. ૮
પિંડજ તેમાં રે ધરશે, એકોત્તર શત કુળ તો તરશે. ૯
નિર્મળ થાશે રે કાયા, પ્રેમપ્રયાગવિષે જે ન્હાયા. ૧૦
સત્પુરુષોની રે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે. ૧૧

૧૫૮—ગરબી બીજી

સમરથ સદ્ગુરુ રે, દાતા, સેવે શંકર વિષ્ણુ વિધાતા. ૧
મુનિજન મહિમા રે જાણે, જશ બહુ વેદ પુરાણ વખાણે. ૨
અનુભવ ગ્રંથો રે જેનો, શબ્દ અતોલ અમુલક એનો. ૩
દૈવી જીવો રે જાગે, ભવ બ્રહ્માનો સંશય ભાગે. ૪
મહા મતિમંત રે માણે, મંદમતિ તે મર્મ ન જાણે. ૫
જૂઠા જગમાં રે હેરા, ખલ જ્ઞાની એ જીવ ભમેરા. ૬
આળ પંપાળે રે વળગ્યા, નિજ કર્તાથી કીધા અળગા. ૭
તે શું પ્રીછે રે પ્રાણી, ગુરુની ગમ જેણે નવ જાણી. ૮
અનુભવીકેરી રે વાણી, આગમ નિગમે તે પરમાણી. ૯
તે નવ પરખે રે પાપી, કલ્પિત બોલે મનથી થાપી. ૧૦
સદ્ગુરુ કહીએ રે તેને, જ્ઞાન નયન મોટું છે જેને. ૧૧
જ્ઞાન બ્રહ્મનું રે આપે, જન છોટમ મહાપદમાં થાપે. ૧૨

૧૫૯—ગરબી નારાયણ નામ લેને તું પ્રાણી રે, એ રાગ

સદા પ્રભુ પ્રેમનો છે સંગી રે, નવધા ભક્તિ તણો એ રંગી. ટેક
આકાશનો ઇશ્વર વાસી રે, રહ્યો અગણિત અંડ પ્રકાશી રે;
પ્રેમે ભકતને આવ્યો ભાસી. સદા પ્રભુ૦ ૧
રવિકિરણથી કમલ વિકાસે રે, એમ પ્રેમે લહે પ્રભુ પાસે રે;
ભવરોગ સમૂળો નાસે. સદા પ્રભુ૦ ૨
લોહચુંબકનો ગુણ પામી રે,એની સુરતી રે' ઉત્તર સામી રે;
જીવને જણવે છે અંતરજામી. સદા પ્રભુ૦ ૩
દૂરદર્શક યંત્ર સહાય રે,છેટે હોય તે પાસ જણાય રે;
એમ પ્રેમે પ્રભુ નિરખાય. સદા પ્રભુ૦ ૪
નેત્રે જોયામાં જે નવ આવે રે, સૂક્ષ્મદર્શક તે દર્શાવે રે;
એમ પ્રેમે ઈશ ઓળખાવે. સદા પ્રભુ૦ ૫
વિજળી તારમાં જણવે વાત રે, પ્રેમે લક્ષ લાગે પ્રભુ સાથ રે;

હરિને મેળવે હાથોહાથ. સદા પ્રભુ૦ ૬
કહે છોટમ સાધન આન રે,નવ આવે પ્રેમ સમાન રે;
આઠે પહોર એથી રહે ધ્યાન. સદા પ્રભુ૦ ૭

## અવસર જાય છે રે મનુષા દેહનો મોંઘો, એ રાગની ગરબીઓ ૪

### ૧૬૦–ગરબી પહેલી

પ્રાણી પામ્યો રે, દુર્લભ માણસ દેહ;
શે ન સંભારે રે સરજનહાર સનેહી. ૧
મિથ્યા બાજી રે, જગતતણી છે જુઠી;
અંતે જાવું રે, એક પલકમાં ઉઠી. ૨
શે ન વિચારે રે, પાપી પામર પ્રાણી;
ખોળે ખોટું રે, લે છે સાચું જાણી. ૩
કલ્પના કરતાં રે, કલ્પ ગયા છે કોટી;
મોહ પમાડે રે, હરિની માયા મોટી. ૪
કરમ ભરમની રે, ગ્રંથીમાં ગુંચાયો;
ફેરા ફરતાં રે, એકે આરો નાયો. ૫
ઉંચ નીચમાં રે, પશુ પંખી નરનારી;
શ્વાન શૂકર ખર રે, કીટ કાગ મંઝારી. ૬
આગળ ધરીઆ રે, દેહ અશૌચી એવા;
નરદેહ પામી રે, કર પ્રભુજીની સેવા. ૭
ભાવ ધરીને રે, ભક્તિ કરને પ્રાણી;
પરમેશ્વરનો રે, મહિમા લેને જાણી. ૮
જે હરિ ભજશે રે, તેનો ફેરો ટળશે;
જન છોટમનો રે, સ્વામી સહજે મળશે. ૯

### ૧૬૧–ગરબી બીજી

રસિયા જનને રે, એ રસ ઉરમાં ભાવે;
નિજ કર્તાની રે, સાથે સ્નેહ લગાવે. ૧
ઉર અંતરમાં રે, રટણ નિરંતર લાગે;
અખંડ ખુમારી રે, ઉગ્ર અનુભવ જાગે. ૨
આવરણ ભેદી રે, અકળ પુરુષને પેખે;

દિવ્ય સ્વરૂપને રે, દિવ્ય દૃષ્ટિએ દેખે. ૩
પલક ન ભૂલે રે, પ્રેમ સનેહી પ્યારો;
પ્રભુને જાણે રે, જે સૌથી છે ન્યારો. ૪
રચના દેખી રે, રચનારાને જાણે;
છોટમ તે જન રે, મહાઆનંદને માણે. ૫

૧૬૨—ગરબી ત્રીજી

નિજ કર્તાનો રે, જોગ કરે તે જોગી;
મહા જ્ઞાનરસ રે, માણે ભાવિક ભોગી. ૧
શુક સનકાદિક રે, નારદ સરખા માણે;
દત્ત ઋષભસુત રે,જોગી જનક વખાણે. ૨
એ રસ ઉભર્યો રે, વ્યાસતણા મુખમાંથી;
જેણે ઝીલ્યો રે, મુક્ત થયા તે ત્યાંથી. ૩
કપિલ કણાદે રે, શંકર શેષે ગાયો;
પરમહંસને રે, એ રસ પ્રીત્યે પાયો. ૪
અખંડ ખુમારી રે, એ રસ પીતાં આવે;
ચિત્ નભમાંહે રે,સહજે સુરત સમાવે. ૫
તાળી લાગે રે, તાર ન તૂટે જેને;
અણુને તોલે રે, જગત ન દીસે જેને. ૬
અદ્વૈત પદને રે, જે સમજ્યા તે એવા;
દ્વૈત છતાં તો રે, સાચી કરવી સેવા. ૭
ઇષ્ટ ઉપાસન રે, પૂરણ પ્રેમે કરવું;
છોટમ તેને રે, સહજે ભવજળ તરવું. ૮

૧૬૩—ગરબી ચોથી

હરિકરુણામાં રે, શું કાચું છે તારે;
આ દેહ આવ્યો રે, ભવસાગરને આરે. ૧
નેત્ર નિરખવા રે, તુજને આપ્યાં નાથે;
પ્રકાશ કરવા રે, સૂર્ય કર્યો તે સાથે. ૨
સુણવા સારૂ રે, કર્ણ કર્યા કર્તારે;
સુગંધ લેવા રે, નાક કર્યું તે વારે. ૩
સ્વાદ જણાવે રે, રસના આપી રાજે;
વાણીસારૂ રે, વદન કર્યું મહારાજે. ૪

હાથ હરિએ રે, આપ્યા કારજ કરવા;
પેટ કર્યું છે રે, આહારપાણી ભરવા. ૫
ચરણ ચાલવા રે, દયા કરીને દીધા;
મુખના સારૂ રે, સ્વાદો ખટરસ કીધા. ૬
વસ્ત્ર આભૂષણ રે, વાહન સરજ્યાં ભાઇ;
અન્ન ઔષધી રે, મેવા ને મીઠાઇ. ૭
સ્વાદ સર્વના રે, સરજ્યા તારે કાજે;
પોષણકર્તા રે, ઇશ્વર એક વિરાજે. ૮
પ્રભુના સરખો રે, કોઇ નથી ઉપકારી;
સમર પ્રભુને રે, તેં મેલ્યો વિસારી. ૯
કર્યું કરતારે રે, તેં માન્યું છે તારૂં;
જમને દ્વારે રે, દુઃખ સરજ્યાં તે સારૂ. ૧૦
તૃષ્ણા લહેરે રે, તુજને તાણ્યો કામી;
હરિને ભૂલ્યો રે, લંપટ લૂણહરામી. ૧૧
ગુન્હો ઘણો છે રે, વિશ્વાધાર વિસાર્યો;
હરિ નવ જાણ્યા રે, તે અવસર તું હાર્યો. ૧૨
જોબન જાશે રે, જરા આવશે દોડી;
અંતે થાશે રે, આ તનની રાખોડી. ૧૩
વાડી વણસતાં રે, ઉડી જાશે ભમરો;
શ્વાસ ઉચ્છ્વાસે રે, છોટમ પ્રભુને સમરો. ૧૪

---

## ગરબીઓ ૨

### ૧૬૪–ગરબી પહેલી

સાંભળ રે મન, સારતણું કહું સાર જો,
માણસતનુ તો છે મુક્તિનું દ્વાર જો;
તે માટે તું કરને, તત્ત્વવિચાર જો,
આવરદા તારો રે એળે જાય છે. ૧
જોબન તારૂં જેવો રંગ પતંગ જો,
ઉડી જાશે નહિ રહે આવો ઢંગ જો;
જો જાણું તો કર સદ્ગુરુનો સંગ જો,
શામાટે ખોટામાં ખોટી થાય છે. ૨
કોણ દેહ ને, તું તે કોનો અંશ જો,

સાંખ્યયોગથી જાણી લેને વંશ જો;
કાગ મટીને થઇ રહે હરિનો હંસ જો,
ક્ષીર નીરનો નીવેડો ત્યારે થશે. ૩
પ્રથમ વિચારી, જોને તારૂં તન જો,
રજ વીરજથી થયું છે રતન જો;
જઠરામાંહે હરિયે કર્યું જતન જો,
તે પ્રભુને ભજતાં રે દુઃખ સર્વે જશે. ૪
દેહ કરી, તુજને દીધાં કરતાર જો,
પંચભૂત દશ ઇંદ્રિ ને નવ દ્વાર જો,
સુખને કાજે કર્મ કરે અપાર જો,
મરવું ને અવતરવું ફરવું ફરી ફરી. ૫
પુણ્યપાપના ફળથી સુખદુઃખ થાય જો,
તે ભોગવવા સ્વર્ગે નરકે જાય જો;
ઉંચ નીચનો દેહ ધરી અફળાય જો,
કો કાળે તું બેઠો નહિ રે ઠરી ઠરી. ૬
માન મૂકીને, સતગુરૂ શરણે જાશે જો,
સાચો મારગ મન તન વચને સહાશે જો;
ધ્યાન કરીને નિજકર્તાને ધ્યાશે જો,
મહા વિદ્યાથી કર્મ ભરમ સહજે શમે. ૭
પ્રથમ વિચારી, જુઓ પોતાનું આપ જો,
કર્તા પ્રભુનો રાખો શિરપર થાપ જો;
પૂરણ પ્રેમે જપશો ચતન જાપ જો,
જન છોટમ તે જગજીવનમાંહે રમે. ૮

૧૬૫-ગરબી બીજી

કાયા કુંજગલી છે વૃંદાવન જો,
ગુણની ગ્રંથી તે ગિરિ ગોવર્ધન જો;
ચોવીસ તત્ત્વ પ્રકૃતિ ગોપીજન જો,
પ્રાણવાયુ તે જમુના લેહેરે જાય છે. ૧
નવે દ્વારમાં દેવ રહ્યા નવ નંદ જો,
જીભ જશોદા ઘેર રમે ગોવિંદ જો;
સકલ સાથને ઉપજાવે આનંદ જો,

નિત્ય નૂતન લીલા રે વ્રજમાં થાય છે. ૨
પ્રથમ પ્રભુએ પાપપૂતના મારી જો,
ઘણા અસુરથી જન લીધા ઉગારી જો;
બ્રહ્મા ઇંદ્ર રહ્યા હરિ આગળ હારી જો,
કામ ક્રોધ મદ અઘ બક ધેનુક મારિયા. ૩
શીલ સહજ શુભ લક્ષણ ગોકુલ ગાય જો,
તે સર્વે શ્રીકૃષ્ણ ચરાવા જાય જો;
જાગ્રત સ્વપ્નું, ભાંડિર વડની છાંય જો,
વિષયવાસનાકાલીદુઃખથી નિવારિયા. ૪
ત્રિવિધ તાપ દુઃખદાવાનળ શમાવ્યો જો,
ભક્તિ શરદનિશા પુનમદિન આવ્યો જો;
તે સર્વે ગોપીજનને મન ભાવ્યો જો,
મોહને વજાડી રે મધુરી મોરલી. ૫
તે મોરલીએ સર્વેનું મન મોહ્યું જો,
સુરત રાધિકાએ સુણવા ચિત પ્રોયું જો;
ભામિનીઓએ ભવવૈભવસુખ ખોયું જો,
ચતુરાઓ ચાલી રે સૌ ટોળે મળી. ૬
ગગનમંડળમાં વાજે અનહદ નાદ જો,
માનિનીઓ ચાલી મૂકી મરજાદ જો;
રસિયા સાથે કીધો રસનો વાદ જો,
શામળીઆ સંગે રે સૌ રંગે રમી. ૭
પરાપાર પરમેશ્વરનો છે વાસ જો,
ત્યાં જઇ કીધો રાધાજીએ રાસ જો;
પ્રેમે પ્રકટયા કોટી સૂર્ય પ્રકાશ જો,
જન છોટમ ગોપી તે ગોવિંદને ગમી. ૮

**ઉભા રહો અલબેલા ક્ષણ સંજોગ,**
**એ રાગની ગરબીઓ ૩**

**૧૬૬–ગરબી પહેલી**

શ્રુતિ શાસ્ત્રમાં કહ્યો સનાતન ધર્મ,
પ્રાણી પ્રીત કરીને પાળજો જો;
કોઇ પ્રકારે કરવાં નહિ કુકર્મ,

ટેવ નકારી સર્વે ટાળજો જો. ૧
મુઆ પછી મડદાને લેઇ મશાણ,
બાંધવજન બાંધીને બાળશે જો;
જીવતણો તે સહાયક થાશે કોણ,
તે વેળાનાં દુઃખ કોણ ટાળશે જો. ૨
માટે ચેતી ચાલો મારા મિત્ર,
ધીરજ રાખી ગ્રહજો ધર્મને જો;
પ્રભુનું ભજન કરીને થાઓ પવિત્ર,
સમજો મોટા જનના મર્મને જો. ૩
શ્રવણ કરીને કરિએ શુદ્ધ વિચાર,
ઉજ્જવલ એમ થશે મન આપણું જો;
છોટમ ભજીએ સમરથ સરજનહાર,
સેવા કરતાં સુખ આપે ઘણું જો. ૪

૧૬૭-ગરબી બીજી

આનંદસાગર અખિલભુવનના તાત,
પાવનરૂપ પ્રભુ પરમાતમા જો;
સદ્ ચિદ્ રૂપ સનાતન છો સાક્ષાત,
મારા કોટી ગુન્હા કરજો ક્ષમા જો. ૧
પ્રભુ વિસારી ભજ્યા ઘણા પરપંચ,
જગજીવન કર્તા જાણ્યા નહી જો;
સમજી ન શકે બુદ્ધિ મારી રંચ,
કલ્પિત મત માંહે ભમતી કહીં જો. ૨
ગુણના સાગર હવે ગ્રહજો બાંહ્ય,
ત્રિવિધ દુઃખથી મુજને તારજો જો;
રાખી લેજો ચરણકમલની છાંય,
પતિતપાવન પાપ નિવારજો જો. ૩
પરમ દયાળુ અક્ષય સુખદાતાર,
અનંત શક્તિ મહિમા અતિઘણો જો;
છોટમના પ્રભુ સર્વેના આધાર,
જાહેર જશ જેનો સોહામણો જો. ૪

## ૧૬૮-ગરબી ત્રીજી

માથે મોટું મરણતણું છે સાલ,
નાનાં મોટાં સર્વેને નડે જો;
ઘણા ઘણા લેઈ કાળ ભરે છે ગાલ,
ખાતાં કરતાં ક્ષણુએ ના ખડે જો. ૧
રહી શકે નહિ રાજા રાણા રંક,
એની આગળ કોઇ ન ઉગરે જો;
સમર્થ શૂરા કોઈની ન ધરે શંક,
અડર અતુલ બળથી એ ના ડરે જો. ૨
જોતાં જોતાં ઝડપ ઝપેટી જાય,
જનનીજઠરે આવ્યા જેટલા જો;
રોકી તેને કોઈથી કેમ રખાય,
તાકીને લઇ જાય તેટલા જો. ૩
વિજળીથી જેનો વેગ વિશેષ,
સઘળે સરખો તે પહોંચી શકે જો;
વ્યાપક સરખો દીસે દેશ વિદેશ,
આરોગે સૌને એકી તકે જો. ૪
અગણિત અંડ સર્વ છે એનો આહાર,
મુખમાં ભરે પદારથ માત્રને જો;
અતિ ભયંકર કહાવે ક્રૂર અપાર,
નિર્દય ન ગણે પાત્ર કુપાત્રને જો. ૫
એવો શત્રુ અધરાયો અદ્‌ભુત,
શઠ અહંકારીને સૂઝે નહી જો;
દુઃખદાયક છે દેવતણો એ દૂત,
બહુ મદવાળા નર બૂઝે નહી જો. ૬
પ્રામવિમાને ન પડે તેની ફાળ,
અનેક અધર્મથી નવ ઓસરે જો;
વરણાગીમાં મરડે મુછના વાળ,
દોષકોષને ભરતાં ના ડરે જો. ૭
લટકે મટકે ચાલે મત્સર માંહી,
ધન જોબન અમલના જોરમાં જો;

કુકર્મ કરતાં ભય નવ રાખે કાંઇ,
તીખો થઈને ચાલે તોરમાં જો. ૮
વિધવિધ વૈભવ વનિતાસંગવિલાસ,
સુતવિતસુખ દેખી મનમાં છકે જો;
તેના મનમાં તલભર ન મળે ત્રાસ,
બહુ કેફી થઇને બીજું બકે જો. ૯
મુષકને જેમ પકડે છે મંઝાર,
હરેક પ્રાણીના એ હાલ છે જો;
માટે કાંઈક કરને મન વિચાર,
ખોટો દુનિયાનો એ ખ્યાલ છે જો. ૧૦
ક્ષણભંગુર છે સ્વપ્નાસરખો ખેલ,
જોતાં જોતાં ફીટી જાય છે જો;
કાળચક્રથી કાઢે સૌનું તેલ,
ઉગરવાનો એક ઉપાય છે જો. ૧૧
આનંદસાગર અખંડ બ્રહ્મ છે એક,
તન મન ધન તે ઉપર વારિયે જો;
છોટમ પ્રભુને ભજીએ રાખી ટેક,
હિંમત હૈયેથી નવ હારિયે જો. ૧૨

## ઓધવજીના સંદેશાના રાગની ગરબીઓ ૭

### ૧૬૯-ગરબી પહેલી

વારૂં છું મનડા રે તુજને વળી વળી;
શ્રુતિઓની શીખામણ સારી માન જો;
ભજન તજીને ભવસાગરમાં શું ભમે,
ધરને કર્તા પરમેશ્વરનું ધ્યાન જો. વારૂં છું૦ ૧
સુખદુઃખનું કારણ રે મન તું છે સદા,
પાપ પુણ્ય ને બંધ મોક્ષ તુજ હાથ જો;
સુખને અર્થે સાધન તું સાધે ઘણાં,
કર્મ શુભાશુભ આવે તારી સાથ જો. વારૂં છું૦ ૨
અણસમજે તું અવળાં સાધન આચરે,
તેણે તારા ન ટળે ગૂઢ વિકાર જો;
દેખાદેખી તીરથ વ્રત ઝાઝાં કરે,

એથી તુજને વાધે છે અહંકાર જો. વારૂં છું૦ ૩
સર્વ તજીને ભજને સરજનહારને,
તેથી તારૂં નિર્મળ થાશે અંગ જો;
સદ્ગુરુને શબ્દે રે સુરતા રાખને,
કરજે સાચા સજ્જનકેરો સંગ જો. વારૂં છું૦ ૪
ધ્યાન ધરીને જગત ધણીને જો મળે,
ભક્તિરસથી ભાગે સર્વ વિકાર જો;
જ્ઞાન થતાં તું તો ચૈતન મન થઇ જશે,
છોટમ બહુવિધ ધરશે નહિ અવતાર જો. વારૂં છું૦ ૫

૧૭૦–ગરબી બીજી

મારગડો ઝાલો રે મહાપુરુષોતણો,
સમજી લેજો સર્વેનું સિદ્ધાંત જો;
તત્ત્વમસિ એ મહાવાક્ય છે વેદમાં,
લક્ષ્ય લહીને સજ્જન થાજો શાંત જો. મારગડો૦ ૧
એ રસના ભોગી રે કોઈક અનુભવી,
બીજા સર્વે દેખાદેખી ગાય જો;
લક્ષ્યવિના ગુરુ લવતા દીસે લોકમાં,
તેણે શ્રોતાજનનું કામ ન થાય જો. મારગડો૦ ૨
ગ્રંથ સુણી તે જ્ઞાની થઇ ગર્જે ઘણા,
જ્ઞાનવિના નહિ આપતણો ઉદ્યોત જો;
વસ્તુતણો તો નિશ્ચય નહિ વાચાળને,
પ્રકાશ ન કરે ચિત્રામણની જ્યોત જો. મારગડો૦ ૩
વાણીનો દાતા રે રહે છે વેગળો,
પોષે સૌને રહ્યો પરાની પાર જો;
વસ્તુને જાણી ન શકે તે વૈખરી,
સમજી લેવા સદ્ગુરુ શબ્દ વિચાર જો. મારગડો ૪
નિર્ગુણ છે જગનાથ નિરંજન એકલો,
અનંત શકિત અગણિત ગુણ આગાર જો;
તે પ્રભુજીને પરખી ભજવો પ્રીતથી,
સફળ થાય છે તે નરનો અવતાર જો. મારગડો૦ ૫
સગુણ થઇને જ્ઞાન પ્રકટ પોતે કરે,

તે કહેવાયા વ્યાસાદિક અવતાર જો;
નિજરૂપે જગનાથ અખંડ સ્વરૂપ છે,
છોટમ સમજી ભજિયે જગકર્તાર જો. મારગડો૦ ૬

## ૧૭૧-ગરબી ત્રીજી

ભક્તિ ના ભાવે તે જીવ અભાગિયા,
સેવડાને જ્યમ ન ગમે ગંગાસ્નાન જો;
ઝેર તણા અંકુર રે, જેમાં જાગિયા,
વિષધરને જ્યમ ન સધે અમૃતપાન જો. ભક્તિ૦ ૧
જલધરનું જળ વાહાલું સૌ તરુજાતિને,
અધમ જવાસો એ નીરે સૂકાય જો;
ઉલૂક અભાગી રૂડી માને રાતને,
અર્કતણે અજવાળે આંખ મિચાય જો. ભક્તિ૦ ૨
ચંદ્રતણો ઉદ્યોત ગમે નહિ ચોરને,
અધમ અવિદ્યા અંધારે ઉમંગ જો;
ધણીશું હેત ન હોય હરાયા ઢોરને,
શઠને ન ગમે સારા જનનો સંગ જો. ભક્તિ૦ ૩
ગર્દભને તો વૃષ્ટિ કાળે ના ગમે,
મૂઢ અનીતિ ઉનાળે મકલાય જો;
કુલટા કંથ તજી કોઇકસંગે રમે,
વ્યસનીને વટલ્યાની ભ્રાંતિ ન થાય જો. ભક્તિ૦ ૪
નીતી ના ભાવે રે નર નાદાનને,
વેશ્યાને તો ન ગમે સતીની વાત જો;
સારૂં ને નરતું તે સરખું શ્વાનને,
તાપવંતને તૂપે હોય ઉતાપ જો. ભક્તિ૦ ૫
વાનીના લાડુથી રીઝે વંતરાં,
પામર પ્રીતિ કરી પુજે પાખંડ જો;
હંસ હોય તે મુક્તાફળ ચાવે ખરાં,
ભજે વિવેકી જાણી બ્રહ્મ અખંડ જો. ભક્તિ૦ ૬
ફેર ચઢેલો સર્વેને ફરતાં લહે,
કોઈનું સાચું કહ્યું ધરે નહિ કાન જો;
કમળાવાળો સર્વેને પીળું કહે,

શુંભ થયેલાને કાંઇ ન રહે સાન જો. ભક્તિ૦ ૭
પુણ્યતણાં ફળ પ્રકટે જે પ્રાણીતણાં,
પ્રભુની સાથે તેને ઉપજે પ્રીત જો;
જન છોટમ કહે તેનાં તપ જાણો ઘણાં,
રૂડી જેને ભક્તિકરી રીત જો. ભક્તિ૦ ૮

૧૭૨–ગરબી ચોથી

જ્ઞાનવિના સાધન તે સર્વે ફોક છે,
જપ તપ સાધન સર્વે સ્વપ્નસમાન જો;
જ્ઞાનવિના જગજીવન તે કયાંથી જડે,
અંધા નરને ભાસે નહિ કાંઇ ભાન જો. જ્ઞાનવિના૦ ૧
નિજકર્તા નવ જાણ્યા ભૂલ્યો આપને,
મોહમદ્ય બહુ વ્યાપ્યું જેને મન જો;
જયમ છે તેવું તેને તો દર્શે નહી,
અવળો ચાલે કરે ઉપાસન અન્ય જો. જ્ઞાનવિના૦ ૨
દિશા ભમેલો દેશ ન જાણે આપણો,
પૂરવને તો પશ્ચિમ પરઠે તેહ જો;
જડ પૂજે ને જડ આરાધે જડમતી,
નિજ આત્મા તો માને છે જડ દેહ જો. જ્ઞાનવિના૦ ૩
પાખંડીએ ભૂલવિયા ભવલોકને,
કપટ કરીને બાંધ્યા મતના ગ્રંથ જો;
વચને વાહ્યા જથે રાખવા જીવને,
મનુષ ભજાવી કર્યો પ્રપંચે પંથ જો. જ્ઞાનવિના૦ ૪
અશી અંશની પીછી નહિ પરનાળિકા,
મનુષનામને માન્યો મોટો મંત્ર જો;
મૂળમનુષમૂર્તિની કીધી થાપના,
પંચ તત્વનો ઉભો કીધો જંત્ર જો. જ્ઞાનવિના૦ ૫
શુભ કર્મે નર સ્વર્ગતણું સુખ ભોગવે,
અશુભ કરે તે અધમ જોનિમાં જાય જો;
ચોરાશી લખ તનમાં જન ફરતો ફરે,
કોઈ કાળે તે જીવ બ્રહ્મ ના થાય જો. જ્ઞાનવિના૦ ૬
શુદ્ધ માર્ગ દેખાડે સર્વ મુમુક્ષુને,

ભાગ્યજોગથી મળે ખરા ગુરુરાજ જો;
અગાધ બોધ કહે જે શ્રુતિમાંહે કહ્યો,
જન છોટમ તે જનનાં સુધરે કાજ જો. જ્ઞાનવિના૦ ૭

### ૧૭૩-ગરબી પાંચમી

સુજનો સાચા શ્રુતિવેત્તા ગુરુ સેવિયે,
જૂઠાથી કાંઇ જનનું ન સરે કાજ જો;
પુરાણ રચતાં બળતા ઉપની વ્યાસને,
નારદ મુનિ મળિયા તો ભાગી દાઝ જો. સુજનો૦ ૧
જાણ સકળ જગના રે જનકે તેડિયા,
શમ દમ સાધન કરતા મહામુનીશ જો;
અષ્ટાવક્ર અનુભવી ગુરુજી આવિયા,
દિવ્ય જ્ઞાન દઇ દર્શાવ્યો જગદીશ જો. સુજનો૦ ૨
કોટિ ઉપાસન કરે કુશળ કોઈ કર્મમાં,
એવા ગુરુ તો પ્રભુને કહે પરોક્ષ જો;
પ્રીછવિયો શુકજીએ પરિક્ષિત રાયને,
બ્રહ્મજ્ઞાન આપીને કીધો મોક્ષ જો. સુજનો૦ ૩
ભરત ભેટિયા રહુગણને રસ્તે જતાં,
સંશય છેદી ક્ષણમાં કીધો શાંત જો;
દત્તગુરુએ શંકરસુતને દયા કરી,
મળીઆ જ્યારે મહાનુભાવ મહંત જો. સુજનો૦ ૪
શિવજીએ સમજાવ્યાં સતીને સાનમાં,
અમર કર્યાં તે આપ્યો આત્મા લક્ષ્ય જો;
કૃપા કરી કૃષ્ણે રે પારથ પ્રીછવ્યો,
ઉદ્ધવને મહાપદ આપ્યું પ્રત્યક્ષ જો. સુજનો૦ ૫
શુકજીને સમજાવ્યા જનકે જે કહી,
આદિ ઇશ્વરે અજને કીધો બોધ જો;
પરશુરામને દત્તે હરિ દર્શાવિયા,
શાંત થયા ને શમિયો સઘળો ક્રોધ જો. સુજનો૦ ૬
વસિષ્ઠ મુનિએ બોધ આપિયો રામને,
ભારે ભાખ્યો બ્રહ્મવિદ્યાનો ભેદ જો;
ભીષ્મપિતાએ પાંડવ સર્વે પ્રીછવ્યા,

કૃષ્ણસમીપે કર્યો પાપનો છેદ જો. સુજનો૦ ૭
સદ્‌ગુરુવિન કોઇ જનને જ્ઞાન મળે નહિ,
કુગુરુ કરતાં સરે ન આતમ અર્થ જો;
જન છોટમ કહે આરત ઉપજે જેહને,
શરણ ગ્રહીને સેવો ગુરુ સમર્થ જો. સુજનો૦ ૮

૧૭૪–ગરબી છઠ્ઠી

એ મન શુદ્ધ ન થાય રે ગુરુ સેવ્યાવિના,
અનેક જન્મનું ટળે નહિ અજ્ઞાન જો;
વિષયવાસના પામરની નવ પાલટે,
દૃઢ થઇ ન ધરે પરમેશ્વરનું ધ્યાન જો. એ૦ ૧
ભ્રાંતિભેદ બહુ સંશય નાના ભાતના,
સમર્થ ગુરુવીના નવ છેદે કોય જો;
અવર ઉપાસન કોટિક કોઇ કરે ઘણાં,
હંસ મળ્યાવિન હરિશું હેત ન હોય જો. એ૦ ૨
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ થાયે જે સદા,
તેહતણો જે સાક્ષી સર્વાતીત જો;
બોલણહાર રહ્યો રે બાવન બાહરો,
પ્રકટ કરીને ગુરુ આપે પ્રતીત જો. એ૦ ૩
વિછડ્યો હરિથી કોટિક જુગ વીતી ગયા,
અવળો થઇને આરાધે જડ ઈષ્ટ જો;
જપે નામ પણ નામીને જાણે નહિ,
પ્રકટ ગુરુને પૂજે નહિ પાપીષ્ઠ જો. એ૦ ૪
અંતરલક્ષ્યવિના રે બાહર જે બકે,
તન મનકેરા ટળે નહિ કાંઇ તાપ જો;
મહાદુઃખ માયા કાળતણું ત્યારે મટે,
જ્યારે આપે અમરુ મંત્રનો જાપ જો. એ૦ ૫
શુદ્ધ બોધમય સદ્‌ગુરુ જ્ઞાની સેવિયે,
બ્રહ્મવેત્તા તે ટાળે ભવનો ફંદ જો;
અભય કરી અમૃતસુખ આપે અતિઘણું,
નિજગમથી દર્શાવે નિજ આનંદ જો. એ૦ ૬
જે જાણો તે એમ કરીને જાણજો,

સકળ શાસ્ત્રનો એ નિશ્ચય સિદ્ધાંત જો;
ગુરુપ્રતાપે પૂરણ પદને પામીએ,
છોટમ એમ તર્યા છે કોટીક સંત જો. એ૦ ૭

## ૧૭૫-ગરબી સાતમી

જગકર્તા જગદીશ્વરને આરાધિયે,
અનંત શક્તિવંત છે અવિનાશ જો;
પાલનપોષણ કરે નિરંતર વિશ્વનું,
માટે વિશ્વંભર છે પૂર્ણ પ્રકાશ જો. જગકર્તા૦ ૧
શક્તિવંત સરજે સૌ સંસારને,
પાળે પોષે વળી કરે સંહાર જો;
ધારીને રાખે રે સઘળાં વ્યોમમાં,
અવની સરખાં અગણિત અંડ અપાર જો. જગકર્તા૦ ૨
યથાયોગ્ય રચના છે દેવદયાળની,
વેદશાસ્ત્રમાં મહિમા કહ્યો અભંગ જો;
વૃક્ષતણી રચના તે વિધવિધની કરી,
તેમાં રચિયા, રૂડા બહુવિધ રંગ જો. જગકર્તા૦ ૩
સ્વાદ રચ્યા છે બહુધા ફળ ને ફૂલમાં,
મધુ હરવાની શકિત મધુકરમાંય જો.
મધપૂડાને રચે અનોપમ મક્ષિકા,
ઘણી ચાતુરી દેખો તેના માંય જો. જગકર્તા૦ ૪
તૃણનું સુંદર વેશ્મ બનાવે સૂગરી,
એવી શકિત એજવિષે નિર્ધાર જો.
જુકિત જળચર જાતીમાંહે જે કરી,
વિવિધ રૂપ ગુણ રંગ અને આકાર જો. જગકર્તા૦ ૫
મુક્તાફળ તો હંસતણી ચાંચે ગળે,
ન્યારાં ન્યારાં કરે ક્ષીર ને નીર જો;
અવિનાશે સરજી છે બહુવિધ શક્તિઓ,
તેને વિરલા જન જાણે જે વીર જો. જગકર્તા૦ ૬
કીટ જુઓને કોશેટો કેવો કરે,
કરોળિયો તે કરે અલૌકિક ધામ જો;
જૂદી મૂકી સર્વ જીવમાં ચાતુરી,

કારીગર થઇ કરે અનોપમ કામ જો. જગકર્તા૦ ૭
પશુ પંખીને દાનવ માનવ દેવતા,
જળચર સ્થળચળ નભચર જે કહેવાય જો;
સર્વેમાં શક્તિ તો છે જગદીશની,
જન છોટમ તે કર્તાના જશ ગાય જે. જગકર્તા૦ ૮

## કથામહિમાની ગરબીઓ ૨

### ૧૭૬-ગરબી પહેલી

સૌ સાંભળજો રે, કથા હરિની હેતે. ટેક
અખિલ જગત ઉપજાવ્યું જેણે, અપાર શક્તિ એની;
નેહ ધરીને નર ને નારી, કથા સાંભળો તેની. સૌ૦ ૧
નાદ સિંહનો સાંભળતામાં, જેવાં મૃગલાં નાસે;
જનની એમ અવિદ્યા નાસે, પ્રભુનું જ્ઞાન પ્રકાશે. સૌ૦ ૨
શરદ ઋતુ જ્યમ જળના મળને, ટાળી સ્વચ્છ કરે છે;
એમ શ્રવણથી મનના સઘળા, મલિન વિકાર હરે છે. સૌ૦ ૩
કથાશ્રવણ નહિ જેને કાને, તે તનુ તરુવર જેવી;
શ્વાસ ધમણના જેવો જાણો, કહીએ ઉપમા કેવી. સૌ૦ ૪
કોઇ દિન કથા શ્રવણ જે ન કરે, ખરથી તે નર ખોટા;
પાપ ભોગવે જઇ જમપુરમાં, માર સહે તે મોટા. સૌ૦ ૫
કથારૂપી એ અમૃત જેણે, કર્ણપુટે કરી પીધું;
તીર્થમાત્ર જે ત્રણ લોકનું, તેણે સઘળું કીધું. સૌ૦ ૬
અતિ સુખને ઉત્પન્ન કરે તે, કથા પ્રભુની કહીએ;
બ્રહ્મકથામાં ભાવ ધરીને, જન સુણવાને જઇએ. સૌ૦ ૭
સુંદર સરિતા કથાસ્વરૂપી, જે ઠેકાણે વહે છે;
તે ઠેકાણે પાપી જનનાં, સર્વે પાપ દહે છે. સૌ૦ ૮
આનંદી જન ઇશ્વરકેરા, કથાશ્રવણના રસિયા;
ઈશ્વરકથા થાય જે ઠામે, તે ઠામે જઇ વસિયા. સૌ૦ ૯
ઇશકથા કીર્તન ને ઉત્સવ, ન બને જે ઠેકાણે;
મશાણ સરખું તેને માનો, વર્ણ્યું વેદપુરાણે. સૌ૦ ૧૦
વિદ્યા વિનય સહિત હરિના જન, તે સૌને હિતકારી;
તેના મુખની કથા શ્રવણથી, સૂઝ ઉપજે સારી. સૌ૦ ૧૧

શ્રવણભક્તિ એ શાંડિલ મુનિએ, ઉત્તમ કહી છે એવી;
જન છોટમ કલિમળ હરનારી,નહિ કોઇ એના જેવી. સૌ૦ ૧૨

૧૭૭-ગરબી બીજી

મહિમા મોટો રે, કથાશ્રવણનો કહાવે. ટેક
વાત લખી છે વાયુપુરાણે, તે કહું છું વિસ્તારી;
શ્રવણ કરાવી શાંડિલ મુનિએ,દીધો પ્રેત ઉધારી. મહિમા૦ ૧
પુણ્યધામ નામે ઋષિ પાવન, સતજુગકેરે અંતે;
કથાશ્રવણથી તે મુનિજનને, કૃપા કરી ભગવંતે. મહિમા૦ ૨
ગંગાથી બે ગાઉને છેટે, આશ્રમ હુતો એનો;
તપ બીજાથી કથા સાંભળે, મહિમા વાધ્યો તેનો. મહિમા૦ ૩
એક સમયે એ આશ્રમમાંહે, બૃહત્તપા મુનિ આવ્યા;
પુણ્યધામાએ પૂજા કીધી, ભલા હૃદયમાં ભાવ્યા, મહિમા૦ ૪
બૃહત્તપા તે વિવિધ પ્રકારે, કથા નિરંતર કહેતા;
પુણ્યધામા તે પ્રીત કરીને,સુણિને સુખમાં રહેતા.મહિમા૦૫
સ્નાનવિધિ સવારે ઉઠી, કૂવે તળાવે કરતા;
નિત્યકર્મમાં દશ ગાયત્રી, ઓછું સૌ આચરતા. મહિમા૦ ૬
અનેક તીર્થથી અધિક જાણતા, કથાશ્રવણ સુખકારી;
ભોજન કરી કરાવી મુનિને, સુણતા સતવ્રતધારી. મહિમા૦ ૭
હરીકથામાં હેત ધરીને, સાંભળના ને ગાતા;
સમીપ વહેતી સુરસરિતા પણ,ત્યાં કોઇ દિન નવ ન્હાતા.મ૦૮
એમ કરતાં દિન ઘણા ગયા ને,ગ્રંથ ઘણા સાંભળિયા;
વેદવેદાંગસાર સમજીને, સંશય સઘળા ટળિયા. મહિમા૦ ૯
શ્રવણમનનથી શુદ્ધ થયું મન, સ્વરૂપ વિભુનું ભાસ્યું;
અખિલ જગતકર્તાર બ્રહ્મનું, અદ્વૈત જ્ઞાન પ્રકાશ્યું. મ૦ ૧૦
અધિક પ્રેમ હરિજનના ઉપર, વિશેષ લાગે વહાલા;
અધ ક્ષણ ઇશ્વરને નવ ભૂલે, મનની કીધી માળા. મ૦ ૧૧
સુતાં બેસતાં ખાતાં પીતાં, ભગવતને ના ભૂલે;
અષ્ટ પ્રહર આનંદમગનમાં, પ્રેમે હૈયું ફૂલે. મહિમા૦ ૧૨
એક સમય દિન અસ્ત થયો ને, બે ઋષિ આવ્યા બીજા;
પુણ્યધામાએ પ્રેમે ભેટયા, હૃદયામાંહિ રીઝયા.મહિમા૦ ૧૩
ઉષ્ણોદકથી સ્નાન કરાવી, ભાવે ભોજન દીધાં;

કામિનીસહિત કહે કર જોડી,અમને પાવન કીધાં.મહિમા૦ ૧૪
મહાનુભાવનો સંગ મળ્યો, એ અધિક પુણ્ય અમારૂં;
સર્વ પદારથ સુલભ છે પણ, દુર્લભ દર્શ તમારૂં. મ૦ ૧૫
પૂર્ણ ભાગ્ય હોય જે પ્રાણીનાં, ભકત બ્રહ્મના ભેટે;
અનેક સાધન દીધાં છે પણ, સતસંગતિની હેઠે. મ૦ ૧૬
વાતો કરતાં રજની વીતી, સર્વ સવારે જાગ્યા;
પુણ્યધામાને પેલા બે જણ, પ્રીતે પૂછવા લાગ્યા. મ૦ ૧૭
કહોને ગંગા રહી કેટલે, બહોળો માર્ગ બતાવો;
ઇચ્છા હોય તો અમસંગાથે, આપે ચાલી આવો. મ૦ ૧૮
કર જોડી પુણ્યધામા કહે છે,ગંગા મેં નહિ દીઠી;
બૃહત્તપાના મુખની મુજને, લાગે વાણી મીઠી. મ૦ ૧૯
ગંગા છે બે ગાઉની ઉપર, લોક સર્વ એમ કહે છે;
મારૂં મન તો કથાતીર્થમાં, નિશદિન સ્નાન કરે છે. મ૦ ૨૦
તમ સરખા પુરુષોની સેવા, કથા પ્રભુની ભાવે;
એથી અધિકું મારા મનમાં, બીજું કાંઈ ન આવે. મ૦ ૨૧
એવું સુણિને બે ઋષિઓએ, ધિક ધિક મુખથી કીધું;
આવા દુષ્ટ વિપ્રનું આપણે, અન્ન ઉદક કયાં લીધું.મ૦ ૨૨
પુણ્યધામાની નિંદા કરીને, ગંગા ઘણી વખાણી;
એથી દુઃખ લાગ્યું ઈશ્વરને, અદૃષ્ટ થઈ ગયું પાણી.મ૦ ૨૩
સરિતામાંહે સઘળે ફરિયા, હિમાલયે જઈ હાર્યા;
અદૃષ્ટ થએલી ગંગા તેથી, ના દીઠી જળધારા. મ૦ ૨૪
ગદ્દ ગદ્દ કંઠે કરી સ્તુતી ને,અતિ ઘણું અકળાયા;
ગગનગિરાએ ગંગા બોલી, મહાબ્રહ્મની માયા. મ૦ ૨૫
કથાતણી તમે કરી અવજ્ઞા, પ્રભુને લાગ્યું માઠું;
એ અપરાધે અદૃષ્ટ થઇને, ગંગાનું જળ નાઠું. મ૦ ૨૬
પુણ્યધામાની પાસે જઈને ક્ષમા માગશો જ્યારે;
પરમેશ્વર જો પ્રેમે રીઝશે, ન્હાવા પામશો ત્યારે. મ૦ ૨૭
તે વેળાએ તે ઋષિઓએ, કહ્યા પ્રમાણે કીધું;
ગુપ્ત થયેલી ગંગા પ્રકટી, તેને દર્શન દીધું. મ૦ ૨૮
હરિકથાપર હેત ઉપજ્યું, સૌ તીરથથી સારૂં;
જે સમજ્યાથી અજ્ઞાનીનું, તરત ટળે અંધારૂં. મ૦ ૨૯

ઉપરના મળ જળથી જાયે, કથા મનોમળહારી;
છોટમ કહે શુધ ભાવ ધરીને, સુણજો નર ને નારી. મ૦ ૩૦

## રાગ ઠુમરીનાં પદ ૨

### ૧૭૮-ઠુમરી પહેલી

પિયાસે પ્રીતિ લગી, મેરી ઓરપર નજર ન જાય. ટેક
કમલ રવિકી પ્રીતિસે રે, અસ્ત ભયે કુમલાય;
સોળ કળા ઉગે શશી, તોય આપ ન દેખે તાય. પિયાસે૦ ૧
શુક્તિ સ્વાતીબિંદુકું રે, લેત અધરસે ધાય;
સાગરજલ પીવે નહિ, તબ મુક્તાફળ હો જાય. પિયાસે૦ ૨
પ્રીતિ ચંદ્ર ચકોરકી રે, દેખે સુરત લગાય;
અમૃત આવે ચંચુમેં રે, જલતી અગનકું ખાય. પિયાસે૦ ૩
પ્રીતિ બપૈયા મેઘકી રે, ઓર નીર ન ચહાય;
પડયા ભૂમિ સો ના પીએ રે, ગગનધાર ગટકાય. પિયાસે૦ ૪
મણિધરકું પ્રિય મોરલી રે, મૃગ વીણા સુણી ધાય;
આપા દેવે ઓરકું રે, દેહ ગેહ વિસરાય. પિયાસે૦ ૫
પાણી પ્યારા મીનકું રે, વિછુરત જીવડા જાય;
પયસે પીડા ના મિટે રે, સાગર સલિલ સરાય. પિયાસે૦ ૬
મોર ગગન ઘન દેખકે રે, પિયુ પિયુ કરત પોકાર;
દુઃખ ગિને નહી દેહકો રે, ઇચ્છત પર ઉપકાર. પિયાસે૦ ૭
ભ્રમર કમલકી પ્રીતિસે રે, રહત સદા લોભાય;
ચંપાવનકું ના ચહે રે, મહા મકરંદ સરાય. પિયાસે૦ ૮
પિયા પિયા સબકો કહે રે, ગાન તાનમેં ગાય;
જિને પાયા અપના પિયા, વાકે નેન બેન પલટાય. પિયાસે૦ ૯
નેનાંસે ન્યારા નહી રે, શ્વાસ ઉચ્છ્વાસ સરાય;
છોટમ સદ્‌ગુરુ જો મિલે, સોઇ પિયા દેત દરસાય. પિયાસે૦ ૧૦

### ૧૭૯-ઠુમરી બીજી

ફકીરી લે ફિરે કોઇ પિયારે, મિલનકે કાજ. ટેક
શીર્ષ જટા નખ ધારકે રે, અંગ વિભૂતિ લગાય;
આસન અચલ દૃઢાયકે રે, બેઠત ધણી ધિકાય. ફકીરી૦ ૧

કાઇક મુંડ મુંડાયકે રે, ભગુવા ભેખ બનાય;
નગરીસે ન્યારા રહે રે, ભીખ માગકે ખાય. પ્કીરી૦ ૨
કાઇક કેશ ખેંચાયકે રે, કરત ગરમ જલપાન;
એઠા જૂઠા સબ ભખે રે, મલિન ફિરે જ્યું શ્વાન. પ્કીરી૦ ૩
કાઈક જંગમ હોયકે રે, ઘર ઘર ઘંટ બજાય;
સેલી સિંગી કાઇકું રે, ફિરતા કાન ફરાય. પ્કીરી૦ ૪
દેખાદેખી સબ કરે રે, મન કલ્પિત આચાર;
પિયા દંભસે ના મિલે રે, મિલત મિષ્ટ આહાર. પ્કીરી૦ ૫
પ્રભુ આરાધે પ્રેમસે રે, શુદ્ધ કરે મન કાય;
છોટમ દંભ તજે સહી રે,પિયા મિલત હે તાય. પ્કીરી૦ ૬

---

## હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને, એ રાગનાં ધોળ ૪

### ૧૮૦-ધોળ પહેલું

ભરમે ભૂલ્યા, તે નર ભટકે, ઠરી ન બેસે ઠામે જોને;
મન વાણીનું, મૂળ વિચારે, તે પૂરણપદ પામે જોને. ૧
પૂરણ કેરો પ્રભા ન ત્રૂટે, અગણિત અંડ રચાય જોને;
જેમ બીજથી વૃક્ષ બને છે, એ અદ્ભુત મહિમાય જોને. ૨
અણુને આદે અખિલ જીવના, સરજે સઘળા ઘાટ જોને;
એવા કર્તાને ઓળખાવે, ગુરુ કરવા તેમાટ જોને. ૩
એ પદના જે હોય અજાણ્યા, તેથી ન સરે કામ જોને;
વૈદ્ય ઔષધી જો નવ જાણે, કયમ કરશે આરામ જોને. ૪
ઔષધકેરૂં નામ સમરતાં, જનનાં દુઃખ ના જાય જોને;
હોય સજીવન મૂળી સાચી, તે સેવ્યે સુખ થાય જોને. ૫
એમ વિચારી તત્ત્વ ઓળખો, સદ્ગુરુ કરજો સાચા જોને;
ઢોંગી દેખી જો ધૂતાશો, તેથી રહેશો કાચા જોને. ૬
કાચા રહીને કુકર્મ કરશો, જાશો જમને હાથે જોને;
કંઠીવાળા કોરે રહેશે, કોઈ ન આવે સાથે જોને. ૭
જ્ઞાની ગુરુને શરણે રહીને, કરજો તત્ત્વવિચાર જોને;
છોટમ સરજનહાર ભજીને, સુખથી પામો પાર જોને. ૮

### ૧૮૧-ધોળ બીજું

સત્ય નહી તે ધર્મજ શાનો, દયાવિના શું દાન જોને;

મન વશ નહિ તે તપ પણ શાનું,શીલવિના શું સ્નાન જોને.૧
ભાવવિના તે ભક્તિ શાની, ભક્તિવિના શું જ્ઞાન જોને;
પ્રીતિ હોય તો પડદો શાનો, ધૈર્યવિના શું ધ્યાન જોને. ૨
સદ્‌ગુણ નહિ તે સાધુ શાનો, તૃષ્ણા ત્યાં શો ત્યાગ જોને;
જ્ઞાનવિના તે ગુરુજન શાનો, કંઠવિના શો રાગ જોને. ૩
ભ્રાંતિ રહી તે અનુભવ શાનો, સાચો ન મળે શોધ જોને;
ધર્મ બ્રહ્મની કથા ન જાણે, તેને શાનો બોધ જોને. ૪
પ્રતાપ નહિ તે પ્રભુતા શાની, સિદ્ધિવિના શો સિદ્ધ જોને;
દૈવત નહિ તે દેવજ શાનો, રાંકપણે શી રિદ્ધ જોને. ૫
વિનયવિના તે વિદ્યા શાની, દાનવિના શો દામ જોને;
નીરવિના તે નવાણ શાનું, ધણીવિના શું ધામ જોને. ૬
કહ્યું કવે તે કવિજન શાનો, શૌર્યવિના શો શૂરો જોને;
સાચ જૂઠનો કરે નિવેડો, તે તો પંડિત પૂરો જોને. ૭
સર્વગામિની સતી ન કહીએ,લક્ષ્યવિના શી ટેક જોને;
સાચ જૂઠની કિંમત ન કરે,છળમાં પડિયા છેક જોને. ૮
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીએ કાચા જોને;
કહે છોટમ નિર્ધાર કરીને, વેદતણી એ વાચા જોને. ૯

૧૮૨–ઘોળ ત્રીજું

સૂરજનો ગુણ શ્રેષ્ઠ સકળથી, ગ્રહે તે જ્ઞાનીજન જોને;
સાર સકળ રસ ખેંચી લઇને, પોષે કરી પર્જન્ય જોને. ૧
જ્ઞાની ગુણ સર્વેના લઇને, વિમળ કરે વિચાર જોને;
વાણીદ્વારાએ વળી વરસે,સુખ પામે સંસાર જોને. ૨
મેઘથકી તો ઉગી નિકળે, અવનીના અંકુર જોને;
વાણી સુણતાં જિજ્ઞાસુની, બુદ્ધિનું હોય જોર જોને. ૩
તરુવર કેરાં મધુર ફળોથી, ભાગે સૌની ભૂખ જોને;
બુદ્ધિના ધર્માદિક ફળથી, આપે અક્ષય સૂખ જોને; ૪
સૂરજથી તો શીત ન વ્યાપે, ઉઘડે સૌનાં નેણ જોને;
જ્ઞાનથકી તો ભવભય ભાગે, બોલે ઉત્તમ વેણ જોને. ૫
અર્કથકી અંધારૂં નાસે, ભાસે સારાસાર જોને;
જ્ઞાને પાતક નાવે પાસે, પામે ભવનો પાર જોને. ૬
સૂરજ સાક્ષીરૂપે રહે છે, નભમાંહે નિર્ધાર જોને;

છોટમ જ્ઞાની સોહંરૂપે, રહે પરાની પાર જોને. ૭

૧૮૩-ધોળ ચોથું

ઓ અપરાધી પામર પ્રાણી, આવડો શો અહંકાર જોને;
જોને તારે જન્મમરણનો, માથે મોટો માર જોને. ૧
અડરથેકા શું કરે અનીતિ, અઘટિત કર્મ અઘોર જોને;
ભુવનપતિની ન ધરે ભીતિ, ચાલે અવળો ચોર જોને. ૨
અંતરમાંહે ભરી અવિદ્યા, ભુંડી દૃષ્ટે ભાળે જોને;
નારાયણનું નૂર સર્વમાં, તે નજરે ના ન્યાળે જોને. ૩
પરનિંદા પ્રપંચ કરીને, પામર સૌને પીડે જોને;
કુડ કપટ ને છળ નવ છૂટે, અધમ અઘટતું હિંડે જોને. ૪
ધર્મતણો તો મર્મ ન જાણે, પૂજે છે પાખંડ જોને;
દુર્ગુણ તારા દિલથી ન છૂટે, જડશે જમના દંડ જોને. ૫
જેણે સઘળું જગત રચ્યું છે, તે પ્રભુને નવ પ્રીછે જોને;
અન્ય જીવને દુ:ખ ઉપજાવી, આપે સુખને ઇચ્છે જોને. ૬
વેદતણી મરજાદા મૂકી, મત ખેંચે છે મૂઢ જોને;
ઉપરથી તો રહે ઉજળા, ઘણા ઘાતકી ઘૂડ જોને. ૭
જો જાણે તો જાણી લેજે, સાચે રાચે શામ જોને;
છોટમના સ્વામીને સમરે, સરશે સઘળાં કામ જોને. ૮

## અનિરુદ્ધજીની ઘોડલી, એ રાગનાં ધોળ ૭

૧૮૪-ધોળ પહેલું

જેણે પકડયો છે નીતિનો પંથ,સદા સુખ તેહને;
ગુણ ગાય ઘણા ઘણા ગ્રંથ, આપે જશ એહને. ટેક
સોળ કળાએ શોભતો રે, જેવો પુનમનો ચંદ;
શીતળકારી સર્વને રે,આપે અખિલ જીવોને આનંદ.સદા૦ ૧
આંખમાં અમૃત ભર્યું રે, દીસે પરમ દયાળ;
પરઉપકારી પુરુષની રે,વાધે સઘળે કીર્તિ વિશાળ. સદા૦ ૨
ભકત મુકિતની જુકિત જાણે, વળી જાણે પરમ વિવેક;
વિમલ વચન ઉચ્ચારતાં રે, ટાળે દુર્ગુણ દોષ અનેક. સદા૦ ૩
નરનારી કે નરપતિ રે, નીતિનિપુણ જે હોય;
અમર કીર્તિ એહની રે, જય જયકાર કરે સૌ કોય. સદા૦ ૪
કૃપા ઘણી કરતારની રે, જેના ઉપર હોય;

નીતિ નિવાજે તેહને રે, તેને પાપ ન પરસે કોય. સદા૦ ૫
સકળ તરુમાં શોભતું રે, ચંદનનું તરુ સાર;
નીતિવાળા નર તેસમા રે, તેનો સફળ ધર્યો અવતાર. સદા૦ ૬
આ લોકે જશ ઉજળો રે, પરલોકે મળે માન;
નીતિવાળા નરને સદા રે, ભેદ ભાવ ધરી ભગવાન. સદા૦ ૭
નીતિ હોય નરને વિષે રે, તેમાં જ્ઞાનનિવાસ;
જન છોટમ તેને હૃદે રે, ભાસે પૂરણ બ્રહ્મપ્રકાશ. સદા૦ ૮

૧૮૫–ધોળ બીજું

હેતે સમરી લે સરજનહાર, ભમે શીદ ભૂલ્યમાં;
સુખ સ્વપ્નસમું નિર્ધાર, ફોકટ જોઇ ફૂલ્ય માં. ટેક૦
ક્ષણિક ખેલ ખરેખરો રે, જોતાં જોતાં જાય;
મરણ મહા બળવંત છે રે, દૃષ્ટમાત્ર અદૃષ્ટ થાય. ભમે૦ ૧
એ વેળાની આપદા રે, જોતાં ઉપજે ત્રાસ;
આધાં કોણ આવી શકે રે, એક પ્રભુવિના તારી પાસ. ભમે૦ ૨
સુત દારા કે સંપતિ રે, કશું ન આવે કામ;
પરવશ પડશો પ્રાણિયા રે, મૂકી જાશો ધરા ધન ધામ. ભમે૦ ૩
જોબન ધનના જોરમાં રે, અનીતિ ન કર લગાર;
ઢીલાં તે ઢોલાં વાગશે રે, પછી છેક થશે તન છાર. ભમે૦ ૪
કાળ કરાળના વેગમાં રે, જોને અહર્નિશ જાય;
અગણિત જન તન ઉપજે રે, ક્ષણ ક્ષણમાં સકળને ખાય. ભમે૦ ૫
હોય તારા હાથમાં રે, જ્યાંસુધી સૌ સાજ;
ત્યાંસુધી આળસ પરહરી રે, કાંઇ કરી લેને ઉત્તમ કાજ. ભમે૦ ૬
આશા અંધારાં ઉલેચતાં રે, સુખે ન સૂતો જંન;
કોટિક જુગ વીતી ગયા રે, તોય ભેટયા નહિ ભગવંત. ભમે૦ ૭
આચારજ કરુણા કરે રે, આપે શુદ્ધ વિચાર;
જન છોટમ પ્રભુને ભજી રે, તે તો સુખથી પામે ભવપાર. ભમે૦ ૮

૧૮૬–ધોળ ત્રીજું

જે જે અખિલ જગત કરતાર, અખંડ બ્રહ્મની આરતી;
જશ બોલે છે નિગમ અપાર, ભણે વળી ભારતી. ટેક
મોટો મહિમા વિશ્વમાં રે, સૃજનશક્તિવંત;
અજર અમર અછેદ છે રે, ભયભંજન શ્રીભગવંત. અ૦ ૧

શીતળ કોટિક સોમથી રે, કોટિક ભાનુપ્રકાશ;
અગણિત અજ હરિહરથકી રે,કરે ઉદ્ભવ પાલન નાશ. અ૦ ૨
કોટિક તીર્થોના થકી રે, પાવન પરમ સુજાણ;
ગુણનિધિ કોટિ ગણેશથી રે, મહામંગળ ગુણની ખાણ. અ૦ ૩
કામધેનુ અનંતથી રે, પૂરે સકલ મનકામ;
પોષક કોટિ પર્જન્યથી રે, સુખદાયક ગુણ અભિરામ. અ૦ ૪
દૃઢ બહુ ધરણીધર થકી રે, અંડ અખિલ ધરનાર;
ગંભીર સાગરકોટિથી રે, નભકોટિથી આપ અપાર. અ૦ ૫
ક્ષમા અગણિત ક્ષિતીથકી રે, મારુતથી બળવંત;
દુસ્તર કોટિક કાળથી રે, અતિ અકળિત રૂપ અનંત. અ૦ ૬
ઉપમારહિત અનંત ઇશ્વર, આતુર જીવ નિવાસ;
જન છોટમ એવા પ્રભુ રે, જેને નામે છૂટે ભવપાશ. અ૦ ૭

૧૮૭–ધોળ ચોથું

મને મળિયા શ્રીગુરુજી કૃપાલ, અલખ લક્ષ આપીઓ;
જેણે દર્શાવી દીનદયાળ, અમર કરી થાપીઓ. ટેક
સાધકને જ્યમ સિદ્ધ આંજે,અંજન બુદ્ધી કોય;
તે એક આસનપર રહ્યો રે, સૌ સૃષ્ટીનું કૌતુક જોય. અ૦ ૧
વૃક્ષ રહ્યું જ્યમ બીજમાં રે, એમ કારજ કારણમાંય;
કર્તા અળગો સર્વથી રે, ત્યાંથી જાય ન આવે કાંય. અ૦ ૨
જે પદ દુર્લભ દેવને રે, શિવ સનકાદિક ધ્યાય;
સદ્ગુરુ શબ્દ વિચારતાં રે, જે પરોક્ષ તે પ્રત્યક્ષ જણાય. અ૦ ૩
દૂરનું સર્વ નજીક ભાસે, દુરબિન નળિકા જંત્ર;
અખિલ જગત એક તત્ત્વમાં રે,એવો સદ્ગુરુનો મહામંત્ર.અ૦૪
પેચ પરાની પારનો રે, સમજે કોઇ સુજાણ;
જડદર્શી જાણે નહી રે, જે પકડી રહ્યું કોણ પ્રાણ. અ૦ ૫
જપ તપ જોગ ઉપાસતાં રે, આત્મા તો ન જણાય;
છોટમ નિજ જાગ્રત વિના રે, સૌ સ્વપ્નસમાન ગણાય. અ૦ ૬

૧૮૮–ધોળ પાંચમું

સાચા સદ્ગુરુ કહિયે સોય, જાગ્રત કરે જનને;
સૌ તત્ત્વોથી પાડીને ભિન્ન, કહે ભગવંતને. ટેક૦
નિદ્રા અવિદ્યા પંચપર્વા, એ ઘેન માયાનું ઘોર;

શોક મોહ સ્વપ્નાં ઘણાં રે,તેમાં ભોગવે કષ્ટ કઠોર. જાગ્રત૦ ૧
ગુરુનું જ્ઞાન વિચારે મનમાં, સમજી થાય સચેત;
આત્મા સૂઝે આપણો રે, વાધે પરમાતમશું હેત. જાગ્રત૦ ૨
ગુણાતીત ગુણમાં દેખાડે, ઇંદુ જ્યમ જળમાંય;
પૂર્ણ પદને પ્રીછવે રે, નહિ દિવસ ને રજની જ્યાંય. જાગ્રત૦ ૩
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ કહિયે, મહાકારણ જે દેહ;
તત્ત્વ ગણાવે તેહનાં રે, રજમાત્ર ન રાખે સંદેહ. જાગ્રત૦ ૪
જાગ્રત સ્વપ્ન સસોપતી રે, તુર્યાવસ્થા થાય;
સ્થાન માન તેનાં લહે રે,તેથી સાક્ષી અલગ જણાય. જાગ્રત૦ ૫
દેવ સકળ રહે દેવમાં, તેનો જે જે ઠામે વાસ;
કારજ કારણ પ્રીછવે રે,કરી તત્ત્વોનો અકળ તપાસ. જાગ્રત૦ ૬
પરાપશ્યંતી મધ્યમાં રે, વૈખરી ઉપજે વાણ;
અક્ષર બાવન એહમાં રે, તેની જુગતે બતાવો જાણ. જા૦ ૭
અજપા જ્યાંથી ઉપજે રે, જ્યાંથી ઉઠે મન;
તત્ત્વમસિ પદ તે સદા રે, અર્થ જાણી લહે ચિદ્‌ઘન. જાગ્રત૦ ૮
નિજ આત્માને ઓળખી રે, લહે જગત્કર્તાર;
છોટમ સાચા ગુરુ મળે રે, તેનો સફળ થાય અવતાર. જાગ્રત૦ ૯

૧૮૯–ઘોળ છઠ્ઠું

નવ અંતર થાય ઉકેલ, જ્ઞાની સદ્‌ગુરુવિના;
ખોટા જાણે નહિં ભવખેલ, ન થાય ઉપાસના. ટેક.
સાડાત્રણ મણ સૂત્ર ગુંચાયું,તેનો હાથ ન લાધ્યો તાર;
શું કરે બુદ્ધિ બાપડી રે, જેના ઘટમાં ઘણો અંધકાર. જ્ઞાની૦ ૧
તે અંધારાં ઉલેચતાં રે, બીજા અનેક ઉપાય;
અનુભવ અર્ક ઉગ્યાવિના રે,
કોઇ કાળે તે અળગું ન થાય. જ્ઞાની૦ ૨
કયાંથકી જીવ આવીઓ રે, પિંડ મધ્યે કયાં વાસ;
પિંડ પડયા પછી કયાં જશે રે, તેનો કોયે ન કીધો તપાસ.જ્ઞા૦ ૩
એમ વિચારવિના ગયા રે, ઘણા ઘસતા હાથ;
સદ્‌ગુરુ લક્ષ્ય લહ્યાવિના રે, ક્યમ મળશે ત્રિભુવનનાથ. જ્ઞા૦ ૪
તૃષા ન ફીટે તોયવિન, ભૂખ ભોજનવિન નવ જાય;
ગુરુવિના હરિ નવ મળે રે, જો કરીએ કોટી ઉપાય. જ્ઞા૦ ૫

થોડામાંહિ ઘણું કહ્યું પણ, કોઇ ન બેસે ઘાટ;
છોટમ સજ્જન સમજશે રે, ભમે દુર્જન બારે વાટ. જ્ઞાની૦ ૬

૧૯૦–ધોળ સાતમું

જેને ઉગ્યો છે અનુભવ અર્ક, એવા કોઈ અનુભવી;
તમરૂપી શમ્યા છે વિતર્ક, કથન શું કથે કવી. ટેક
અનુભવ અર્ક ઉદય હવો તે, જાણે સારાસાર;
સર્વ તત્ત્વ તપાસતાં રે, જેને ઉપજ્યો છે વિમલ વિચાર.એવા૦૧
ન્યૂનાધિક તે ન્યાય કહે છે,નિંદે નહિ લવલેશ;
તત્ત્વ ગણાવે ત્રિલોકનાં રે, એવો અનુભવિયાંનો દેશ. એવા૦૨
શબ્દ ઉચરે સહજમાં, તેની સાક્ષી પૂરે ગ્રંથ;
પરમેશ્વરને પામવા રે, પોતે પ્રકટ બતાવે પંથ. એવા૦૩
સ્વાર્થ તેને એટલો રે, મુમુક્ષુ મોક્ષે જાય;
અધમ અવિદ્યા નિવારવા રે, ઘણા ગ્રંથ કરી ગુણ ગાય. એવા૦૪
પૂર્ણ પુણ્ય હોય પાછલાં, બહુ જપ તપ યજ્ઞને દાન;
અનુભવી જન એને મળે રે,આપે લક્ષ્ય અલૌકિક જ્ઞાન.એવા૦૫
બબ્બે લોચન સર્વને રે, સુરીને અધિકું એક;
ધાર્મિકને દશ લોચનો રે, અનુભવિને તો નેન અનેક. એવા૦૬
ધર્મદૃગ્વિન આંધળા તે, વેશ દેખીને વવાય;
શબ્દ ન પરખે સંતના રે, તેને જ્યમ તાણે ત્યમ જાય. એવા૦૭
ઈશ્વરનું આપ્યું ભખે ને, આપ કરે ઉપકાર;
છોટમ એવા પુરુષનો રે, ધન્ય અવની ઉપર અવતાર. એવા૦૮

૧૯૧–ધોળ

અંશની દૃષ્ટિ તે અવળી ફરી છે,નિજ કર્તાભણી પૂંઠ કરી છે;
શરીરસંબંધીમાં,પ્રીતિ ધરી છે તો,અટકી રહ્યો કોઇ કાળનો રે.૧
અટકણ તે અજ્ઞાન કહેવાય, બંધન તે શુકનળિકાને ન્યાય;
પિંડ પાંજરામાં પડતો જાય તો, મોહ્યો માયાના જાળમાં રે. ૨
આપ અહંગ ભૂલી થયો એવો,ઇંદ્રી શરીર સંગે જડ જેવો;
કર્તા પ્રભુને ન જાણે જે કેવો, તો ફરતો ચોરાશી ચૌટડે રે.. ૩
કાળ કૃષી જીવ બીજ કહાવે, ચારે ખાણમાં લેઇને વાવે;
પરમ ગુરુવિન કોણ છોડાવે, જે ફરિ ફરી ફરવું નવ પડે રે. ૪
અંશવિશેષ કર્યા કર્તાએ, તે સૌ જીવતણા ગુરુ થાએ;

એક એકથી અધિક કહેવાયે તો,અનુભવરહિત ને અનુભવી રે.૫
એ બેને તો કહ્યા છે રે એવા,જ્વાલાવિના અગ્ની હોય જેવા;
વિષયવિલાસમાં બુઝે છે તેવા તો,જ્વાલાસહિતને કહું કવી રે.૬
પરમ ભક્ત મોટા જુગમાંહી, વિષયવિલાસમાં બુઝે નાહી;
મહાજ્વાલાસમ અનુભવ જ્યાંહી તો,જનક કૃષ્ણ રઘુવરસમા રે.૭
અનુભવ ઉગ્ર અખંડિત જ્વાલા,સર્વ ભખે પણ આપે નિરાળા;
જીવ અનંતને તારવાવાળા તો, પ્રકટ ગુરુ તો પરમાતમા રે. ૮
તેને શરણ જશે જન જ્યારે,અંશની પીડા મટશે ત્યારે;
નિજકર્તા દશે તે વારે તો, તન મને સેવો તેહને રે. ૯
આવરણ ટાળી અભયપદ આપે, અંશને અંશીમાંહે લઇ થાપે;
કોટિ જન્મનાં બંધન કાપે તો, જો ખપ હોયે જેહને રે. ૧૦
અનુભવી અનુભવનેત્ર ઉઘાડે, ઘોર અજ્ઞાનનિદ્રાથી જગાડે;
દિવ્ય દિવાકર પ્રકટ દેખાડે તો,અભિનવ સુખ આપે ઘણું રે.૧૧
તે ગુરુની સાથે લહે લાગે,સ્વસ્વરૂપ જાગ્રત થઈ જાગે;
જન છોટમ ભવનો ભય ભાગે તો,બંધન છૂટે તે તણું રે. ૧૨

## કંકુ છાંટી કંકોતરી મોકલી, એ રાગનાં ઘોળ ૩

### ૧૯૨-ઘોળ પહેલું

જી રે શું રે ઉંઘે છે અજ્ઞાનમાં, આવો અવસર એળે જાય;
વળતી તે શું થાય, જાગી જોને જીવડા. ટેક ૧
જી રે જોબન તારૂં રહેશે જતું, કાળા ફીટશે સઘળા કેશ,
વરૂવો થાશે વેશ, જાગી જોને જીવડા૦ ૨
જી રે દંતનો અંત જો આવશે, ઢીલાં વાગશે તનકેરાં ઢોલ,
બોલાશે અર્ધા બોલ, જાગી જોને જીવડા૦૩
જી રે આંખનું તેજ આછું થશે,
કર્મ કાને પડે જોને ધાક, બોલાવે દેઇ હાક,જાગી જોને૦ ૪
જી રે હાથ હેઠે દઈ ઉઠશો, એમ કરતાં તે પગ અકડાય,
ઝડપ ન ઉઠાય, જાગી જોને જીવડા૦ ૫
જી રે જોર જરાનું રે જોઇ લ્યો, જાતો રે'શે જવાનીનો રંગ,
કરે કટિભંગ, જાગી જોને જીવડા૦ ૬
જી રે એવી વેળાની રે આપદા, ત્રાહિ ત્રાહિ ભુવનના નાથ,
ઝાલે કોણ હાથ, જાગી જોને જીવડા૦ ૭

જી રે તેરે વેળાએ સગાં તાહરાં,રહેશે કયાંથી પાસે દિન રાત્ય,
જર્જર થાશે જાત્ય, જાગી જોને જીવડા૦ ૮
જી રે તારો તમાસો તેવે સમે, કરશે વનિતાસહિત ઉપહાસ,
નાવે પુત્ર પાસ, જાગી જોને જીવડા૦ ૯
જી રે એવે સમે તારા અંગનો,કેવો પાળશો શૌચ આચાર,
વિવેક વિચાર, જાગી જોને જીવડા૦ ૧૦
જી રે તેસમે સાધન શું થશે, નહિ કહેવાય શામ કે રામ,
ન લેવાય નામ, જાગી જોને જીવડા૦ ૧૧
જી રે એવું વિચારીને આજથી,પાણી પેહેલી બાંધી લેને પાળ,
સુધર્મ સંભાળ, જાગી જોને જીવડા૦ ૧૨
જી રે સતસંગ સારો ને સત્કથા, તેથી સમજી લે તત્ત્વવિચાર,
જગત્કર્તાર, જાગી જોને જીવડા૦ ૧૩
જી રે કૂડ કપટ છળ છાંડીએ, પરનિંદા પ્રપંચ ને દ્રોહ,
માયા મદ મોહ, જાગી જોને જીવડા૦ ૧૪
જી રે નાસ્તિકભાવ ન રાખવો, ભજો એક ખરો ભગવાન,
સૃષ્ટી અનુમાન, જાગી જોને જીવડા૦ ૧૫
કારીગરવિના કાર્ય ન નિપજે,સોનીવિના નવ હોય સોના ઘાટ,
વણકર વિના પાટ, જાગી જોને જીવડા૦ ૧૬
જી રે જગત કરેલું જગદીશનું, એમ નિશ્ચય જાણો નિર્ધાર,
છે સરજનહાર, જાગી જોને જીવડા૦ ૧૭
જી રે એવા પ્રભુજીને આશરે, રહિયે રાખીને વિશ્વાસ,
થાયે દુઃખનાશ, જાગી જોને જીવડા૦ ૧૮
જી રે ભક્તિ તે સાચા ભાવથી, કરિયે મૂકીને મનના વિકાર,
તારે સંસાર, જાગી જોને જીવડા૦ ૧૯
ભજ છોટમ પૂરણ બ્રહ્મને, એની ભક્તિનો અધિક પ્રતાપ,
કરે ગુના માફ, જાગી જોને જીવડા૦ ૨૦

૧૯૩-ધોળ બીજું

જી રે સંસાર સાગર જાણવો, એમાં મોહમાયા બહુ નીર,
છે શોકસમીર, ઉદ્ધારી લે આતમા૦ ટેક ૧
જી રે તૃષ્ણાતરંગો અતિઘણા, બહુ સંકલ્પલહરી કલ્લોલ,
હરખના હિલોલ, ઉદ્ધારી લે આતમા૦ ૨

જી રે ભ્રાંતિરૂપી ભમરા વળે, બહુ વાસના બુદબુદા થાય,
ફુલ્યા ફુટી જાય, ઉદ્ધારી લે આતમા૦ ૩
ફોકટ ઈચ્છા તે ફીણ વળે ઘણાં, વિષ જાણિયે વિષયવિકાર,
ઇર્ષારૂપી ખાર, ઉદ્ધારી લે આતમા૦ ૪
જળજંતુ દીસે બહુ જાત્યના, મદ માન આદિ મહા મચ્છ,
કામાદિક કચ્છ, ઉદ્ધારી લે આતમા૦ ૫
ઘણા ગર્વરૂપી બહુ ગ્રાહ છે,લોભ આદિ તિમિંગિલ ત્યાંય,
ગળે પળમાંય, ઉદ્ધારી લે આતમા૦ ૬
પ્રભુ પરમ કૃપાળુએ પ્રીતથી, દીધો તુજને રૂડો નરદેહ,
તરવા ભવ તેહ, ઉદ્ધારી લે આતમા૦ ૭
આત દુર્લભ છે સૌ દેવને, સૌ સુકૃત સાધન ધામ,
કરવા શુભ કામ, ઉદ્ધારી લે આતમા૦ ૮
નરદેહ અનોપમ નાવ છે, જેને સદ્‌ગુરુ છે કર્ણધાર,
કરે ભવ પાર, ઉદ્ધારી લે આતમા૦ ૯
સુધો વાયુ કૃપા શ્રીહરિતણી, સદા જનની કરે છે સહાય,
ત્રિભુવનરાય, ઉદ્ધારી લે આતમા૦ ૧૦
એવો સંજોગ પામી સંસારમાં, બોળે નરદેહ રૂપિયું નાવ,
ફરી નાવે દાવ, ઉદ્ધારી લે આતમા૦ ૧૧
એવા આતમઘાતી અભાગીઆ,નવ રાખે હરી સાથે હેત,
તે અધમ અચેત, ઉદ્ધારી લે આતમા૦ ૧૨
ચિતવૃત્તિ સુકાન સંભાળીએ, ધ્રુવ તારો તે બ્રહ્મનું ધ્યાન,
લહી ગુરુ જ્ઞાન, ઉદ્ધારી લે આતમા૦ ૧૩
કહે છોટમ આપ ઉદ્ધારીએ, રાખી પ્રભુમાં નિરંતર લક્ષ,
તજી સૌ પક્ષ. ઉદ્ધારી લે આતમા૦ ૧૪

### ૧૯૪–ધોળ ત્રીજું

જી રે સાર ભલો છે સંસારમાં, હોય નીતિનિપુણ નરનાર,
સુતત્ત્વ વિચાર, જીવન ધન તેહનું. ૧
સત્ય શીલ ક્ષમા ગુણ શોભતા, દયા દાન વિચાર વિવેક,
ધર્મ દૃઢ ટેક, જીવન ધન તેહનું૦ ૨
સદ્‌વિદ્યા કળા ગુણ ચાતુરી, ઉગ્ર અનુભવ આતમ લક્ષ,
તજી સૌ પક્ષ, જીવન ધન તેહનું૦ ૩

ગુરુભક્તિ ને સજ્જનસંગતિ, સત્શાસ્ત્ર ને જોગાભ્યાસ,
આનંદ નિવાસ, જીવન ધન તેહનું૦ ૪
સ્થૂળ સૂક્ષ્મ કારણ પરહરી, મહાકારણ ઉપર આપ,
સ્પર્શે નહિ પાપ, જીવન ધન તેહનું૦ ૫
જેણે લક્ષ્ય લહ્યો ઓંકારનો, નહિ અક્ષરબિંદુ ત્યાંય,
વિભુપદમાંય, જીવન ધન તેહનું૦ ૬
જન ઉગ્રભાગી એવા જગતમાં, તે તો જાણો હરીતણા હંસ,
ઇશ્વર તણા અંશ, જીવન ધન તેહનું૦ ૭
જન જંગમ તીરથ જાણવા, તેને મળતાં મનોમળ જાય,
કરે શુદ્ધ કાય. જીવન ધન તેહનું૦ ૮
વસે ભક્તિભાગીરથી જેહમાં, ભલી જમુના તે ભગવત્ ધર્મ,
સમેત સુકર્મ, જીવન ધન તેહનું૦ ૯
બ્રહ્મતનયા તે બ્રહ્મવિચારણા,વસે વેણી તે પરમ વિજ્ઞાન.
નિરંતર ધ્યાન, જીવન ધન તેહનું૦ ૧૦
મહાભાગ્યે એવા જન જો મળે, ટાળે તનમનકેરા વિકાર,
તારે સંસાર, જીવન ધન તેહનું૦ ૧૧
કહે છોટમ એવા સુજાણનું,જાણો જગતમાં જીવ્યું પ્રમાણ,
કરે કલ્યાણ. જીવન ધન તેહનું૦ ૧૨

## વણઝારાને મળતા રાગનાં ધોળ ૪

### ૧૯૫-ધોળ પહેલું

જીવતણી જડતા ટળે સતસંગથી, હોય પૂરણપ્રેમનું પાત્ર,
સાચાસતસંગથી.

સદ્ગુણ સઘળા આવશે સતસંગથી,
મટે મનથકી દુર્ગુણ માત્ર, સાચા સંતસંગથી૦ ૧
અંતરચક્ષુ ઉઘડે સતસંગથી,
સૂઝે તેથકી સાર અસાર,. સાચા સંતસગથી૦
સ્થૂલ સૂક્ષ્મ માયા તજે સતસંગથી,
જાણે આપ પરાની પાર, સાચા સંતસગથી૦ ૨
તત્ત્વમસિ પદ તે લહે સતસંગથી,
જાણે જીવ બ્રહ્મનો ભેદ, સાચા સંતસગથી૦
પુરુષોત્તમ પ્રભુ પામીએ સતસંગથી,

જેનું રૂપ વખાણે વેદ, સાચા સંતસંગથી૦ ૩
ભ્રાંતિ વહેમ હોય વેગળા સતસંગથી,
ઉર ઉપજે બોધ અગાધ, સાચા સંતસંગથી૦
ક્લેશ ટળે સૌ કર્મના સતસંગથી,
મોહ માયા કરે નહિ બાધ, સાચા સંતસંગથી૦ ૪
પાપ તાપ સૌ વામીએ સતસંગથી,
મટે માનસ રોગ અપાર, સાચા સંતસંગથી૦
આઠે પહોર આનંદમાં સતસંગથી,
હરિ સાથે રહે એક તાર, સાચા સંતસંગથી૦ ૫
હેતે મળે હરિ જનને સતસંગથી,
કોટિ જન્મના પુણ્ય પ્રતાપ, સાચા સંતસંગથી૦
દોષકોશ તેના બળે સતસંગથી,
જપે ચૈતન બ્રહ્મનો જાપ, સાચા સંતસંગથી૦ ૬
જન્મમરણભય ટાળીએ સતસંગથી,
તેને ન્યૂન રહે નહિ કાંય, સાચા સંતસંગથી૦
છોટમ મહાપદ પામીએ સતસંગથી,
મળે ચૈતનસાગર માંય, સાચા સંતસંગથી૦ ૭

૧૯૬-ધોળ બીજું

સાર જડે સદ્ગ્રંથનો સતસંગમાં,
જગકર્તાનું રૂપ જણાય, ઉલટ ધરી અંગમાં.
પાર જડે સૌ પંથનો સતસંગમાં,
એક ઈશ્વર નિશ્ચય થાય, ઉલટ ધરી અંગમાં૦ ૧
તોલ જડે સૌ તત્ત્વનો સતસંગમાં,
ભાસે સ્થાવર જંગમ ભેદ, ઉલટ ધરી અંગમાં૦
લક્ષ લહે ચૈતનનો સતસંગમાં,
સાચો સમજાએ સૂક્ષ્મ વેદ, ઉલટ ધરી અંગમાં૦ ૨
સ્થૂલ સૂક્ષ્મ દેહ જાણીએ સતસંગમાં,
પછી કારણ દેહ જણાય, ઉલટ ધરી અંગમાં૦ .
મહાકારણ માયા લહે સતસંગમાં,
પ્રભુ પરમ કારણ પરખાય, ઉલટ ધરી અંગમાં૦ ૩
પરા પશ્યતી ને મધ્યમા સતસંગમાં,

હોય વૈખરી વાણી વિલાસ. ઉલટ ધરી અંગમાં;
અખિલ ભુવનનો આતમા સતસંગમાં,
પોતે જાણે પોતાની પાસ, ઉલટ ધરી અંગમાં. ૪
આચારજ કરૂણા કરે સતસંગમાં,
પછી દર્શાવે દિવ્ય સ્વરૂપ. ઉલટ ધરી અંગમાં૦
છોટમ સુખ પામે ઘણું સતસંગમાં,
વાધે અનુભવ પરમ અનૂપ. ઉલટ ધરી અંગમાં૦ ૫

૧૯૭–ઘોળ ત્રીજું

વૈરાટરૂપી વૃક્ષ છે મન પંખીઆ,
એનાં દશવિધ ફેલ્યાં ડાળ, જોને મન પંખીઆ.
ડાળે ડાળે તું ભમે મન પંખીઆ,
નથી મૂળતણી સંભાળ. જોને૦ ૧
મોહનો માળો તેં કર્યો મન પંખીઆ,
આવી વળગી અવિદ્યા વેલ; જોને૦
કાળ પારધી આવશે મન પંખીઆ,
તારો ખોટો થશે સૌ ખેલ. જોને૦ ૨
ઉડ ઉડ ચિદ્ આકાશમાં મન પંખીઆ,
જ્યાં કાળ તણું નહિ જોર; જોને૦
જો પડશો ભવપાશમાં મન પંખીઆ,
લેશે લૂંટી મદાદિક ચોર. જોને૦ ૩
ચેતી શકે તો ચેતજે મન પંખીઆ,
કરી હરિ ગુરુસાથે હેત; જોને૦
છોટમનો પ્રભુ જે ભજે મન પંખીઆ,
તેને તારે કુટુંબસમેત. જોને૦ ૪

૧૯૮–ઘોળ ચોથું

કાયા છે તારી કારમી જોને જીવડા,
અરે એનો તે શો ઈતબાર જાગી જોને જીવડા;
વાયુનો જેવો વંટોળિયો જોને જીવડા,
ઘુમે ઘડી એક ગગનમોઝાર. જાગી૦ ૧
અભ્રઘટા અતિ શોભતી જોને જીવડા,
એવો આયુષનો નિરધાર; જાગી૦

વેગ કરી સરિતા વહે જોને જીવડા,
તેને વેરાતાં નહિ લાગે વાર. જાગી૦ ૨
ફોકટ સુખ સંસારનું જોને જીવડા,
જેવો ઇંદ્રધનુષનો રંગ; જાગી૦
દામ દારા ને દીકરા જોને જીવડા,
અંતે કો નહિ આવે સંગ; જાગી૦ ૩
શમણાની સર્વે સાહ્યબી જોને જીવડા,
જાગી જોતાં જણાશે ફોક; જાગી૦
ઇંદ્રજાળ સૌ ઇશની જોને જીવડા,
મિથ્યા માનજે ચૌદે લોક. જાગી૦ ૪
મારૂં મારૂં શું કરી મરે જોને જીવડા,
નથી કાંયજ તારે હાથ. જાગી૦
અંતકાળે જશો એકલા જોને જીવડા,
એક ધર્મજ આવશે સાથ; જાગી૦ ૫
પાસે રહે પરલોકમાં જોને જીવડા,
તેની સાથે કરી લોની પ્રીત; જાગી૦
છોટમ ભગવતને ભજો જોને જીવડા,
હોય જગતમાં સઘળે જીત. જાગી૦ ૬

---

## ભાઈ રે શાંતિ પમાડે તેને સંત કહીએ,
## એ રાગનાં ભજન ૨,

### ૧૯૯-ભજન પહેલું

ભાઈ રે ભકિત પદારથ મોટું,
ખોળિ જોતાં એથી સૌ ખોટું. ભાઇ રે૦ ટેક
રવિવિના દિવસ ચંદ્રવિના રજની,
જળવિન સરવર જેવું;
પતિવિના પત્ની દીપકવિના મંદિર;
આંખોવિના વપુ એવું. ભાઈ રે૦ ૧
જીવવિના વપુ રાયવિન રૈયત,
મેઘવિના ખેતીવાડી;
વરવિના જાન લવણવિન ભોજન,
પુત્રવિના જેવી માડી. ભાઈ રે૦ ૨

તીરથ વ્રત જોગ જપ સાધન,
દાન ધર્મ સૌ સાચું;
એવું કરી પ્રભુને ન આરાધે,
તો કામ્ય કર્મ ફળ કાચું. ભાઇ રે૦ ૩
આનંદસિંધુ પરમ ઉપકારી,
એવા ઇશ્વરને વિસારી;
કહે છોટમ નરમૂર્તિ નકામી,
પશુએ પણ ધિક્કારી. ભાઇ રે૦ ૪

૨૦૦–ભજન બીજું

ભાઇ રે ગર્વવિકારને ગાળો,
સારો નીતિ ધર્મ સંભાળો. ભાઇ રે૦ ટેક
જાદવ કૈરવ ને જુઓ રાવણ, ગર્વે ગર્દ મળ્યા છે;
સહસ્રાર્જુનને બાણથી બળિયા,તેના ટેક ટળ્યા છે.ભાઇ રે૦૧
ઓછા પાત્રને અધિકી સંપતિએ, છાકટ સરખો છકે છે;
નીતિની રીતી નથી કાંઈ રહેતી,
બુદ્ધિના ભ્રમથી બકે છે. ભાઇ રે૦ ૨
આંખોમાં ઝેર આખલાને આવે, જો પામે ખડ ખાવા;
ગર્વમાં અંધ ધર્મ નથી ગણતા,હિંડે સર્વને હઠાવા.ભાઇ રે૦૩
મેરુનું તરણું કરે એક પળમાં, તરણાનો મેરુ કરે છે;
કહે છોટમ એવા પ્રભુથી ન ડરે,તેનું સમૂળ હરે છે.ભાઇ રે૦ ૪

---

## ૨૦૧–ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, એ રાગના મહિના

કારતકે કાયામાં કોણ છે રે, જેને શોધીને સાંખ્ય;
દિવ્ય દૃષ્ટિએ દરસશે, આપે જો ગુરુ આંખ્ય, હો મન૦ ૧
બીજ બિંદુમાંહિ બાંધીઆ રે, સૌ સૃષ્ટીનો સંચ;
ધન્ય ધન્ય કરતાર તું, પ્રીછે કોઈ પ્રપંચ. હો મન૦ ૨
બીજમાં રચના વૃક્ષની રે, વૃક્ષથી બીજ થાય;
બિંદુથી ઉત્તમ તનુ બને, તનુમાં તે રચાય. હો મન૦ ૩
અદ્‌ભુત ખેલ એવો કર્યો રે, કળી જાણે ન કોય;
છોટમ શ્રુતિ ગુરુગમ મળે, સમજે જન સોય. હો મન૦ ૪
માગશરે મહા મંગળ નિધી રે, સચ્ચિદાનંદ રૂપ;

તે કર્તા સા સૃષ્ટીનો, ભવતારણ ભૂપ. હો મન૦ ૫
ઉપજાવે ઇચ્છા થકી રે, બ્રહ્માંડ અપાર;
અવનવી રચના નિહાળતાં, જન પામે ન પાર. હો મન૦ ૬
સ્વેદજ ઉદ્ભિજ અંડજ રે, જરાયુજતણા જંત;
ચોરાશી લક્ષ દેહનાં, બીબાં કરિયાં અનંત. હો મન૦ ૭
સૌથી માનવ શ્રેષ્ઠ છે રે, કરે ધર્મ વિચાર;
છોટમ બ્રહ્મને જો ભજે, સુધરે અવતાર. હો મન૦ ૮
પોષે પ્રીછો પરબ્રહ્મને રે, સર્વાતીત સોય;
એક અખંડિત ઇશ છે, બીજું નહિ કોય. હો મન૦ ૯
ભૂપ સર્વ બ્રહ્માંડનો રે, ઇશકેરો છે ઇશ;
દેવતણો એ દેવ છે, સઘળાને શીશ. હો મન૦ ૧૦
નયનવિના નિરખે સહુ રે, સુણે છે વિન કાન;
કામ કરે સાધનવિના, સમરથ ભગવાન. હો મન૦ ૧૧
પળમાં સકળ પેદા કરે રે, કરે પળમાંહિ નાશ;
કહે છોટમ એ એકલો, નિત્ય છે અવિનાશ. હો મન૦ ૧૨
માઘે મહા પ્રભુ ઓળખો રે, મહાવાક્યના જાણ;
નેતિ નેતિ કરતાં રહે, તે છે બ્રહ્મ સુજાણ. હો મન૦ ૧૩
ઉપનિષદોમાં એ કહ્યું રે, માયાતીત મહેશ;
મંગળગુણગણનો નિધી, ગુણાતીત ગુણેશ. હો મન૦ ૧૪
ભવિક જનોને તારવા રે, વિભુ બોલ્યા છે વેદ;
ધર્મ બ્રહ્મ બેઉ ભાગના, ભલા ભાખ્યા છે ભેદ. હો મન૦ ૧૫
ધર્મ ચર એવી આજ્ઞા રે, ઇશે કીધી છે એક;
કહે છોટમ તે પાળતાં, પાપ જાય અનેક. હો મન૦ ૧૬
પ્રાગણ તે પૂરી બોલિયા રે, દયા રાખી દેવ;
માતપિતાને માનજો, સારી કરજો સેવ. હો મન૦ ૧૭
આલિંગન પરદારનું રે, કરશો નહીં કોય;
પ્રેમે પરણજો પ્રેમદા, પ્રજા ઉપજાવા સોય. હો મન૦ ૧૮
પરધનને હરવું નહિ રે, સારો કરવો ઉદ્યોગ;
ધંધો કરે ધન જે મળે, કરવો ઉપભોગ. હો મન૦ ૧૯
જીવહિંસા કરવી નહિ રે, તજવું મધુપાન;
કહે છોટમ કરુણા કરી, બોલ્યા શ્રીભગવાન. હો મન૦ ૨૦

ચૈત્રે ચતુર પ્રભુ બોલિયા રે, સારૂં કરશે સોય;
સારૂં ફળ તે પામશે, ખોટું ખોટાનું હોય. હો મન૦ ૨૧
ધર્મ એવો પ્રભુ દૃઢ કહી રે, બોલ્યા બ્રહ્મનું જ્ઞાન;
શ્રવણ મનન ને ધ્યાનથી, મળે શ્રીભગવાન. હો મન૦ ૨૨
જગકર્તાને જાણવા રે, જવું સદ્‌ગુરુ પાસ;
અર્થ કરી તે વેદનો, કરે બ્રહ્મ પ્રકાશ. હો મન૦ ૨૩
જગકર્તાને જાણિને રે, ભક્તિ કરશે જેહ;
છોટમ બ્રહ્મપ્રતાપથી, તરશે નર તેહ. હો મન૦ ૨૪
વૈશાખે જોતાં વેદમાં રે, કારણ ઓંકાર;
પરા પશ્યંતી ને મધ્યમા,વૈખરીનો ઉચ્ચાર. હો મન૦ ૨૫
ઉપજે છે ઓંકારથી રે, ચાર વાણીના ભેદ;
ઓંકારને કપિલે કહ્યો, સાચો સૂક્ષ્મ વેદ. હો મન૦ ૨૬
બાવન અક્ષર બોલના રે, ઓંકારથી થાય;
જોગ જુગતીથી જાણવો, એ તણો મહિમાય. હો મન૦ ૨૭
પ્રણવ વાચક પરબ્રહ્મનો રે, દ્વૈત વાચક નામ;
છોટમ જે નર જાણશે, જાશે બ્રહ્મને ધામ. હો મન૦ ૨૮
જેઠે જાણીને જીહ્‌વાવિના રે, જપે પ્રણવનો જાપ;
પ્રલય કરે પળ એકમાં,કોટિ જન્મનાં પાપ. હો મન૦ ૨૯
અનેક તીરથ ફળ તેહને રે, કોટિ યજ્ઞ ને દાન;
કોટિક દેવપૂજા વળે, કરે બ્રહ્મનું ધ્યાન. હો મન૦ ૩૦
બ્રહ્માનંદ વાધે ભલો રે, જડતા ટળી જાય;
પુણ્ય પ્રકટ થાએ ઘણું, થાય દેવ સહાય. હો મન૦ ૩૧
સંશય સૌ સમજે શમે રે, પ્રકટે બહુ જ્ઞાન;
જન છોટમ ધન્ય તેહને, મળે મોટું રે માન. હો મન૦ ૩૨
આષાઢે ઈશ્વર એક છે રે, જીવ તેનો છે અંશ;
પરમ પિતા પ્રભુ વિશ્વનો, વિશ્વ તેનો છે વંશ.હો મન૦ ૩૩
બ્રહ્મ ન જાણે ભૂલમાં રે, તેથી બંધન થાય;
ચોરાશી લક્ષ તનૂ ધરે, જમને ઘર જાય. હો મન૦ ૩૪
જો જાણે જગદીશને રે, છૂટે બંધન છેક;
બ્રહ્મભજન કરતાં વધે, સારો તત્ત્વવિવેક. હો મન૦ ૩૫
ઇશ ઉપાસન જે કરે રે, નિષ્પાપી જંન;

છોટમ તે ઉધરે સહી, જેનું નિર્મળ મંન. હો મન૦ ૩૬
શ્રાવણે સાધન સાધતાં રે, કીટ ભ્રમરને ન્યાય;
ધ્યાન ધરે જન બ્રહ્મનું,અંતે બ્રહ્મ જ થાય. હો મન૦ ૩૭
વેદમાંહે સાચું વર્ણિયું રે, ભલું બ્રહ્મનું જ્ઞાન;
શાસ્ત્રવિષે મહા મુનિજને, કર્યું તેનું વખાણ. હો મન૦ ૩૮
ખટ્શાસ્તર ખટ્ દર્શનો રે, કહે છે વેદનો સાર;
કપિલ પતંજલી બોલિયા, યોગ કરો વિચાર. હો મન૦૩૯
ઇશ્વરને જાણ્યા વિના રે, પડીઓ છે વિજોગ;
છોટમ સદ્ગુરુ જ્ઞાનથી, પામે બ્રહ્મનો જોગ. હો મન૦ ૪૦
ભાદરવે ભવ તારવા રે, શ્રુતિ તર્ક રસાળ;
કણભક્ષણ ગૌતમ મુની, બેઉ બોલ્યા કૃપાળ. હો મન૦ ૪૧
જડથી જૂદો જીવ છે રે, જૂદો જીવથી ઇશ;
જીવ લહે શુદ્ધ ભાવથી, તો મળે જગદીશ. હો મન૦ ૪૨
જૈમિનિ મુનિ ને વ્યાસજી રે, વિધિ હરિ અવતાર;
નિગમમિમાંસા કરી કહ્યો, કર્મબ્રહ્મવિચાર. હો મન૦ ૪૩
કર્મે પાતક પરજળે રે, જ્ઞાને મોક્ષજ થાય;
છોટમ એ ખટદર્શનો, કહે છે પ્રભુમહિમાય. હો મન૦૪૪
આસોએ નાસ્તિક જન થયા રે,જગતીમાં જેહ;
વેદશાસ્ત્રનિંદા કરી, ખોટું બોલ્યા છે તેહ. હો મન૦ ૪૫
તે પાખંડી જાણવા રે, એવા પંથ અનેક;
સુણતાં કુતર્કો તેહના, ટળે નરના ટેક. હો મન૦ ૪૬
માટે ન સુણશો માનવો રે, પાખંડીનો બોધ;
વેદવિચાર કરી કરી, કરો ઇશનો શોધ. હો મન૦ ૪૭
ઈશ અનાદિ દેવ છે રે, શિવ ગુણનો નિધાન;
કહે છોટમ તેને ભજો,આપે સુખ ભગવાન. હો મન૦ ૪૮

---

### ૨૦૨–રાગ ગજલ

ગજલ એક સુન લો મેરી, કુશલતા અપાર સૃજનકરી. ટેક
કારીગર કોન હે એસા, સહિત જીવ દેહ કિયા કેસા;
સહસ્ર અષ્ટ માખીકું અખિયાં,દેખી કોઇ ગ્રંથમે લખિયાં.ગ૦૧
સાગરમેં મચ્છ હેં ટોળી, ઉડાવે નીર જેસી ગોળી;
સુકાની મીન કહાતા હે, જેસા કોઇ નાવ ફિરાતા હે. ગ૦ ૨

મક્ષિકા કર્તારી કોઇ, વનસ્પતિ જાતિ હે સોઈ;
પત્રપર જંત જાતા હે, તુરત સોહિ પાન બિડાતા હે. ગ૦ ૩
એસા અદ્‌ભુત તમાસા હે, ખાવિંદકા ખેલ ખાસા હે;
છોટમ ભજી લો સોહિ કરતા, ભરમમેં કાયકું ભમતા. ગ૦ ૪

## સામરો અજહુ નહિ આયો, એ રાગની હોરીઓ ૮

### ૨૦૩–હોરી પહેલી

ઋતુરાજ વસંત હિ આયો, નિજ નાથસે નેહ બઢાયો. ઋતુ૦ટેક
તરુવર સર્વ ભયે નવપલ્લવ, સુમન સુગંધ બસાયો;
વિકસે કમલ બહુ રંગ રંગકે, મુનિ મનરંજન પાયો,
ભમર તિહાં જાઇ લોભાયો: ઋતુરાજ૦ ૧
અખિલ લોકકર્તાર અખંડિત, સો મેરે મન ભાયો;
ઓર સકલ જલફેનબુદ્‌બુદા, ક્ષણભંગુર દરસાયો,
પિયાસે પ્રેમ લગાયો. ઋતુરાજ૦ ૨
સકળ સાજ પૂજનકું લીનો, અનહદ ઘંટ બજાયો;
ધ્યાન ધૂપ સુવિચાર આરતી, જ્ઞાનકો દીપ જગાયો,
અજ્ઞાન અંધેર ભગાયો. ઋતુરાજ૦ ૩
શરણાગત વત્સલ પ્રભુજીકું, ભાવકો ભોગ ધરાયો;
જન છોટમ શ્રુતિબચન બાચિકે,
જગકારનજશ ગાયો, સદાસુખ સહજે પાયો. ઋતુરાજ૦૪

### ૨૦૪–હોરી બીજી

ખ્યાલીને ખેલ મચાયો, જાકો મર્મ કાહુ નહિ પાયો. ટેક
ખેલ અખૂટ અખંડિત ખ્યાલી, જુગલકો જોગ બનાયો;
જિહાં જિહાં રૂપ પ્રકૃતિ ધરત હે, તિહાં તિહાં અંશ રહાયો,
કર્મ આધીન કહાયો. ખ્યાલીને૦ ૧
નાના રૂપ ધરત હે નટડી, નટકો સામર્થ્ય પાયો;
કોટિ અસંખ્ય કલ્પતે અજહુ, ન્યારે કો ન્યારો સોહાયો,
એક ગુન રૂપ ન આયો. ખ્યાલીને૦ ૨
એક બીજકી કહા ચતુરાઇ, કોઇસે ન જાત બનાયો;
રાઈતે સૂક્ષ્મ અંકુર કીનો, તાહિમે વૃક્ષ સમાયો,
પાન ફળ ફૂલ રહાયો. ખ્યાલીને૦ ૩

દેવ દનુજ નર નાગ ચરાચર, ચોરાસી લક્ષ કહાયો;
પુરુષ પ્રકૃતી પ્રથમસે ખેલત, જન છોટમ મન ભાયો,
બેદમેં ભેદ બતાયો. ખ્યાલીને૦ ૪

૨૦૫-હોરી ત્રીજી

વિભુ દેવ વસંતવિહારી, મનમોહન મંગલકારી. વિભુ દેવ. ટેક
દિવ્ય સ્વરૂપ અનંત શક્તિધર, સૃજનહાર સુખકારી;
નિરાલંબ નિર્લેપ નિરંજન, ચૈતનમય અવિકારી,
અજબ ગતિ નાથ તિહારી. વિભુ૦ ૧
ઇચ્છાસે બ્રહ્માંડ બનાએ, ગુનમય તત્ત્વ પસારી;
સરજે પાલે ઓર સંહારે, નિરખી કળા કછુ ન્યારી,
બ્રહ્મકો મહિમા ભારી. વિભુ૦ ૨
સ્થાવર જંગમ જંતુ જાતિકી, રમણિક રચના ન્યારી;
રૂપ રંગ આકાર અનોપમ, નિરખી ગયે નર હારી,
ધન્ય તું બહુ ગુનધારી. વિભુ૦ ૩
લલિત ખેલ લીલાસે કીનો, મુનિમન મોહનકારી;
જન છોટમ એસા પ્રભુજીકા, વારંવાર બલિહારી,
ધ્યાન ઉર લીનો ધારી. વિભુ૦ ૪

૨૦૬-હોરી ચોથી

ખેલે કોઇ આનંદ હોરી, ઓંકાર તાર ગહી દોરી. ખેલે૦ ટેક
ઈતમે ગંગા ઉતમે જમુના, બિચમે ખેલ મચો રી;
દેવ સકલ તિહાં દેખન આયે, સ્તવન કરત કર જોરી,
દૂર ગઇ દાનવ ટોરી. ખેલે૦ ૧
બિનકર તાલ મૃદંગ બજાવત, બિનમુખ ગાવત હોરી;
બિનતનુ તાન મિલાવત અદ્ભુત, અટકી દૃષ્ટિ સબ છોરી,
ચિત્ત ચિદ્રૂપ ભયો રી. ખેલે૦ ૨
વિશ્વનિવાસ વિશાલ વિમલગુન, અચળ રહ્યો એક ઠોરી;
તાકો ધ્યાન ધરત દૃઢ મનસે, પાતક પુંજ ગયો રી,
પુણ્યકો ઉદય ભયો રી. ખેલે૦ ૩
સરજનહાર સદોદિત સુંદર, વ્યાપક દેવ રહ્યો રી;
જન છોટમ પરસત વા પદકું, તિહાં મન મગ્ન ભયો રી,
ભરમ સબ દૂર ગયો રી. ખેલે૦ ૪

## ૨૦૭–હોરી પાંચમી

ગુરુગમસે ખેલો હોરી, મિટે મલિન વાસના તોરી.ગુરુ૦ ટેક
આસન મારી સુરત દૃઢ ધારી,ત્રિકુટી ધ્યાન ધરો રી;
શ્વાસઉશ્વાસ શામસંગ ખેલો, નેન અચલ ચિત જોરી,
ગગન ઘર જાઇ બસો રી. ગુરુ૦ ૧
અનહદ નાદ મૃદંગ મોરલી, સુનકે સુરત ચલી મોરી;
કોટિ અનંગઅંગપ્રતિ સોહે, એસે કિશોર કિશોરી,
સંગ સખિયનકી ટોરી. ગુરુ૦ ૨
ઝળહળ જ્યોતિ ઉદ્યોત કોટિ રવિ, અદ્દભુત ખેલ મચો રી;
નિરખ સરૂપ દેવ સબ મોહે, વિનય કરત કર જોરી,
નિગમ જશ ગાત બહો રી. ગુરુ૦ ૩
પાર અવાર નહિ હે જાકો, ગુરુગમ જાત ગ્રહ્યો રી;
જન છોટમ સદ્દગુરુકરુણાસે, સો પ્રભુ દરસ ભયો રી,
દેહકો દોષ ગયો રી. ગુરુ૦ ૪

## ૨૦૮–હોરી છઠ્ઠી

જાગી જોને જીવ અભાગી, તારી તુચ્છ અવિદ્યાને ત્યાગી. ટેક
સારાં કર્મ શ્રીપ્રભુને સમર્પી, લેને મોક્ષસુખ માગી;
મૃગજળસુખમાટે જે મથિયા, તેણે તૃષા કોની ભાગી,
લોભાયા એ લાલચ લાગી. જાગી૦ ૧
કામ્ય નિષિદ્ધ કર્મ બહુ કરતાં, બંધન પામે અભાગી;
નિરાલંબ નિર્લેપ બ્રહ્મનો, તું ન થયો અનુરાગી,
ભોગ્યમાંહે રઢ લાગી. જાગી૦ ૨
પરમ દયાળ દયાનિધિ સમરથ, સરજનહાર સોહાગી;
ભાવ ધરી ભજ તે ભવતારણ, રંગ રહે જુગ જાગી,
ઉપાસક તે બડભાગી. જાગી૦ ૩
વેદસિદ્ધાંતવિચાર વિચારી, જ્ઞાનચોટ જેને લાગી;
જન છોટમ ધન્ય તે જન જગમાં, બ્રહ્મવિષે અનુરાગી,
મોક્ષસુખ લીધું માગી. જાગી૦ ૪

## ૨૦૯–હોરી સાતમી

ધન્ય રે ધન્ય વિશ્વધણીને, ગુણ કોણે શકાય ગણીને. ધન્ય૦ટેક
અવ્યક્તે સૌ વ્યક્ત રચ્યું છે, પરમાણુપુંજ વાણીને;
તત્ત્વવિભાગે તરુવર સરજ્યાં,ચારૂ વિચિત્ર ચણીને,

બીજથી રહે વૃક્ષ બણીને. ધન્ય૦ ૧
અવનીમાં સરજ્યાં અનંત પદારથ, હાટક રજત મણીને;
અખિલ અંડને અધર ફેરવે, જાણો એ ગુણના ગુણીને,
ભાખે મુનિ વેદ ભણીને. ધન્ય૦ ૨
અંડજ ઉદ્‌ભિજ સ્વેદજ આદિ, ખાણો કીધી ખણીને,
વિધવિધ દેહ રચે જગધાતા, જાળવે સકળ જણીને,
અંતે લે છે સર્વ લણીને. ધન્ય૦ ૩
મૂકી મતી બહુ જનમાં તેણે, શાણા થાય શણીને;
બહુ વિદ્યાના ગ્રંથ ગ્રહે છે, બહુવિધ ભેદ ભણીને,
છોટમ કહે શબ્દ સુણીને. ધન્ય૦ ૪

### ૨૧૦–હોરી આઠમી

ફટ રે ફટ પામર પ્રાણી, તેં તો નીતિની રીતિ ન જાણી. ફટ રે૦ટેક
ક્રૂર શૂર થઇ જીવ સંતાપ્યા, દિલમાં દયા નવ આણી;
બળ પામી તું નડયો નિર્બળને, દુર્ગુણ છે દુઃખખાણી,
લહ્યું નહિ લાભ કે હાણી. ફટ રે૦ ૧
પૈસા કમાતાં પાપ કમાયો, મુખથી વદ્યો જૂઠી વાણી;
અમલને જોરે અઘટતું આચરી, મુવો તરીલાં તાણી,
મોહવશ માયા માણી. ફટ રે૦ ૨
સરજનહાર સદા શિર ઉપર, તેને ભજ્યાવિન હાણી;
ફોગટ ફળની આશ ધરીને, અન્ય ઉપાસના ઠાણી,
વિષયની વાત વખાણી. ફટ રે૦ ૩
નાશી વસ્તુ અવિનાશી માની, મમત કરે મત તાણી;
કહે છોટમ શ્રુતિશાસ્ત્ર વદે તે, ઝટ લે વાત પ્રમાણી,
પામે મહાપદ નિર્વાણી. ફટ રે૦ ૪

---

## કાલિંગડા રાગની હોરીઓ ૫

### ૨૧૧–હોરી પહેલી

ખેલે દોઇ નિર્ગુન નાથસે હોરી, નિજનેન અચલ પલ જોરી. ખેલે૦ટેક
નીતિ ભક્તિ સુમતિ સુખદાયક, સંગ સખીનકી ટોરી;
જ્ઞાનગુલાલ આનંદ અરગજા, સદ્‌ગુન કેસર ઘોરી. ખેલે૦ ૧
વિવેકવિચાર સખા સબ મીલકે, વિધ વિધ ખેલ મચ્યો રી;
તાલ મૃદંગ ઝાંઝ ડફ બાજે, રંગ રેલ નહી થોરી. ખેલે૦ ૨

મોહ માન મમતાદિક હારે, દુર્ગુનગ્રંથી છોરી;
મલિન વાસના કોટી કર્મકે, ભાંડ દીયે સબ ફોરી. ખેલે૦ ૩
જયજયકાર હો રહે જગમેં, જશ જન ગાત કરોરી;
જન છોટમ પરબ્રહ્મ ભજનસે, આવાગમન ન બહોરી. ખેલે૦ ૪

૨૧૨–હોરી બીજી

ખેલે પિયા ગેબ ગગનમેં હોરી, કહા જાની શકે મતી મોરી. ખેલે૦ ટેક
આપ અરૂપ રૂપ બહુ સરજે, અંડ અનંત કરોરી;
અખિલ જીવકું નાચ નચાવે, જાકે હાથમેં દોરી. ખેલે૦ ૧
રૂપરંગ બહુ ભાતી ભાતીકે, જુગલ નારી નર જોરી;
કાહુકી સુરત એકસી ન આવે, અદ્‌ભુત ચાતુરી તોરી. ખેલે૦ ૨
ખેલનહાર નજરમેં ન આવે, સબકી મતી ભયી ભોરી;
સોહં સોહં શબ્દ હોત હે, ગુરુગમ જાત ગ્રહ્યો રી. ખેલે૦ ૩
નેતિ નેતિ કહી નિગમ પોકારે, વિનય કરત કર જોરી;
છોટમ એસે પ્રભુકું ન જાને, તાકી મતિ અતિ થોરી. ખેલે૦ ૪

૨૧૩–હોરી ત્રીજી

સમજકર ખેલોજી જગમેં હોરી, પ્રભુ ચરનકમલચીતજોરી. ટેક
ઘનકે પડલબીચ ચપલ દામિની, એસી હે કાયા તોરી;
ઠાઠ ઘાટકો વિખર જાયગો, તુટેગી દમકી દોરી. સમજ૦ ૧
સુત દારા ધન સકલ સાહુબી, માનત મોરી મોરી;
કાલ અચાનક આય ગ્રહેગો, પલમેં જાય સબ છોરી. સમજ૦ ૨
લોક ચરાચર ભક્ષ કાલકો, કોઇ સાંઝ કોઇ ભોરી;
તીન ભુવનમેં કોઇ ન બચે, જો રહે પર્વત ફોરી. સમજ૦ ૩
શ્વાસ ઉચ્છ્વાસ સમર લો જગપતિ, સદ્‌ગુરુ જ્ઞાન ગ્રહો રી;
જન છોટમ પરબ્રહ્મભજનસે, કાલ ન ખાય બહોરી. સમજ૦ ૪

૨૧૪–હોરી ચોથી

ખેલે હોરી અકળ પુરુષ અવિનાશી, સદ્‌ચિદ્‌ઘન આનંદ રાશી.
ખેલે હોરી૦ ટેક

અદ્વય વસ્તુ અનંત નામ ગુન, શકિત અનંત પ્રકાશી,
ધરની ગગન અરૂ પાની પવનમેં, તેજમેં સો રહ્યો ભાસી. ખેલે૦ ૧
કર્તા ભર્તા હર્તા આપે, ગુનત્રયરહિત ઉદાસી;
ઇંદુ અર્ક વિદ્યુત ઉડુ જાકે રહત ભાસતે ભાસી. ખેલે૦ ૨
જીવ સકલકું મોહ કરત હે, માયા હે જાકી દાસી;

છોટમ એસે પ્રભુકું ન જાને, સોહી બડી એક હાંસી. ખેલે૦ ૩

### ૨૧૫-હોરી પાંચમી

બાવરે કાયકું ખેલે એસી હોરી,તાતે કુમતિ ભઇ તોરી.બા૦ટેક
અધિક અનીતિ છારકી ગરદી, દરદી ભયા દૃગ કોરી;
શામ વદન કરી જમકે સદનમેં, જાત મુહે મસી ચોરી. બા૦ ૧
ખલતા ખરપર કરી અસવારી, દુર્ગુન કર ગહી દોરી;
કુકર્મ કીચ લગ્યો તન લેપન, ફીરત ચોરાસી પોરી. બા૦ ૨
મોહ માન મમતા મદ આદિક, સંગ સખાકી ટોરી;
ધુરી ઉડાવત તેરે સીસપર, ડારે નરક બરજોરી. બા૦ ૩
ધિક ધિક ઢોલ બાજે તેરી પીછે,હોરી જરે સબ ઠોરી;
કહે છોટમ કર્તારભજનબિન, બહે ગયે કલ્પ કરોરી. બા૦ ૪

---

## બીજા રાગની હોરીઓ ૨

### ૨૧૬-હોરી પહેલી

દેખો દેખો રે કોઈ ગુરુકે નેન, પ્યારો ખેલત હે ઘટ ઘટ રે;
છુપ છુપ છંદ કરત મનમોહન,રમત નિરલંબે નટ રે. દેખો૦ટેક
આપ અદૃષ્ટ દૃષ્ટકો કારન, રૂપ રચત ઝટપટ રે;
સૂક્ષ્મ સ્થૂલ કારન મહાકારન, કરત ચેતન ચટપટ રે. દેખો૦૨
ગેબ અવાજ ગગનમેં હોત હે, ગાજ રહ્યો ઘટ મઠ રે;
ખટ ચક્કરકું વેધી ચઢત હે, જોગી જોગ કરી હઠ રે.દેખો૦ ૩
ઝલહલ જ્યોતિ નેનબિન દરસત, પરમ ધામમેં પ્રકટ રે;
જન છોટમ સદ્ગુરુકરુણાસે, કોટિ કર્મ ગયો કટ રે. દેખો૦ ૪

### ૨૧૭-હોરી બીજી

મહારાજા મોજી મોજ તેરી, અદ્ભુત કહી ન જાત કુદરત રે;
ઇચ્છા કરકે અંડ બનાએ, ગગનમંડળમેં ફિરત રે. મહા૦ ટેક
પરમાણુકા કરત પસારા, પંચભૂત ઉલસત રે;
પાની જમાયો પવન વસાયો, તામહિં હંસ બસત રે. મહા૦ ૨
સ્થાવરજંગમકી તનુરચના, દિવ્ય રૂપ દરસત રે;
એક ગયા ઓર રહેને ન પાવે, છનમે હોત અસત રે. મહા૦૩
આપ સમારે આપ હિ પારે, આપ સંહાર કરત રે;
આપ હિ કરતા આપ હિ ધરતા,આપ હિ વિશ્વ ભરત રે.માહા૪
એક સમયમેં સબકુ જાને,અગણિત કાજ કરત રે;

છોટમ અદ્ભુત રચના તેરી, તુહિ સબ ખેલ કરત રે. માહા૦ ૫

## વસંત રાગનાં કીર્તન ૨

### ૨૧૮–કીર્તન પહેલું

જીવન ચપલ જેવું ઝાકળજળ, જન મન જોને વિચારી;
વાદળને જ્યમ વાયુ ચલાવે, તેવી કાયા છે તારી. જીવન૦ ૧
ભોગ સર્વ ક્ષણભંગુર ભવના, સ્વર્ગાદિક સુખ એવું;
થાય જાય પણ સ્થિર નહિ અંતે, ઘનમાં દામિની જેવું. જીવન૦ ૨
પૂર્ણ કળાએ ચંદ્ર પુનમનો, દિન દિન ઘટતો જાય;
એવું જોબન જીવ સર્વનું, અંતે અમાસજ થાય. જીવન૦ ૩
અવ્યક્ત વૃક્ષ અલૌકિક એવું, ખીલે તેમ ખરે છે;
નામ રૂપ ગુણ નાશવંત છે, ઉપજે એજ મરે છે. જીવન૦ ૪
અદ્ભુત ખેલ રચ્યો અવિનાશી, જોતાં પાર ન આવે;
છોટમ પરમ દયાલ પ્રભુનું, ભજન કરી લોને ભાવે. જીવન૦ ૫

### ૨૧૯–કીર્તન બીજું

કઠણ કરાળ કાળ છે કરડો, માન સર્વનું મોડે;
વિષ્ણુ દેહ ધરી જો આવે, તે સરખાને ન છોડે. કઠણ૦ ૧
બ્રહ્મા જેના ભયથી કંપે, જીવનું જોર ન ચાલે;
મરણતણો ભય મોટો માથે, તે સર્વેને સાલે. કઠણ૦ ૨
પર્વત કોરીને કોઇ પેસે, ભૂમિ ઘર કોઇ રહે છે;
લોહ પાંજરામાંહિ લપેટે, તોએ તેજ મરે છે. કઠણ૦ ૩
રોગ દુઃખ સૌ સેવક એના, પ્રાણિમાત્રને પીડે;
સારા ને નરતા સરખા ગણે છે, એમ અઘટતું હીંડે. કઠણ૦ ૪
નિર્દય નિપટ નિરંકુશ એવો, સર્વેને સંતાપે;
છોટમ પૂરણ બ્રહ્મ ભજી લો, તે સ્થળ કાળ ન વ્યાપે. કઠણ૦ ૫

## સોરઠ રાગનાં કીર્તન ૩

### ૨૨૦–કીર્તન પહેલું

સરજનહાર ભજો, રે મન સરજનહાર ભજો;
કોટિ કુકર્મ કરી કરી જગમેં, જમપુર જાત લજો. રે મન૦ ટેક ૧
ઓર દેવ ગુન હે માયાકે, તાકો કોન ગજો;
સબકે સરજનહાર મહાપ્રભુ, તાકી સેવ સજો. રે મન૦ ૨

જેહિ સાધનતે ભવભય ન ટરે, સો કરતુત તજો;
કહે છોટમ કરતારભજનસે, પાવે પરમ મજો. રે મન૦ ૩

૨૨૧-કીર્તન બીજું

નિર્ગુણ નામ જપો, અહનિંશ નિર્ગુણ નામ જપો;
જાતે જ્ઞાન બઢે હિ પ્રભુકો,સો તપ કાયકું તપો.અહનિંશ૦ટેક૧
ધાતુપખાન દેવ કરી પૂજત,જબ તે નામ થયો;
તાકું છાંડ ઓરકુ ભજકે, ક્યું ભવમાંહિ ખપો. અહનિંશ૦ ૨
નામ સુધારસ જીનહિ ચાખ્યો, સો નહિ રહત છપો;
છોટમ નામખડગ કર ધરકે, એ ભવનાશ કપો. અહનિંશ૦ ૩

૨૨૨-કીર્તન ત્રીજું

સદ્ગુરુજ્ઞાન ગ્રહો, અબ મન સદ્ગુરુજ્ઞાન ગ્રહો;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છલ,દુર્ગુન દૂર દહો. અબ મન૦ટેક૧
અવર કલ્પના સકલ છાંડકે, નિર્ગુન લક્ષ્ય લહો;
સૂક્ષ્મ સ્થૂલ પદારથ તજકે,પદ નિર્બાન ચહો. અબ મન૦ ૨
કોટિ કોટિ બ્રહ્માંડરાશિકો, કારન બ્રહ્મ કહો;
છોટમ સતચિદ્ આનંદ ધરમેં, સુખતે જાઇ રહો.અબ મન૦ ૩

---

## ૨૨૩-કીર્તન

સંતો કર્તાની ગતિ ન્યારી, એવું કરી ન શકે દેહધારી. સંતો૦ટેક
કર્તા પ્રભુએ જગત કર્યું છે, સ્થાવર જંગમ કેવું;
બિંદુ બીજમાં અદ્ભુત રચના,અણધડતું નિપજે એવું. સંતો૦૧
જ્ઞાન અગાધ અગાધ કુશળતા, તત્ત્વ કર્યાં જેણે પેહેલાં;
તેની બરાબર કોણે થવાશે, હું બ્રહ્મ કહે છે તે ઘેલાં. સંતો૦ ૨
દેહધારી જે ઘાટ ઘડે તેમાં, જંત્રની કળથકી ચાલે;
દેખે સાંભળે ને સર્વે સમજે તે, થઇ ન શકે કોઇ કાળે.સંતો૦૩
જીવ ઇશનાં કૃત્ય જૂજવાં, ફેર ઘણો છે તેમાં;
જીવનાં કૃત્ય જડનાં જડ રહે છે, ચૈતન ન મળે તેમાં. સંતો૦ ૪
જગત જીવને પંથમાં લેવા, પોતે પ્રભુ કહ્યું જેણે;
કર્મ ભરમની રીતિ ભણાવે, નવું નવ નીપજે તેણે. સંતો૦ ૫
ચૈતનસહિત દેહ જેણે સરજ્યો, તે કર્તા પ્રભુ જાણો;
કહે છોટમ બીજા પંથ ગપોડાં, તે મનમાં રખે આણો.સંતો૦૬

વિભાગ પહેલો સમાપ્ત



# छोटमनी वाणी–विभाग बीजो

## પ્રભાત રાગનાં પદ ૨

### ૨૨૪–પદ પહેલું

હંસ હંસ મહામંત્ર જપો મન, ધ્યાન હૃદયમાં ધારી;
શીશ ઓંકાર બિંદુ દૃગ સુંદર, રવિશશી પંખવસારી રે. હંસ૦૧
આનન દૃગ ચરણ રુદ્રાણી, કાળ બાહુબળ જાનુ;
અગ્નિબરન અંગઅતિ ઉજ્જવલ, રોમ રોમ પ્રતિભાનુ રે. હંસ૦૨
હૃદયકંઠબિચ કમલ અષ્ટદલ, વિહરત હંસ સુભૃંગા;
પલપલમેં પલટાત વૃત્તિમન, બનત બુદ્ધિ બહુરંગા રે. હંસ૦૩
પૂર્વ પેખરી કરત પુણ્યમતી, આલસ અગ્નિ ઉપાવે રે;
દછન કુર કુલ છનમન રુચિ, નિરુતિ પાપ કરાવે રે. હંસ૦૪
પશ્ચિમ પાસ બિલાસ વિષયસુખ, દે ધનદાન ઇશાનુ રે;
મધ્યભાગ વૈરાગ ઉપાસન, કેસર જાગ્રત જાનુ રે. હંસ૦૫
કમલકર્ણિકા પ્રવિશત હંસા, સ્વપ્ન અવસ્થા પાવે રે;
ડોડીમધ્ય છિદ્રમેં હંસા, નિદ્રાવશ હો જાવે રે. હંસ૦ ૬
નાલરંધ્ર તજી નિકસત હંસા, તુરીય અવસ્થા હોઇ રે;
હંસનાદમેં જબ મિલ જાવે, છોટમ ઉન્મુની સોઇ રે. હંસ૦૭

### ૨૨૫–પદ બીજું

તું તો તારૂં આપ વિસારી, કાયાને હું કહે છે રે;
જડસંગે જડ જેવો થઇને, કર્મભાર શિર લે છે રે. તું તો૦ ૧
દેહ અશુદ્ધ મલીન મહાજડ, તું ચેતન ધન અળગો રે;
લોહને અગ્નિ એક મળે છે, તેમ દેહને વળગ્યો રે. તું તો૦ ૨
હૃદયરૂપી સરોવર કહિયે, બુદ્ધિપંકજ તેમાં રે;
ભિન્ન ભિન્ન વૃત્તિ દલ કહિયે, હંસ ચરે છે એમાં રે. તું તો૦ ૩
હકાર શબ્દે બહાર આવે, સકાર અંતર લહિયે રે;
પ્રાણતણી વૃત્તિ છે ન્યારી, પ્રાણાત્મા હંસ કહિયે રે. તું તો૦ ૪

ગુણનું બંધન છે ગુણસુધી, ગુણ તો ત્રિગુણી માયા રે;
દેહરૂપ થઈ કર્મ કરે છે, તેથી ઉપજે કાયા રે. તું તો૦ ૫
અર્ક વાદળામાં અવરાયો, એવું કહે અજ્ઞાની રે;
આવરણ છે પોતાની આંખે, અવળું લે છે માની રે. તું તો૦ ૬
એમ બુદ્ધિ અજ્ઞાને ઘેરી, સત્ય સ્વરૂપ ન ભાસે રે;
છોટમ સહજે મુક્તિ પામે, જે નિજ તત્ત્વ તપાસે રે. તું તો૦ ૭

## આજ સાહેલી મેં તો હરિરસ પીધો, એ રાગ

૨૨૬–ધોળ

નામ સુધારસ જે જને પીધો, લાખેણો લાવો તેણે લીધો રે;
રસ જે જને પીધો૦ ૧ ટેક
આસન વાળી જોયું ત્રિકુટીએ ન્યાળી,
પૂર્વનાં પાપ નાખ્યાં બાળી રે. રસ જે જને પીધો૦ ૨
ગંગા ને જમુનામાં નેહથી ન્હાયો,
સોહં હંસ લખાયો રે. રસ જે જને પીધો૦ ૩
ચૈતન્યસિંધુ સહજે શૂન્યમાં ભાસ્યો,
પૂરણ પુરુષ પ્રકાશ્યો રે. રસ જે જને પીધો૦ ૪
ધનવિના ગાજે ને વાજાં રે વાજે,
ઝળહળ જ્યોતિ વિરાજે રે. રસ જે જને પીધો૦ ૫
મોટા મુનીવર જેને ધ્યાનમાં ધારે,
તે પ્રભુ વસે ઉરમાં મારે રે. રસ જે જને પીધો૦ ૬
અવર ઉપાસે તેને એ સુખ ક્યાંથી,
તૂપ ન જડે જલમાંથી રે. રસ જે જને પીધો૦ ૭
છોટમ સદ્‌ગુરુ મલશે રે જેને,
અખંડાનંદ ઉપજે તેને રે. રસ જે જને પીધો૦ ૮

## રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં એ રાગ

૨૨૭–ધોળ

જી રે માતા ભલી રે મદાલસા, પ્રેમે પુત્રોને પોષ્યું છે જ્ઞાન;
ટાળ્યું અભિમાન, હેતે ગાયાં હાલરાં. ટેક ૧
અરે કુંવર રૂવે શા કારણે, તું છે શુદ્ધ ચિદાનંદ ધામ;
કલપ્યું અહુણા નામ,. હેતે ગાયાં હાલરાં. ૨

નથી જન્મ મરણ સુત તાહરે, કહેવામાત્ર તું ભૂપ કુમાર;
એ ભૂત વીકાર, હેતે ગાયાં હાલરાં. ૩
ગુણ વિકલ્પ વિવિધ પ્રકારના, પંચભૂતોના ઇંદ્રિયો માંય;
વિષય સૌ ત્યાંય, હેતે ગાયાં હાલરાં. ૪
આ તો દેહ લોષ્ઠ સમતોલ છે,એ તો ન હોય તારૂં સ્વરૂપ;
એ તો ચિદ્રૂપ, હેતે ગાયાં હાલરાં. ૫
અન્ન ઉદકનું પોષણ આપતાં, વધે દિન દિન સઘળે દેહ;
ઘટે વળી તેહ, હેતે ગાયાં હાલરાં. ૬
હોય ભૂત તે તાજાં ને દૂબળાં, નથી તારે તો વૃદ્ધિ ને હાણ;
નિશ્ચય કરી જાણ, હેતે ગાયાં હાલરાં. ૭
તારો દેહ જાણે જેવી કાંચળી, તેને મૂઢ માને નિજ આપ;
તેને પુણ્ય પાપ, હેતે ગાયાં હાલરાં. ૮
કરે કર્મ શુભાશુભ એવડે, મદમોહ મહા દૃઢ બંધ;
તજે નહિ અંધ, હેતે ગાયાં હાલરાં. ૯
કોણ તાત વળી સુત કોણ છે, કોણ માતા ને વનિતા છે કોણ;
જૂઠું સૌ જાણ, હેતે ગાયાં હાલરાં. ૧૦
કોણ આપ વળી પર કોણ છે, એ તો દીસે છે પાંચે ભૂત;
દીસે તૂતે તૂત, હેતે ગાયાં હાલરાં. ૧૧
દુઃખરૂપ અંતે સૌ ભોગ છે, તેને માની લે છે સુખ મૂઢ;
પછી દુઃખ પ્રૌઢ. હેતે ગાયાં હાલરાં૦૧૨
સુખ સુંદરીનું પણ તુચ્છ છે, મળમૂત્ર ને માંસનું ગેહ;
અધમ અતિ દેહ, હેતે ગાયાં હાલરાં. ૧૩
જી રે વાહન જેવો આ દેહ છે,તેમાં અવર પુરુષ આરૂઢ;
ગુણાતીત ગૂઢ, હેતે ગાયાં હાલરાં. ૧૪
મિથ્યા જીવ માને તનુ માહરૂં, જેમ શકટતળે જાય શ્વાન;
આણે અભિમાન, હેતે ગાયાં હાલરાં. ૧૫
કહે છોટમ ધન્ય એ માતને, જેણે ચેતાવિયા સુત ચાર;
થયા ભવપાર, હેતે ગાયાં હાલરાં. ૧૬

૨૨૮-ધોળ રાગ ફેર

અંશભેદ તમે સાંભળો ભાઈ, તેથી જડે જીવ શિવની સગાઇ;
કર્તા પ્રભુની અધિક ચતુરાઇ તો જોતામાં પાર જડે નહી રે.૧

પંચમહાભૂતરૂપે છે માયા, અંશ તેના ચાર ખાણની કાયા;
ચૈતન કર્તા છે પ્રભુ રાયા તો, તેનો પ્રવાહ ખડે નહી રે. ૨
કારણરૂપ તે વૈરાટ જાણો, કારજ ચારે ખાણો પ્રમાણો;
અંશ અંશી એમ ઉરમાં આણો,તો જીવ ને શિવ બે જાણજો રે.૩
અધર ઉગેલી વેલી મેં ભાળી, મૂળ અરૂપ ને ડાળી રૂપાળી;
ફળ અવનવાં ને દીસે રસાળી તો અર્થ એનો ઉર આણજો રે.૪
વેલીનું પોષણ ફળમાંહે આવે, જેવું બાલક નિજ માતાને ધાવે;
રૂપ રંગ ગુણ જુજુવા લાવે,તો કોઇ કોઇ સરખું મળે નહી રે. ૫
શબ્દ ભર્યો છે શૂન્યમાં દરિયો,અંશ તેનો જુઓ કાનમાં ઠરિયો;
એમ સ્પર્શરૂપ રસ ગંધ વરિયો,તો એક બીજામાં ભળે નહી રે.
છોટમ એમ વિચારીએ જ્યારે, ખટપટ ખોટી ટળી જશે ત્યારે;
સહજે પ્રભુ સૌ કારજ સારે, તો ભ્રાંતિ ટળી જાય ભેદની રે. ૭
તત્ત્વમસિ પણ તેમજ કહે છે, ઈશ્વર જીવ તે માયાવડે છે;
માયા તજે તો બ્રહ્મ રહે છે તો,વાત ભલી છે વેદની રે. ૮

૨૨૯–ધોળ રાગ સદર

વસ્તુવિચાર કરી લોને વા'લા, આવ્યા તેવા શું જાઓ છો ઠાલા;
ભૂલ્યે ખમો છો જમતણા ભાલા,તો જવાળાવળી ત્રણતાપની રે.
પંચમહાભૂત સ્થુલ થયાં છે, પિંડ બ્રહ્માંડમાં એક રહ્યાં છે;
વ્યષ્ટિ સમષ્ટિ સમાન કહ્યાં છે તો,વૃક્ષ ઘણાં વન એક છે રે. ૨
વ્યષ્ટિ ચોરાશી લાખની સૃષ્ટિ,સર્વે મળી વૈરાટ સમષ્ટિ;
સમજી શકે નહિ તે લઘુ દૃષ્ટિ, તો પંચભૂત એકતાર છે રે. ૩
પંચ વિષય દશ ઇંદ્રિયો ગ્રહિયે, અંતઃકરણચતુષ્ટય લહિયે;
સૂક્ષ્મ દેહ તો તેને કહિયે તો, હિરણ્યગર્ભ સમષ્ટિમાં રે. ૪
કારણ દેહ અવ્યાકૃત કહાવે, તેમાં તમોગુણ આગુવો આવે;
તે થકી સૂક્ષ્મ સ્થુલ બનાવે તો,ચૈતન ઈશ્વર જાણજો રે. ૫
કારણોપાધિમાં ચૈતન આવે, ઇશ્વરનામ તો તેનું ઠરાવે;
કાર્યોપાધિ તો જીવ કહાવે તો, છોટમ અળગો બ્રહ્મ છે રે. ૬

## ૨૩૦–રાગ ગરબી

જીવ વેપારી વાણિયો રે, જુઓ જીવ વેપારી વાણિયો.
આનંદમૂળ પોતાનું ભૂલી રે, ફરે ચોરાશી ખાણિયો રે.જુઓ ૧
પાંચાલ દેશમાં પ્રીતથી પેઠો રે,તીરમાં ડેરો તાણિયો રે.જુઓ૦૨

ખટ વાણોતર ખોળીને લીધા રે,આપે ભરૂંસો આણિયો રે. જુ૦
મળ્યો દલાલ એક દુર્મતિ એને રે, જૂઠાનો ભેદ ન જાણિયો.જુ૦
વે'મ કુસંગની મળી વખારો રે,બાનું આપીને માલ બાંણિયો. જુ૦
કૂડાં કર્મના કોથળા ભારે, પાપી થયો છે પ્રાણિયો રે. જુ૦
વિષયવિકારનાં વહાણો ભરીને રે, અડધે દરિયે આણિયો રે. જુ૦
વમલ પડેલું વાહણ ફરે છે રે, જેમ ઘાંચીની ઘાણિયોરે. જુ૦
ચિંતા ને શોકનાં વાદળ ચઢિયાં રે, તૃષ્ણાની લહરે તાણિયો રે. જુ૦
ભેદવાદરૂપી ભમરા વળે છે રે, કથે કર્મની કહાણિયો રે. જુ૦
ઉતરવાનો આરો ન સૂઝે રે,ગુરુ—ઉપદેશ ન જાણિયો રે. જુ૦
અનેક દેવનું કરે આરાધન રે,હાથે વેઠે ઘણી હાણિયો રે. જુ૦
અજ્ઞાનરૂપી થયું અંધારૂં રે, એકે ન સૂઝે એંધાણિયો રે. જુ૦
સત્ય શબ્દનું સુકાન ભૂલ્યો રે, ભવસાગરમાં ભૂલાણિયો રે. જુ૦
એક નાવ ભાગ્યુ ત્યારે બીજામાં બેઠો રે,એમ અનેકમાંઠાણિયોરે.જુ૦
કોટિ કલેશમાં કહિ જુગતી ત્યારે, નરદેહ નાવ પ્રમાણિયો રે. જુ૦
જ્યાં જ્યાં જાય ત્યાં કર્મ કરે છે રે, જમના દૂત છે દાણિયો રે. જુ૦
ખરા વિચારના ખારવા મળિયા રે,એણે તે આરે આણિયો રે.જુ૦
પાપના ભાર કાલાપાણીમાં નાખ્યા રે,સુકર્મનો સઢ તાણિયોરે.જુ૦
જ્ઞાનદિવાકર ઉગ્યો જ્યારે રે, જગકર્તા પ્રભુ જાણિયો રે. જુ૦૨૦
લાખેણો લાવ હરિભકિતમાં લીધો રે,છોટમમહાપદમાણિયોરે.જુ૦

## ૨૩૧–રાગ સદર

ધારિયે ધારિયે ધારિયે રે પ્રભુધ્યાન હૃદયમાં ધારિયે. પ્રભુ૦ ટેક
મનુષદેહ મહામોંઘો પદારથ રે, હાથે કરી નવ હારિયે રે. પ્રભુ૦ ૧
સાચો ધર્મ સદ્દગુરુ સમજાવે રે,તન મન ધન ત્યાં વારિયે રે.પ્રભુ૦ ૨
ચોરી જારી ને ચાડી ન કરિયે રે,જીવતા જીવ ન મારિયે રે. પ્રભુ૦ ૩
પાપી પુરુષની પાસે ન રહિયે રે,તત્ત્વવિચાર વિચારિયે રે. પ્રભુ૦ ૪
ભાવે ભાવે ભલા ગ્રંથ ભણીને રે, કાજ પોતાનું સારિયે રે. પ્રભુ૦ ૫
વિષયવિલાસમાં વાહ્યા ન જઇએ રે,મનમાંથી મોહ મારિયેરે.પ્રભુ૦ ૬
ભુંડા વિચારમાં મન ન ભમાવિયે રે,ઠીક ઠેકાણે ઠારિયે રે. પ્રભુ૦ ૭
આચાર્યનો ઉપદેશ લઇને રે, એક પલક ન વિસારિયે રે. પ્રભુ૦ ૮
ભવસાગર મહામોટો ભયંકર રે,તેમાંથી આપને તારિયે રે.પ્રભુ૦ ૯
ગંગા ને યમુનાવચ્ચે રહિને રે, અમરમંત્ર ઉચ્ચારિયે રે. પ્રભુ૦ ૧૦

છોટમ સર્વ પ્રભુને સોંપી રે, સઘળો જન્મ સુધારિયે રે. પ્રભુ૦ ૧૧

## ૨૩૨–ખ્યાલી છંદ

પડયો પાંજરે પોપટ બોલે, રામ રામ મુખ રટતો જી.
મોહન માનમદમાયામમતા,દ્વેષ કલેશ નથી મટતો જી. પડયો૦ટેક
જો અંતરમાં હોય અવિદ્યા, રામનામ નથી ફળતું જી;
પાવક તરત દહે સૂકાંને, પણ લીલું નથી બળતું જી. પડયો૦ ૨
નામ ભૂપનું લેજ ભાવથી,આજ્ઞા એની ખંડે જી;
નામબળે અપરાધ કરે તો, દોષ જોઇને દંડે જી. પડયો પાંજરે૦ ૩
જેવી તુજને રામા વહાલી,રામ નથી કાંઇ તેવો જી;
તેથી બંધન ન ટળે તારૂં,રહે એવો ને એવો જી.પડયો પાંજરે૦૪
રૂડું નામ રામનું લે છે, નામીને નથી લહેતો જી;
કહે છોટમ તે જીવ જનાવર,વેહેતા સાથે વહેતોજી.પડયોપાંજરે૦૫

## ૨૩૩–રાગ લાવણી

તેરા સ્વરૂપ વિસર તું ગયા, ગાફલ કયું મનકે વશ ભયા. ટેક
એ મન વિશ્વ રચી દર્શાવે, રૂપ વિચિત્ર અનેક બનાવે;
પીછે ખગાકાર કોઈ જાવે, દાનવ માનવ દેવ નાગ ખગ;
રચે નિરંતર નયા, ગાફલ કયું મનકે વશ ભયા. ૧
આદિ પુરુષ ઓર મહામાયા, મન ઉપજાવત તીનકી કાયા;
જાતે હરિ હર બ્રહ્મા જાયા, સ્થાવર જંગમ જગત ચરાચર;
સબ મનસેં હો ગયા, ગાફલ કયું મનકે વશ ભયા. ૨
સાધકે સાધન સિદ્ધિ સોઈ, મન દાતા મન ભોક્તા હોઇ;
મનબિન ઓર દેવ નહિ કોઇ, જોગ જાગ જપ તીર્થ ત્યાગ તપ,
મન કારણ હો રહ્યા, ગાફલ કયું મનકે વશ ભયા. ૩
મન અરૂ પારા ચંચલ દોઈ, તાકું બાંધી જાને કોઇ;
ઉડયા જાય ગગનમેં સોઈ, મૂર્ચ્છિત હુવા સો રોગ નિવારે,
જાવે કરસે ગ્રહ્યા, ગાફલ કયું મનકે વશ ભયા. ૪
શૂદ્ર મિરાશી મારે કોઇ, ભખે તરત અજરામર હોઇ;
જીવ મીટી શિવ હોવે સોઇ, છોટમ મન પારાકું મારે,
જો હોય ગુરુકી દયા, ગાફલ કયું મનકે વશ ભયા. ૫

## ૨૩૪–રાગ કેર

એ જગ સકલ રેનકા સપના,જાગ્યા પીછે નહિ કોઇ અપના. ટેક
જોગી હોઇ જંગલમેં રહેના, અઘોર તપમેં તપના;
સુપનેમેં સ્વર્ગાદિક વૈભવ,જાગ્રતમેં નહિ અપના. એ જગ૦ ૧
સુપનેમેં જમકા ભય માન્યા, દેવદેવીકું જપના;
જાગ્યા તો જમકા ભય ભાગા,મિથ્યા ભયી કલ્પના.એ જગ૦ ૨
સુપનેમેં રાજા હોઈ લડના, દેશ રખનકું અપના;
જાગ્યા જબ જેસાકા તેસા,નહિ ખડગ નહિ ખપના. એ જગ૦ ૩
સુપને પુત્ર મુવા વંઝાકા, રોઈ રોઈ અંતર તપના;
છોટમ શોક ગયા જાગેસેં, નહિ કોઈ સ્થિર કરી થપના.એ જગ૦૪

### ૨૩૫–રાગ સદર

નિશ્ચય મિટે ચપલતા મનકી, જો ઝડી લાગે બ્રહ્મભજનકી. ટેક
સ્થિર સ્થંભ નહિ જાય વાદળી, રેલ મચે જબ ઘનકી;
શીતલકારી હોય સકલકું, બાઢે શોભા બનકી. નિશ્ચય૦ ૧
કાચ કથીર સજે તન ઉપર, જો નારી નિર્ધનકી;
પારસ કે ચિંતામણિ પાવે, જાય દુરાશા જનકી. નિશ્ચય૦ ૨
મન હોય નિર્મલ બ્રહ્મધ્યાનસે, તો ગતિ હોય ગગનકી;
કોટિ કોટિ તીરથફલ પાવે, મોજ મિલે મહાધનકી. નિશ્ચય.૦ ૩
જ્યું રસાયણી રસકું મારે, કરે ડલી કંચનકી;
છોટમ મન ઉન્મન કરી રાખે, સો લહરી તનકી. નિશ્ચય૦ ૪

---

## ૨૩૬–રાગ ધુન્ય ગોડીની

જીને પિયા પ્રેમરસ પ્યાલા હે.
અષ્ટપ્રહર આનંદમગનમાં, ઘુમત રહત મતબાલા હે.જીને૦ ૧
રોમ રોમમાં રહત ખુમારી,નિર્મલ નયન રસાલા હે. જીને૦ ૨
ગગનાકાર તાર ના ત્રૂટે નિરખત,જ્યોતિ ઉજાલા હે. જીને૦ ૩
ર લ સૂક્ષ્મ કારણપર મનવા,દેખત અદ્ભુત પ્યાલા હે.જીને૦ ૪
એકમેવ અદ્વૈત હો રહા, દ્વૈતભેદ સબ ટાલા હે. જીને૦ ૫
છોટમ સુખસાગર દર્શાવે, સો ગુરુ પરમ દયાલા હે. જીને૦ ૬

### ૨૩૭–રાગ સદર

હરિનામ રટન કર મૂઢ મના,
મૂઢમના જડતુલ્ય જના, હરિનામ રટન કર મૂઢ મના. ટેક

પરનિંદા પરદ્રોહ કપટસેં, કરત નિરંતર કોટી ગુના. હરિ૦ ૧
માત તાત વનિતા સુત બાંધવ,અંતકાલ કોઈનહિઅપના.હરિ૦ ૨
રાજ સાજ સુખ સંપતિ સારી, સકલ નિંદકા હે સુપના. હરિ૦ ૩
જૂઠા બેન બકત નિસવારથ, દગ્ધ ભયી મુખમેં રસના.હરિ૦ ૪
અબ સબ પરત પાવમેં તેરે, અંતપરેગા સો ધસના. હરિ૦ ૫
દમી દમી જીવ દામ બહુ દાટે,તોહુ ન તૃપ્ત ભઇ તૃષણા. હરિ૦
છોટમ સકલ પ્રપંચ છાંડકે, રામ રામ નિશદિન જપના. હરિ૦ ૭

૨૩૮—રાગ સદર

ગફલતમેં અવસર કયું ખોયા, ટેક
ચલનકુ પંથ વેદ મત તજકે, જાવેગા જમપુર રોતા. ગફ્લ૦ ૧
આ નરદેહ ક્ષેત્ર પ્રભુ દીના, તજી સૂતરકુ બાવલ બોતા. ગફ્લ૦ ૨
તજી સતસંગ ગંગજલ નિર્મલ,કર્મ કીચમેં મન ધોતા.ગફ્લ૦ ૩
શ્રૌતધર્મ સુરધેનુ છાંડકે, કલ્પિત મન ખરી કયું દોતા.ગફ્લ૦ ૪
તારકમંત્રતત્ત્વ નહિ બૂઝયા, ખાવેગા ભવમેં ગોતા. ગફ્લ૦ ૫
કોન દેહ તું કાંસે આયા, કહાં ઉડ જાવેગા તોતા. ગફ્લ૦ ૬
કહે છોટમ પરબ્રહ્મ ભજી લે,સો ભવજલતારન પોતા.ગફ્લ૦ ૭

---

## ૨૩૯—ગગનમેં જાત ચલી, એ રાગનું પદ

તેરા દિલમેં દિલદાર, દેખ લે વિચાર કરી;
જાકા કોય ન પાવે પાર, રહે મુનિ ધ્યાન ધરી. ટેક
પંચભૂત વૈરાટમેં રે, ચોરાશી લખવાતી;
જેસે એક ભૂમિમેં ઉગે, તરૂલતા તૃણ જાતી. દેખ લે૦ ૧
ઘટ ઘટમેં મનકા મત ન્યારા, બુદ્ધિભેદ અપારા;
એક નીરસે બાગ બનાયા,સ્વાદ સુગંધ રસ ન્યારા.દેખ લે૦ ૨
માયા કારણ વિશ્વકા રે,ઘોર રૂપસે કહિયે;
સ્થાવર જંગમ દેહ સકલમેં, નિદ્રા એક રસ લહિયે. દેખ૦ ૩
સ્થૂલસૂક્ષ્મ કારણથકા રે, અહં બ્રહ્મ આધા;
અણુ આદિક બ્રહ્માંડમેં રે; પ્રોયા સોહંબ્રહ્મધાગા.દેખ લે૦ ૪
સગુન રૂપ સાકાર ભજે સો, હે મનકા કહરાયા;
મનુવા જો ઉન્મુન હુવા તો,રૂપરંગ નહિ કાયા. દેખ લે૦ ૫
શૂરા વીંધે શબ્દકુ રે, ઓર ચિત્ત ના આવે;
જન છોટમ જંજાલ છાંડકે,તુરત પરંમ પદ પાવે. દેખ લે૦ ૬

## ૨૪૦–રાગ ગોડી

આનંદસાગર સોઇ સંતો ભાઇ, આનંદસાગર સોઇ;
જિહાં દ્વૈત રહે નહિ કોઇ, સંતો ભાઇ આનંદસાગર સોઇ.ટેક૧
સોહં હંસ જિહાં લય પાવે, અનહદ જ્યોતિ શમાવે;
આનંદસાગર જો જન પાવે, સો ભવમેં ના આવે. સંતો૦૨
જનક સનક શિવ શેષ શુકાદિક,સો સાગરકે મીના;
દત્ત ઋષભ સો ગ્રાહ બડે હે,જિનહિ પરમ પદ ચીના.સંતો૦૩
સો સાગરકી લહરિ નિરંતર,આવત સબ ઘટમાંહિ;
જન છોટમ વિરલા જન જાનત, ઓરનકું ગમ નાંહિ. સંતો૦ ૪

---

## ૨૪૧–રાગનાં પદ

જો તું માનત હે કરી મેરા, તામેં કોન પદારથ તેરા જી. ટેક
રજવીરજકા દેહ બનાયા, પંચભૂતકા ડેરા. તામેં૦ ૧
હાડ પંજરા ચામ લપેટા, મલ ભરિયા બહુતેરા;
નવે દ્વારસે નિકસત સારા, હે દુર્વાસ ઘનેરા. તામેં૦ ૨
મનબુદ્ધિ અહંકાર ચિત્તમેં, પંચ વિષય રહે ભેરા;
એ લાલચમેં તું લપટાયા, આપ ન લહ્યા અનેરા. તામેં૦ ૩
જન્મ જરા દુઃખ રોગ શોક ભય, ધર્મ સકલ વપુકેરા;
પેટકાજ બહુ પાપ કરત હે, ફિરત કર્મકા ફેરા. તામેં૦ ૪
દેહ ઇંદ્રિ મન પ્રાણ નહિં તું, રૂપ ચિદાનંદ તેરા;
કહે છોટમ નિજ રૂપ વિચારે, ફિરે ન ભવમેં ફેરા. તામેં૦ ૫

### ૨૪૨–રાગ સદર

ના હરિ ભજ્યા સજ્યા નહિ સુકૃત,જૂઠે જન્મ વિગોયા હે;
મનુષદેહ દેવકું દુર્લભ સો પામર તેં ખોયા હે. ના હરિ૦ ૧
અમૃત નામ પ્રભૂકા તજકે,બીજ ઝેરકા બોયા હે;
વારંવાર૰ગયા જમકે કર, માર પડયા જબ રોયા હે. ના૦ ૨
એક ઘડી પ્રભુનામ સમરકે, પાપપંક ના ધોયા હે;
દામ ચામમેં દિલ ડહેકાયા,આતમ તત્ત્વ ન જોયા હે. ના૦ ૩
જર જોરૂકે કારન જગમેં, બોજ પાપકા ઢોયા હે;
કામધેનુ હરિભકિત છાંડકે, દૂધ ખરીકા દો'યા હે. ના૦ ૪
પ્રકાશરૂપ પ્રભુકા તજકે, જુવતીકા તન જોયા હે;

કહે છોટમ કલિ કુટિલ જીવડા, યું માયામેં મોયા હે. ના૦ ૫

## ૨૪૩—ખ્યાલ

હે જગ સકલ કાલકા ફંદા,ન્યારા એક સચ્ચિદાનંદા.હે જગ૦ ૧
નામ રૂપ સબ મિથ્યા માયા, દેહ રચત હે ગંદા;
તામેં ભાસ બ્રહ્મકા આયા,જ્યૌં જલ ભીતર ચંદા. હે જગ૦ ૨
મિથ્યા જીવ કરત હે મમતા,આપ ન ખોજત મંદા;
પેટકાજ પરપંચ રચત હે, છાના કરત કુછંદા. હે જગ૦ ૩
સત્ય નામકા સંગ ન છોડે, સો જન પ્રભુકા બંદા;
કહે છોટમ પરબ્રહ્મભજનસે,પાવે પરમ આનંદા. હે જગ૦ ૪

## ૨૪૪—લાવણી

તેરા તન તંબુરા બડા, તુંબા હાડ ચામસે મઢા. ટેક
નાભી ઓર નાસિકામાંહિ, ઇડા પિંગલા સુષુમના જ્યાંહી;
તીન તાર બાધે હે તાંહી, પરા પારસે પુરુષ બજાવે;
હોત નાદ ઝડ ઝડા,કે તેરા તન તંબુરા બડા. ૧
તીન આંગુરી તાર ચલાવે, જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ પાવે;
અક્ષર બાવન દોમેં ગાવે, નિદ્રામેં ઓંકાર એકલા;
ગાજત હે ધડ ધડા, કે તેરા તન તંબુરા બડા. ૨
એસા તન તંબુરા પાયા, જો કર્તાકા ગુન ગાયા;
તાકું ઠગે ઇશ્વરી માયા, વાર વાર સો માર ખાત હે;
જ્યું ગેડીસે દડા, કે તેરા તન તંબુરા બડા. ૩
બાજે નાદ અનાહત જ્યાંહી, ધારી રાખે ચિતકું તાંહી;
ભેટે જાય બ્રહ્મ કે માંહિ, કહે છોટમ ત્યાંહાં રહે લોભાહી;
મન ચંચલ માંકડા, કે તેરા તન તંબુરા બડા. ૪

## ૨૪૫—રાગ ગોડીની ધુન્ય

એસા જગમેં હરિકા બંદા, અલગા રહે સકલસે ખંદા;
ગંદા જલમે ચંદા ભાસે, દાગ લાગે નહિ જલહંદા. એસા૦ ૧
બંદા સો પ્રતિબિંબ દેહમેં, ગગન ચંદસમ ગોવિંદા. એસા૦ ૨
જળ ડોલત પ્રતિબિંબ હિ ડોલે, મૂઢ કહે ડોલત ચંદા.એસા૦ ૩
જલજંતુ જલમાંહી દેખકે, આપસમાન ગિને ચંદા. એસા૦ ૪
મરત જાલમેં મીન બિચારે, ચંદા સો ન પરે ફંદા. એસા૦ ૫
મલિન દેહ વિશુદ્ધ મતા હે, પરમ શુદ્ધ ચૈતન ચંદા. એસા૦ ૬

છોટમ એહિ વિવેકવિચારે, ગર્વ તજે દેહકા ગદા. એસા૦ ૭

૨૪૬–રાગ સદર

હરદમસે હરિ ભજ લે બંદા, ભૂલે મત ગાફલ ગંદા. હરદમ૦ ૧
એ દમતોલ ન મોલ જગતમેં, સો મિથ્યા ખોવે મંદા. હર૦ ૨
એ દમમેં હરિહર અજ રહેતા, એ દમમેં સૂરજ ચંદા. હર૦૩
એ દમમેં ગંગા ઓર જમુના, શારદ ઓર સકલ છંદા. હર૦૪
એ દમમાંહિ હંસ બિરાજે, પ્રકટ કરે પરમાનંદા. હરદમ૦૫
બુદ્ધિ હંસી આતમ હંસા, બાવન અક્ષર બોલદા. હરદમ૦૬
કહે છોટમ એહિ ભેદ સમજ કે, ભજ ભગવંત કરુણાકંદા. હર૦૭

૨૪૭–રાગ સદર

જૂઠા સબ જગત તમાશા હે,
મૃગજલ પૂરન ભરોસા દીસે, પીવન દારત પ્યાસા હે. જૂઠા૦ ૧
બાજીગરને બાગ બનાયા, ફૂલ ઓર ફલ ખાસા હે. જૂઠા૦ ૨
એક ઘડી પીછે ધુરી ઉડાવે, એસા સકલવિલાસા હે. જૂઠા૦ ૩
જેવરીમાંહિ સર્પભય માની, પાવત મનમેં ત્રાસા હે. જૂઠા૦ ૪
અંધકાર દુઃખ દેવત જનકું, ભાનુ ઉદય નહિ ભાસા હે. જૂઠા૦૫
કહે છોટમ પરબ્રહ્મ પ્રકાશા, છૂટ ગયા ભવપાશા હે. જૂઠા૦ ૬

---

## ૨૪૮–નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ રાગ

નાથ તુમ કોટિક અધમ ઉધારે, જન આયે જો શરન તુમારે;
નાથ તુમ કોટિક અધમ ઉધારે. ટેક ૧
શવરી શ્વપચ ગીધ ગજ ગુનિકા, ઓર અજામિલ તારે;
ઢીમર યવન કિરાત પારધી, સો પ્રભુ ધામ સિધારે. નાથ૦ ૨
માતાકી ગતિ પાઇ પૂતના, જીને બહુ બાલક મારે;
દાનવ દુષ્ટ રીંછ કપિ જેસે, સોઇ મુક્ત કરી ડારે. નાથ૦ ૩
નામમાત્રસે ઘોર પાતકી, પરમ પુનિત કરી ડારે;
જો ગતિ દીની જોગી જતીકું, સો ગતિ પાયે બિચારે. નાથ૦ ૪
નામ આધાર રહે નિસવાસર, ઓર કરમ સબ ટારે;
અતિ પાતિકો ગર્વ છાંડકે, હો રહે દાસ તુમારે. નાથ૦ ૫
આરતહરન બરદ હે જાકો, બેદપુરાન પુકારે;
છોટમ પરમ કૃપાળ પ્રભુ, તુમીં કાયકું મોયે બિસારે. નાથ૦ ૬

---

## ૨૪૯-અથ શ્રીરણછોડજીનો પ્રબંધ લખ્યો છે.

જય જય શ્રીરણછોડ છોગાલા, દેવ દયાલુ ડાકોરવાલા,
ઘોર પાપમય કલિજુગ આયા, વર્ણાશ્રમકા ધર્મ નસાયા;
ભક્તિ ધર્મ દુઃખિત હોઈ હારે,સો પ્રભુ આગે જાઇ પુકારે. ૧
અરજ સુનત પ્રભુજી ચલી આએ, ડંકપુરીબિચ ધામ બસાએ;
સરસ ગોમતી સર સુખદાઇ, તીર્થ અનેક બસે તિહાં આઇ. ૨
પાવન સલિલ સુભગ જશ ગંગા, ખીલે કમલ વિપુલ બહુ રંગા;
કમલ કમલપર ગુંજત ભૃંગા, બરન બરન જિહાં બસે વિહંગા.૩
બાંધે ઘાટ ચાર દિશ સુંદર, તીર તીર દેવનકે મંદિર;
સિદ્ધ મુનીંદ્ર જોગિ જન જે તે, આઇ રહે સબ તટપર તે તે. ૪
સાધુસંત અનંત સુજાના, બાંધી રહે નિજ નિજ સુરથાના;
શંખનાદ રણશૃંગ બજાવે, નાચે ગાવે તાન મિલાવે. ૫
અતિ સુખ પાવે, ઘંટ ઓર ઘડિયાળ રણકે;
ઝાલર ઝમકે, રૂમઝુમ ઝમાક; ડિમડિમ ડિમાક.
ડંકા બાજે નોબત ગાજે, અતિભલ રાજે;
મૃદંગ કાંસી, તાલ ખંજરી,
રવાજવીણા, ઓર મંજીરા, સંતસધીરા; ગોમતી તીરા.
ઠોર ઠોર આનંદકંદકે ગાવત ગીત રસાલા,
જય જય શ્રીરણછોડ છોગાલા દેવ દયાલુ ડાકોરવાલા. ૧
ડંક ઋષિકો આશ્રમ જયાંહી,દેવ મહેશ ગણેશ હિ તાંહી;
સન્મુખ શ્રીરણછોડ બિરાજે, પરમ મનોહર દેવલ રાજે.
કનક કલશપર ધ્વજા ફરફરે, નાદ ગરગડે;
ભેરી દુંદુભી,અરૂ સરણાઇ, ઝાંઝર ઝાલરી અતિ સુખદાઇ;
દીપકમાલા, બને વિશાલા, કંચન જાલી શોભાવાલી,
જડિત પ્રવાલી, મણિગણ મોતી, પરમ ઉદ્યોતી.
જલહલ જયોતી, જ્યું નભમંડલ ઉડુગણ જેસે;
મંડપમધ્ય લગે મણિ તેસે, સિંહાસનપર શામ બિરાજે.
જાકે દર્શનતે દુઃખ ભાજે, શોભા નિરખી, કામશત લાજે;
મુકટ મનોહર હીરા ઝલકે, કુંડલ લલકે,ઉર બનમાલા.
નયનવિશાલા, રૂપ રસાલા, જરકે જામા,છબી ઘનશામા;
પૂરણ કામા, જન અભિરામા; અતિ સુખ ધામા, ઉદાર નાસા,

મંદ સુહાસા,કરત વિલાસા;નંદ સુનંદા,સેવકવૃંદા,પ્રભુ મુખચંદા,
અતિ સુખકંદા, કમલા ગરુડ આદિ સબ જે તે.
સેવા કરત નિરંતર તે તે, શંખ ચક્ર અરૂ ગદા પદ્મ;
આનંદ સમેકો ધ્યાન ધરત હે, પાવ પરત હે.
નિરખત નિશદિન શ્રીધનશામ મતવાલા,
જય જય શ્રીરણછોડ છોગાલા, દેવ દયાલુ ડાકોરવાલા. ૨
પાવન ડંકપુરી ભઇ કેસી, મથુરા ઓર અયોધ્યા જેસી.
સાધુ બ્રાહ્મણકા જ્યાં બાસા, કરત સદા એ વેદવિલાસા;
કેતેક જ્ઞાની, કેતેક ધ્યાની, કેતેક પડે પોથી પુરાની.
કોઈ કોઈ ગાવે, તાલ બજાવે, અતિ સુખ પાવે, પ્રભુ રીઝાવે,
દેશ દેશકે, ગામ ગામકે, ધામ ધામકે, નર અરૂ નારી;
મિલત અપારી જોગ ધરાવે, હાર ચઢાવે,પ્રેમ બઢાવે,
પ્રભુજશ ગાવે, આરતીસમે નાદ ધમધમે, ધરા ધમધમે.
પડત હે દડા,માર ધડ ધડા,પડે હોય ખડા;
હોય જો બડા ખાત લથડા, જોર કર ધસે,
પ્રભુ મન હસે, સોર કરત હે, ચોર ફીરત હે, કંઠી ત્રોડે.
બાહુ મરોડે, ગંઠી છોડે, રહત નાહિ ભાન, પ્રભુમેં ધ્યાન.
ત્રોડ લે કાન, અહો ભગવાન,લોક હેવાન,કરત બહુ જાન;
વાર વાર પોકાર કરત હે કોઇ બુઢા કોઈ બાળા.
જય જય શ્રી રણછોડ છોગાલા દેવ દયાલુ ડાકોરવાલા. ૩
આસો માસ પૂર્ણિમા આવે, લોક અનેક તિહાં ચલી આવે;
ડંકપતીકો દરશન પાવે, ભાતિ ભાતિકે ભેટ ધરાવે;
નાચે ગાવે તાન મિલાવે, અતિ સુખ પાવે.
મોદ બઢાવે, પ્રભુજશ ગાવે, નગર નગરકે,દેશ દેશકે, ગામ ગામકે,
મિલે મંડલી, બેઠી કુંડલી, બજે જીંગલી, તુહિ તુહિ તુહિ તુહિ
તાન મિલાવે મૃદંગ ગાજે,કાંસી બાજે,બને કનૈયા;
તાથેઈ થેઈયા, ભક્ત ભવૈયા, નૃત્ય કરૈયા, ગોપીકા રાસ.
બને ચોપાસ, હરખ ઉલ્લાસ, પ્રભુ કે દાસ;
ધરત વિશ્વાસ, હોત અઘનાશ, પૂરે મન આશ, કટે ભવત્રાસ.
ભલે સબ કહે, પ્રેમપૂર વહે, દોષકું દહે;
મહોત્સવ માન, કરત સરસ્નાન, દેત કછુ દાન, ધરત પ્રભુધ્યાન.

પ્રેમરસપાન, પ્રકટ હોય જ્ઞાન, પાપ સબ નસે,
હરિ ઉર વસે, પ્રતિ સંવત અસે,હોત આનંદા, વૈષ્ણવ વૃંદા;
પ્રભુકા બંદા, ભજે ગોવિંદા, કરુણા કંદા,
બાલ મુકંદા, યદુકુલચંદા, પરમાનંદા;
જન ઉદ્ધારક, દુઃખનિવારક, અશરણ શરણ કૃપાલા,
જય જય શ્રીરણછોડ છોગાલા, દેવ દયાલુ ડાકોરવાલા. ૪
દાનવગુરુકો બાર હિ આવે, વરઘોડાકો સાજ બનાવે;
હય હાથી રથ વાહન નાના, વાજે નાદ અનેક વિધ ના.
ઢોલ ઢમકે, પડઘમ ધમકે, તાંસા બાજે,
નોબત ગાજે, ભુંગલ ભેરી,નાદફેરી,શંખ ઓર રણશૃંગ બજાવે;
લોક અનેક ગીત બહુ ગાવે, રંગ રંગકે ચહે નિશાના.
છત્રચમર સબ વિવિધ વિધાના, લક્ષ્મીજીકે મંદિર જાવે;
કરી આરતી ભોગ લગાવે, ફિરકે નિજમંદિરમાં જાવે.
સંપ્રદાયકા મંદિર જાંહિ, ત્રીકમરાય બિરાજે ત્યાંહિ,
તાકી શોભા કહિ નહિ જાઇ, દેખત જનમન રહે લોભાઇ;
તાકે સમીપ ધામ એક સારા, રઘુરામ મહાપુરુષ ઉદારા;
પ્રકટે નાગર જ્ઞાતીમાંહિ, રાજકાજ સબ કરતે ત્યાંહિ,
સો સબ ત્યાગી,પ્રભુ અનુરાગી,
ભયે વિરાગી, અતિ બડભાગી,તજી સબ ફંદા,ભજત ગોવિંદા,
સચ્ચિદાનંદા, પરમસુખકંદા,નિરખી મુખચંદા કરત આનંદા.
દેતસન્માન,જ્ઞાનકો દાન, બ્રહ્મરસપાન ધરત પ્રભુધ્યાન;
ઓર ગોમતી જલબિચ ઠામા, સેવાદાસ સિદ્ધકો નામા,
ત્રીકમદાસ મહંત સુજાન, ઓર બલદેવસંત ગુણવાના,
દાન દયા દમ શીલનિધાના,
તટપીછે ભટજીકા આરા, તહાં ગોવરધનનાથ ઉદારા;
ખાખી મંગલદાસ કહાવે, તહાં ખાખી સબ ખાખ લગાવે.
મહંત દામોદર ગુણવંતા, નિર્મળ સંતા પઢે વેદાંતા;
સરમેં નહાવે, અતિ સુખ પાવે;
રાધાકુંડ રસિકજનરંજન, કલિમલગંજન દોષવિભંજન.
તીર તીર દ્રુમ લગે મનોહર,સુમન બાટિકા, બાગબગીચા;
વારવાર શ્રીડંકપુરીકો ધ્યાન ધરત જન,રહત મુદિતમન

જન છોટમ સંસારતાપકી મિટે સકલ દુઃખ જવાળા;
જયજય શ્રીરણછોડ છોગાલા, દેવદયાલુ ડંકોરવાલા.

### ૨૫૦–કુંડળીઆ છંદ

ધામ બિરાજે ધરનીપર, ડંકપુરીમેં દેવ,
શિવ સનકાદિક સિદ્ધ, મુનિ કરે નિરંતર સેવ;
કરે નિરંતર સેવ, દેવ નિત્ય દરશન પાવે,
નરનારી જગલોક, સબેં મીલી મંગલ ગાવે.
કહે છોટમ કર જોડ, નિરંતર નોબત બાજે,
ડંકપુરીમેં દેવ, ધરનીપર ધામ બિરાજે. ૧
સચ્ચા સમરથ સુમરિયે, રમાનાથ રણછોડ,
સુખદાતા સંકટહરન પૂરત મનકે કોડ;
પૂરત મનકે કોડ, કમલલોચન સુખકારી,
પૂર્ણાનંદ દયાલ, સદા સેવકભયહારી.
કહે છોટમ કર જોડ, નહીં કરુણામેં કચ્ચા,
રમાનાથ રણછોડ, સુમરિયે સમરથ સચ્ચા. ૨

### ૨૫૧–રણછોડ રંગીલો રે નટવર નાગર છે, એ રાગ

સુણજો જન સઘળા રે, પુરાતન ગ્રંથકથા;
સત જો નવ સાધે રે, જનમ વહી જાય વૃથા. ૧
કર્તારે કીધી રે, સૃષ્ટિ સઘળી જ્યારે;
નિરખી નરજાતી રે, પ્રથમ પ્રભુએ ત્યારે. ૨
પોતાના સરખા રે, કર્યા ગુણવંત સહુ;
ઘણું જ્ઞાન અખંડિત રે, બુદ્ધિબળ જેમાં બહુ. ૩
કરી અમર કાયા રે નહિ દુઃખ દોષ કશા;
થાય ઇચ્છે તેવું રે, દીસે બહુ ઉગ્ર દશા. ૪
જન જાણીને એવા રે,પ્રભુ જ્યાં પ્રકટ થયા;
શીખ દેવાને સારી રે, શ્રુતિતણા શબ્દ કહ્યા. ૫
ચોરી જારી કે ચાડી રે, હિંસા કોઇ ના કરશો;
જીહ્વાએ કરીને રે,અસત્ય ન ઉચરશો. ૬
પાપકર્મ આચરશો રે, તેથી સૌ પાપી થશો;
પુણ્યકર્મ કરીને રે, રૂડા પુણ્યવાન રહશો. ૭
પુણ્યનાં ફળ ઉત્તમ રે, પાપફલ અધમ ઘણું;

પડે પાપે મહાદુઃખ રે, પુણ્યે સુખ અમરતણું. ૮
નહી માને અમારૂં રે, વચન વિશ્વાસ ધરી;
અવતરશે ને મરશે રે,દુઃખી થશે દેહ ધરી. ૯
એમ કહી અવિનાશી રે, આપે અદૃષ્ટ થયા;
હુતા સજ્જન સાચા રે,વચન શિર ધારી રહ્યા. ૧૦
આજસુધી છે અમર રે, સદા દિવ્ય દેહ ખરી;
પાળી વચન પ્રભુનાં રે, રહ્યા ઠીક ઠામે ઠરી. ૧૧
ભોગ ભોગવે ભારે રે, અમરના અમર સદા;
કાંઇ પાપ કરે નહિ રે, દેખે નહિ દુઃખ કદા. ૧૨
જુગ વીત્યા જ્યારે રે,પૂરા તે પવિત્ર રહ્યા;
જેણે પાતક કીધાં રે, તે તો બહુ પાપી થયા. ૧૩
ગયું જ્ઞાન પોતાનું રે,અવિદ્યા તો ઉરમાં વશી;
પ્રભુવચન વિસાર્યાં રે, રહી નહિ ખબર કશી. ૧૪
મન કલ્પેલું થાતું રે, તે તો સૌ અવળું થયું;
મુખે બોલેલું ફળતું રે, તે તો સૌ મિથ્યા ગયું. ૧૫
દુર્બુદ્ધિને દુર્ગુણ રે, હૃદયમાં આવી વશ્યા;
ગયું સામર્થ્ય સઘળું રે, થઈ જડ જીવ દશા. ૧૬
અમરપદ ખોયું રે, પડયા અવનીતલમાં;
દિવ્ય દેહ મટીને રે,જઇ જન્મ્યા મળમાં. ૧૭
અતિ દુર્ગંધકેરી રે, કરી નરની કાયા;
તેમાં જીવને વાસ્યા રે, મૂકી મોહને માયા. ૧૮
દેહમાં જીવ આવી રે, પછી દેહરૂપ થયો;
શુદ્ધ સ્વરૂપ પોતાનું રે, તેને તો ભૂલી ગયો. ૧૯
દુઃખને સુખ માની રે, કરે છે કુકર્મ ઘણાં;
કરે સારૂં કે નરતું રે, પામે ફળ તેહતણાં. ૨૦
કાળચક્ર નિરંતર રે, સર્વને શીર્ષ ફરે;
એવા પ્રાણીનું આયુષ રે, અહોનિશ એજ હરે. ૨૧
પ્રાણવાયુમાં પેસી રે, ભૂખ ને તરસ નડે;
મનમાંહિ ભરાયા રે, શોક ને મોહ છડે. ૨૨
જરા મૃત્યુ નિરંતર રે, દેહને દુઃખ કરે;
કાળચક્રની સાથે રે, એમ ખટ ઊર્મિ ફરે. ૨૩

જેનો જન્મ થાય છે રે, પછી તેની અસ્તિ કહે;
પછી વૃદ્ધિને પામે રે, પછી પરિણામ લહે. ૨૪
વળતી ક્ષય થાતાં રે, છેલ્લો તેનો નાશ બને;
ખટ ભાવવિકારો રે, ઘડ પીછે દેહ કને. ૨૫
દંડ પાપનો દેવા રે, મરણ દુઃખ માથે કર્યું;
જમરાયને સોંપ્યું રે, જુએ તે ખોટું ખરૂં. ૨૬
દુખ દુષ્ટોને દેવા રે,નિરમ્યાં દુઃખ નરકતણાં;
એક એકથી અધિકાં રે, કર્યાં દુઃખ નરકતણાં. ૨૭
પરધન પરદારા રે,હરણ કરે હરખ ધરી;
પડે તામિસ્ર નરકે રે,જ્યારે જન જાય મરી. ૨૮
પ્રાણ લેઇ પતીના રે, જ્યારે પરનારી હરે;
મહા તામિસ્ર નરકે રે, જરૂર જમદૂત ધરે. ૨૯
પરદારા આલિંગન રે, કરે, જન જોરવડે;
જમ ઝાલી તેનો રે,ઘણો મારી ધાટ ઘડે. ૩૦
જીવતા જીવ ઝાલી રે, પરાણે પ્રાણ હરે;
તાતી ભૂમિમાં તેને રે, જઇ જમદૂત ધરે. ૩૧
અન્ન ઘાસમાં અગ્નિ રે,ધરે જે મૂઢમતી;
અસિપત્રની તેને રે,પડે છે પીડા અતી. ૩૨
ઘર ગામ પ્રજાળે રે, અધમ નર અંધ થઇ;
ઘોર નરકમાં તેને રે, નાખે જમદૂત જઈ. ૩૩
હાકમના હિમાતી રે, પ્રજાને પીડે ઘણા;
કલ્પ કોટિકસુધી રે, સહે દંડ દૂતોતણા. ૩૪
ધનદારાને લોભે રે, અતિ અન્યાય કરે;
જમના દૂત ઝાલી રે,તેનું મુખ શૂળે ભરે. ૩૫
દેવવિપ્રની વૃત્તિ રે, છેદે છલભેદ કરી;
દુઃખ દારુણ વેઠે રે,ઠામે નવ બેસે ઠરી. ૩૬
દીનને દુઃખ દેતાં રે,દયા દિલમાં ન ધરે;
જમકિંકર તેને રે, કલ્પલગી કષ્ટ કરે. ૩૭
ઝેરથી જીવ મારે રે, સાધુને સંતાપે;
દંદશૂકના દુઃખમાં રે,પડે તેવે પાપે. ૩૮
વનિતા દ્વિજ બાલક રે,હણે જે હાથેવડે;

કલ્પ કોટિકસુધી રે, કુંભીપાક નરકે પડે. ૩૯
કુડી સાક્ષી પૂરે રે, કપટ કરી લેખ લખે;
ખગ આમિષ આહારી રે,અરણ્યમાં એને ભખે. ૪૦
અપરાધી ઠરાવી રે, વળી તેની લાંચ ગ્રહે;
અંધકૂપમાં એવા રે, ઘણા દિનસુધી રહે. ૪૧
પ્રભુ—આજ્ઞા ન પાળે રે, વચન જે વેદતણાં;
થાય નાસ્તિક નિર્દય રે,સહે દુઃખ કોટિ ઘણાં. ૪૨
એવાં પાપ અપરિમિત રે,કરે મદમોહવડે;
પશુ પામર થઇને રે, જુગોજુગ જીવ રડે. ૪૩
સજે સુકૃત સારાં રે, મળે દેહ દેવતણો;
પાળે ધર્મ પોતાનો રે,સુખી હોય સૌથી ઘણો. ૪૪
દયા દીનતા રાખી રે, ભજે ભગવંત સદા;
દૃઢ ધર્મ ને ભક્તિ રે, તજે નહિ તેહ તદા. ૪૫
અલ્પ આયુષ જાણી રે, કુકર્મ ન કરવું કશું;
એવું ઉરમાં ન આણે રે, નિશ્ચય નર તેજ પશુ. ૪૬
ઉપકાર પ્રભુનો રે, ભૂલીને જીવ ભમે;
ધણી વિમુખ થયાથી રે, ઘણા ઘણા દોષ દમે. ૪૭
રચના રચી જેણે રે, વિચિત્ર એ વિશ્વતણી;
ભજ છોટમ તેને રે, જાણી એક સાચો ધણી.

## ૨૫૨—રાગ ધુમારની હોરી

અભિ અંતર અનહદ, બજ રહ્યા હો.
હાંની હાંમે રે પ્યારે, બાજત દશવિધિ નાદ;
અભિ અંતર અનહદબજ રહ્યા હો. ટેક
પહિલા નાદ ઉઠત હે એસા, જ્યું ચીડિયાકાં સોર, બલ જાઉં;
દૂજા નાદ એહીતેં દૂના, તીસરા હે ઘુઘરિયાકા ઘોર. અભિ૦ ૧
ચોથા નાદ શંખધુની જેસા, પંચમ વીણાસમાન, બલ જાઉં;
છઠ્ઠા નાદ જ્યું તાલ બજત હે, સાતમા હે મુરલીપ્રમાન. અભિ૦ ૨
બાજે મૃદંગ જ્યું નાદ આઠમા,નવમા, નફેરી નાદ,બલ જાઉં;
દશમા સિંધુગર્જના જેસા, અથવા ઘન ગરજે મહાદ. અભિ૦ ૩
પારવતીસેં મહાદેવે ભાખી, નાદ ઉપાસના સાર,બલ જાઉં;
એક એકકા લછન ફલકા, તાકું કહી દે હું બિચાર. અભિ૦ ૪

પહિલા નાદ સુને જન જબ હિ,રોમાંચિત હોય ગાત, બલ જાઉં;
દૂજા સુને તબ આલસ આવે, તીજા તેં પીડા ઉપજાત. અભિ૦ ૫
ચોથા નાદમાંહિ ચિત્ત દેવે, ધુમન લાગે શરીર, બલ જાઉં;
પંચમ નાદ સુને ચિત ધરકે, બરસે અમૃતરસ સીર. અભિ૦ ૬
છઠા નાદકો ધ્યાન લગાવે, સો કરે અમૃત પાન, બલ જાઉં;
સાતમા નાદ સુને કોય જબહિ,ઉપજે અનુભવ ગ્યાન. અભિ૦ ૭
દૂર દેશકે બચન સુનત હે,જાની લે મનકી બાત,બલ જાઉં;
અંતરજામી હોય સબ જગમેં, તાતે કછુ છુપો ના રહાત. અ૦ ૮
નાદ આઠમા જે મન ધારે, તાકું એસા હોય, બલ જાઉં;
સકલ દેહકા નાદ સુનત હે, સૂક્ષ્મ ગતિ અતિ સોય. અભિ૦ ૯
નવમા નાદ ધારણા ધારે, આપ આણુસમ હોય, બલ જાઉં;
સકલ લોકમેં સો ફીરી આવે,તાકું ના લખી શકે કોય. અ૦ ૧૦
સબકી દૃષ્ટિસેં હોય અગોચર, ધારે આહાય સો રૂપ, બલ જાઉં;
સ્થૂલતેં સ્થૂલ હોય છનમાંહિ, એસી હોય સિદ્ધિ અનુપ. અ૦
દશમા નાદ દૂર રહે સબને, તાકો ધરે જે ધ્યાન, બલ જાઉં;
વાસનાબીજ સકળ જરી જાવે, હો રહે બ્રહ્મસમાન. અભિ૦ ૧૨
નવકું છાંડ ધરે જે દશમા, નાદ ધારના કોય, બલ જાઉં;
છોટમ સોહી પરમ પદ પાવે, આવાગમન નહિ હોય. અભિ૦ ૧૩

૨૫૩-રાગ સદર

પ્યારા પિયુસંગે ખેલિયે હો, હોમેરે પ્યારે પ્રિયતમ દેખી પાસ;
પ્યારા પિયુસંગે ખેલિયે હો. ટેક
જ્યાં દેખું ત્યાં સન્મુખ ઠાડો, હાજર પ્રાણ હજુર, બલ જાઉં;
જાકે બોલસે બોલ હે મેરો, આનંદ આવત ઉર. પ્યારા૦ ૧
સ્થૂલ સૂક્ષ્મ અરૂ કારણ કાયા, તાનેં ભિન્ન દયાલ, બલ જાઉં;
સો મેં મેં સો એકમેકતા, તોબી મેરો હે પ્રતિપાલ. પ્યારા૦ ૨
મેરી ઓર મેરે પિયુકી જાતી, તામેં નહિ કછુ ભેદ, બલજાઉં;
અગણિત શકિતવંત રહ્યો હે, તાતે બ્રહ્મ ગાવત બેદ. પ્યારા૦ ૩
એસે બને નહિ રજકણ જેતા, પિયુ જગ સરજનહાર,બલ જાઉં;
મેં પરતંત્ર સ્વતંત્ર પિયા હે, અગણિત અંડાધાર. પ્યારા૦ ૪
મેં સુખદુઃખ કર્મફલ ભોકતા, પિયુ ફલકો દાતાર, બલ જાઉં;
મેં અવગુણકો પાત્ર નિરંતર, પિયુજી હે ગુણકો આધાર. પ્યારા૦

મેં આજ્ઞા આધીન પિયાકો, પિયુ મેરો સિરતાજ બલ જાઉ;
જા દિનતેં મેરે પિયુકું વિસાર્યો,તબતેં બડ ભયો હૈ અકાજ.પ્યા૦
કાલ માયાનેં પરવશ કીનો, પાયો અતિ દુઃખ ઓઘ, બલજાઉં;
દીનદયાલ ગુરુ કર સાહ્યો, મીલાયો પિયુસંગે જોગ. પ્યારા૦ ૭
અબ મેં પિયાકું પલ ન બિસારૂં,નિશદિન ધારૂં ઉર,બલ જાઉં;
છોટમ પરમ દયાલ પિયાકો, પાયો હૈ સુખ ભરપૂર. પ્યારા૦ ૮

૨૫૪-રાગ સદર

ભજ રે મન પૂરનબ્રહ્મકું હો હાંની હો મેરે પ્યારે;
જાકો હૈ મહિમા અપાર; ભજ રે મન પૂરન બ્રહ્મકું હો. ટેક
જો મહિમાસે અધર રહત હૈ, ખંડ અનંત અપાર,બલ જાઉં;
સો મહિમાસે રવિ શશિ ઉડુગન,પાની પવન નભ સાર. ભજ૦ ૧
એક પાદ હૈ વિશ્વ સકળમેં, તીન પાદ દિવમાંહિ, બલ જાઉં;
અનંત પાદ હૈ ભિન્ન સકળસે, બ્રહ્માદિક ધ્યાવત તાંહિ. ભજ૦ ૨
પૂરણમાંહિ પૂરનતા ઐસી, થાહન પાવે કોઈ, બલ જાઉં;
કોઇ બ્રહ્માંડ તિહાંસે ઉપજે,તાતે કછું હાનિ ન હોય. ભજ૦ ૩
જ્યું સિંધુકો નીર જમાયો, સોહિ ગયો સબદેશ, બલજાઉં;
સિંધુનીર જ્યોંકા ત્યોં રહેવે, ઘટે નહિ નિધિહુસે લેશ. ભજ૦ ૪
એ મહિમાકું અપાર કહત હૈ,વિષ્ણુ વિરિંચી મહેશ,બલ જાઉં;
ઓર જીવકો કોન ગજો હૈ,જાકો જશ ગાવત શેષ. ભજ૦ ૫
સાધક સિદ્ધ સાધના સાધે,કોટિક કલ્પ પ્રજંત,બલ જાઉં;
છોટમ પૂરનતા પ્રભુજીકી, તાકો નહિ પાવત અંત. ભજ૦ ૬

૨૫૫-રાગ સદર +

ભક્તિબિન નર પશુ માનીએ હો,
હો મેરે પ્યારે જો વે હોય શક્રસમાન,
ભક્તિબિન નર પશુ માનીએ હો. ટેક
રૂપ કલા ગુન ઓર ચાતુરી, નિદ્રા કાય આહાર,બલ જાઉં;
કીટ પંખી નર પશુ સબમાંહિ,સરખા હૈ સકલ વિચાર. ભક્તિ૦ ૧

---

**૨૫૬–ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે, એ રાગ**

શીલવંત ને મહંત સંત જ્ઞાતા,દયા દાન ધ્યાન જ્ઞાન ધરમદાતા;
ભલા જન ભૂતલ માંહિ, કરે નહિ કલેશ કાંઇ.

---

+ આ કીર્તન અધુરૂં છે.

અહોનિશ આનંદમાંહિ, મગન પૂરે માતા,માતા કે સંતજ્ઞાતા;
સૌખ્ય વિષયકેરૂં, જાણે સ્વપ્નતોલે.
સુખદુઃખ દેખી, ધર્મથકી નહિ ડોલે,
વૃથા બોલ એ તો, મુખેથી ન બોલે;
કુટિલ કાળ, છે કરાલ, બહુ વિશાલ, જેવો વ્યાલ;
ઉગ્ર ઝાળ, સૌને પ્રાળ, વૃદ્ધ બાલ, સૌને સાલવ્યા રે;
સર્વને દેખે છે નિત્ય ખાતા, ખાતા કે સંત જ્ઞાતા. ૧
અલ્પ જીવવું, આ જગતમાંહિ એવું;
પંકજપત્ર ઉપર, પાણી ટકે તેવું.
ઝડપ જાય ઝાકળ બિંદુ મોતી જેવું;
તજી વિલાસ, રહે નિરાશ, માયા પાશ,કરે નાશ.
તજે ત્રાસ, હરિના દાસ, હરિવિશ્વાસ, હરિપ્રકાશ રહે;
નિત્ય બ્રહ્મસ્વરૂપ હૃદે, ધ્યાતા ધ્યાતા કે સંત જ્ઞાતા. ૨
તે ધન ધાન્યને, આપે પરોપકારે;
સદાચરણ કરી, જીવને સુધારે.
તત્ત્વજ્ઞાનથી તરે ને સૌને તારે;
વેદસાર, છે કર્તાર, એ વિચાર, વારંવાર,
મટે માર, ભવનો ભાર, તજી વિકાર, પામ્યા પાર;
એવા ભક્તકેરાં, ધન્ય માતતાતા, તાતા કે સંત જ્ઞાતા. ૩
મોહ ઉંધમાંથી, જોયું જેણે જાગી;
કામ ક્રોધ લોભ, હર્ષ માન ત્યાગી.
પાળી ધર્મ સત્ય, બ્રહ્મપ્રીતિ લાગી;
પ્રભુશું પ્રેમ, કુશલક્ષેમ, પાળે નેમ, તજી વહેમ,
ભૂલે કેમ, સમજ્યા એમ, કરે તેમ, જીતે એમ,
સરજનહારના ગુણાનુંવાદ ગાતા ગાતા કે સંત જ્ઞાતા. ૪
પુણ્યવંત પ્રાણીમાંહે, પુરુષ નારી;
સાર વેદનું સિદ્ધાંત, લે વિચારી.
.અક્ષય સૌખ્યના, તે થાય અધિકારી;
હરિ હરિ જાપ, ટાળે તાપ, ન રહે પાપ, પ્રભુપ્રતાપ.
સુધરે આપ, ગુના માફ, કરે બાળ, શુદ્ધ આપ થઇ;
વિષ્ણુપદે જાતા જાતા કે, સંત જ્ઞાતા. ૫

મહાવાક્યકેરો, અર્થ ગ્રહ્યો જેણે;
ધર્મબ્રહ્મકેરો, પંથ ગ્રહ્યો તેણે.
પરબ્રહ્મસાથે, મેળ કર્યો એણે
ટળ્યું માન, કરે ગાન, બ્રહ્મધ્યાન, એક તાન;
શુકસમાન થયું જ્ઞાન, સુધાપાન હેત ભાન.
તજી છોટમ બ્રહ્મરાતા રાતદિ સંતજ્ઞાતા.

## ૨૫૭–તું ખોજ મન કાયા નગરી, એ રાગ

જેમાં ચેતન ભૂપનું રાજ અનોપમ કાયા નગરી. ટેક
કર્મ કોટને હાડ પાંજરૂ, નાડીબંધે જડિયો;
માંસરુધિરનું લેપન કીધું, ઉપર ચામે ચડિયો રે. અનોપમ૦ ૧
એ નગરીને નવ દરવાજા,પ્રધાન મન ને બુદ્ધિ;
એક એકથી વિરુદ્ધ વરતે, નહિ શરીરની શુદ્ધિ રે. અનોપમ૦ ૨
એકનું કહ્યું ન માને બીજો, ન લહે સારી નીતિ;
કામાદિક શત્રુ પેસીને, કરે ભૂપને ભીતિ રે. અનોપમ૦ ૩
પ્રધાન લોભી થયા લાલચું, પુરમાં પેઠા પાપી;
કામ ક્રોધ ને લોભમોહની, સેના સઘળે વ્યાપી. અનોપમ૦ ૪
નવે દ્વારને બંધ કરી રહે, રાજા જાગ્રત જ્યારે;
કામાદિક પુરમાં ના પેસે,નિર્ભય રહે નૃપ ત્યારે રે. અનોપમ૦ ૫
નવે દ્વાર ઉઘાડાં મૂકે, રાગ પ્રથમ જાય પેસી;
તેની સાથે બીજા ખલનાં, થાણાં જાય છે બેસી. અનોપમ૦ ૬
મન શત્રુનો થાય મળતીઓ, સકલ ઇંદ્રિગણ સાથે;
અમલ બધે ચોરોનો બેસે, કોઇ રહે નહિ હાથે. અનોપમ૦ ૭
રાગ વાધતાં ક્રોધ વધે છે, મોહ વધે છે તેથી;
મોહ વધ્યેથી સ્મૃતિ જાય છે, બુદ્ધિ રહે નહિ એથી. અનોપમ૦ ૮
બુદ્ધિ જાતાં જ્ઞાન જાય છે, જ્ઞાન જતાં ગતિ જાશે;
કહે છોટમ ભગવતને ભજતાં, રાગ ટળે સુખ થાશે. અનોપમ૦ ૯

## ૨૫૮–તું તો હરિ ભજ વિલમ ન કર રે, એ રાગ

તું તો સરજનહાર સમર રે,માણીગર મનુવા. ટેક૦
કોટિકવાર ધરી તેં કાયા, દામ ચામમેં દીલ લલચાયા;
ગુણસાગર પરબ્રહ્મ ન ગાયા,તારો વીતી ગયો અવસર રે.મા૦ ૧
એ સંસાર સકલ દુઃખદરિયો, મોહમાન મમતા જલ ભરિયો;

વારંવાર અવતર્યો મરિયો, પ્રભુનામનાવ ગ્રહી તર રે. મા૦ ૨
કાલ કરાલ રહે શિર ભમતો, વિષયવિલાસમેં તું રહે રમતો;
જ્ઞાનપંથ તુજને નથી ગમતો, તુને તેનો નથી કાંઇ ડર રે.મા૦ ૩
તૃષ્ણા વિષયની જો નથી ટળતી,જડ અભિમાન ગ્રંથિ નથી ગળતી;
ત્યાંલગી ભક્તિ તને નથી ફળતી, તું તો જ્ઞાનવાન ગુરુ કર રે.મા૦૪
નામરૂપવર્જિત અવિનાશી, સાક્ષિરૂપ સકળ ઘટવાસી;
આવે અનુભવદૃષ્ટિએ ભાસી, તું તો તે પ્રભુમાં મન ધર રે. મા૦ ૫
તણખા અગ્નિતણા હોય જેવા, જીવ અંશ જગદીશના તેવા;
તે તજી મૂઢ ભજે અન્ય દેવા, ભજ છોટમ વિશ્વંભર રે. મા૦ ૬

૨૫૯—રાગ સદર

તું તો ધર્મપંથે મન ધર રે,પરપંચી પ્રાણી. ટેક
ધર્મ સ્વર્ગનાં દ્વાર ઉઘાડે, પાપકર્મ તે નરક પમાડે;
કરુણાસિંધુવિના કોણ કહાડે, તું તો દુર્જનસંગથી ડર રે. પર૦ ૧
મનુષ્યજન્મ સર્વેથી મોટો, ખળ મળરૂપ થયો બહુ ખોટો;
લાભ ગમાવીને લીધો ટોટો, હવે ઉત્તમ વ્રત આચર રે. પર૦ ૨
ધર્મબીજ સુમતી શુભ ધરણી, સીંચો સદા જલ કરી શુભ કરણી;
આપે અધિક ફળ વેદમાં વરણી,તું તો ઉજ્જવલ અંતર કર રે.પર૦૩
ધર્મ ઉપર દૃઢતા બહુ જેને, ધર્મ સહાય કરે નિત્ય તેને;
કલિના દોષ ન વ્યાપે એને, એ તો વશ કરે વિશ્વંભર રે. પર૦ ૪
ધર્મનો મર્મ મહાજન જાણે,પામર નર તો પેટ ભરી માણે;
દુષ્કૃત કરી હરખ બહુ આણે, કરે તાડના જમકિંકર રે. પર૦ ૫
ધર્મહીણ જે જનનીએ જાયા, વીંછીસાપસમાન જણાયા;
પશુ પામરસમ પુરુષ ગણાયા,એ તો નરને આકારે ખર રે.પર૦ ૬
ધર્મહીણને પીડા પડે છે, દેવ પિતૃ ગ્રહ ભૂત નડે છે;
રાંક થઇ બહુ જન્મ રડે છે, ઝાલી દંડે છે જમ અનુચર રે.પર૦ ૭
સત્ય દયા તપ દાન કહાવે, ચારે ચરણ ધર્મના ગાવે;
મોટા ભાગ્યવંતને ભાવે, કહે છોટમ મળે ગિરિધર રે. પર૦ ૮

૨૬૦—રાગ હાલાર

હરે મન ભમરાજી રે કાયા રે વાડીમાં ભલાં કમળ રચાંણાંજી,
તેની શોભાતણો નહિ પાર, ફોગટ ફૂલડાંયે મત ફરો.
તમે પરખી લ્યો પત્ર હજાર,
ગુરુગમ ગોતી ગગન ચઢો; તમે મહાપદ મળશો જી. ૧

હાં રે મન ભમરા જી રે,ગગન દેવલમાંહે ગરજે નગારાં જી;
ગાજે ઝાંઝ ઝાલર ઝણકાર, નખેદ નાદ તમે ના સુણો,
તમે સાંભળો શબ્દ ઓંકાર, મન ભમરા હાં;
ગુરુગમ ગોતી ગગન ચઢો તેથી મહાપદ મળશો જી. ૨
હાં રે મન ભમરા જી રે,ગગનગફામાં જળે ઝળહળ જયોતી જી;
વળી વરસે છે અમૃતધાર, સહજ સાગર તમે ઝીલજો;
કરો સદ્દગુરુશબ્દવિચાર,
ગુરુગમ ગોતી ગગન ચઢો તમે મહાપદ મળશો જી. ૩
હાં રે મન ભમરાજી રે,ગુરુને પરતાપે પીઓ પ્રેમરસપ્યાલા જી;
તમે સમરી લ્યો સરજનહાર, છોટમ જોગ જુગતથકી,
તમે પામશો ભવનો પાર,
ગુરુગમ ગોતી, ગગન ચઢો તમે મહાપદ મળશોજી.

## ૨૬૧–રાગ ખ્યાલ

નિર્મળ રૂપ નિરંજન નિર્ગુણ, નારાયણ બહુનામી જી;
સત્ચિત્રૂપ સનાતન સુખમય,સકળ લોકકા સ્વામી જી.ટેક
જોતિરૂપ જગતપતિ જદુપતિ,અખિલ લોક અભિરામા જી;
કમળનયન કેશવ કરુણાકર, સુખસાગર ઘનશામા જી.નિર્મળ૦
મુરલીધર માધવ મધુસૂદન,મોહન મંગળકારી જી;
કરુણાસિંધુ કૃષ્ણ કરુણામય,કર કૌમોદકી ધારી જી.નિર્મળ૦૨
રાજીવલોચન રામ રમાપતિ,રઘુપતિ પરમાનંદા જી;
ગોપીજનવલ્લભ ગુણસાગર, મહાપ્રભુ બાળમુકંદા જી.નિર્મળ૦
અશરણાશરણ અધમ-ઉદ્ધારણ, અકળ રૂપ અવિનાશી જી;
અગણિત નામ અનંત રૂપ ગુણ,જન છોટમ ઉપાસી જી.નિ૦૪

## ૨૬૨–હરિભજનવિના દુઃખદરિયા સંસારનો પાર ન આવે, એ રાગ

કોઈ જાગો રે સાર શબ્દ સદ્દગુરુનો લ્યો જાણી;
શું ઉંઘો છો વૈદિક શાબ્દિક, પંડિત ગણક પુરાણી. ટેક
મહામંત્ર ગાયત્રી જે ગાતા, એ વેદતણી કહિયે માતા;
એનો જાણી લ્યો ઓંકાર પિતા, કોઇ જાગો રે.૧
જે ગૂઢ થકી મહા ગૂઢ અતિ, તેને જાણે વિરલા જોગી જતી;
જેનો અતુલિત મહિમા,અગાધ અતી. કોઈ જાગો રે૦ ૨
જીહાં ઉઠે લહરી ચિદ્દ અર્ણવની,તિહાં પ્રકટ ધ્વની છે પરણુની;

ત્યાં વાણી વિરાજે, વર્ણવની. કોઈ૦ ૩
એકાવન અંગુલ છે એમાં, બાવન અક્ષર બાંધ્યા તેમાં;
મૂળ ગાયત્રીનું છે એમાં. કોઇ૦ ૪
તે વેદશાસ્ત્રનું સાર છે, તે પંચ તત્ત્વની પાર છે;
તિહાં બેઠા બોલણહાર છે. કોઇ૦ ૫
તિહાં અનહદ વાજાં વાજે છે, બહુ નાદ અનોપમ ગાજે છે;
તિહાં ઝળહળ જ્યોતિ વિરાજે છે. કોઇ૦ ૬
જિહાં અમૃતધારા વરસે છે, કોઇ પ્રેમીજન તિહાં પરસે છે;
તિહાં દેવ નિરંજન દરસે છે. કોઈ૦ ૭
કહે છોટમ વેદવિચાર કરી, રહે દેહવિષે વાસુદેવ હરી;
ભરપૂર રહ્યો બ્રહ્માંડ ભરી. કોઈ૦ ૮

૨૬૩–રાગ સદર

છે ધિક તેને, ધણી તજીને ધ્યાન અવરનું ધારે;
પરમેશવિના નરકાદિકથી, એને કોણ ઉગારે. ટેક
જોને છીંપ રહે છે સાગરમાં, નવ પીએ નીર રત્નાકરમાં;
જેની સુરત સ્વાતીના જલધરમાં. છે ધિક૦ ૧
જેણે પલક એકમાં ખલક કરી,રહ્યો પિંડ બ્રહ્માંડે અંશ ધરી;
શું ભટકે તેને ભૂલી પરી. છે ધિક૦ ૨
જેના ભયથી સૌ દેવ ડરે, તેની આજ્ઞાવશ થઈ કાર્ય કરે;
અંતરમાં એનું ધ્યાન ધરે. છે ધિક૦ ૩
કહે છોટમ તે સુખખાણ છે, તે પ્રેમીજનના પ્રાણ છે;
જ્ઞાની જન એના જાણ છે. છે ધિક૦ ૪

## ૨૬૪–રાગ મેવાડો

અદ્ભુત લીલા રે મારા નાથની રે,
વપુ ધરી કીધાં પરમ ચરિત્ર;
ગુણગણ ગાતાં રે અતિ સુખ ઉપજે રે,
સુણતામાં પ્રાણી થાય પવિત્ર. અદ્ભુત૦ ૧
પ્રલયનું પાણી રે નૃપને દેખાડિયું રે,
મનુતણું રક્ષણ કીધું ત્યાંય;
મચ્છારૂપ ધારી રે નિગમ ઉધારિયાં રે,
ધર્મને થાપ્યો ધરણીમાંય. અદ્ભુત૦ ૨

સિંધુ મથી સુધા રે પાઇ સુર સર્વને રે,
કૂર્મનું રૂપ ધર્યું કર્તાર;
મંદરને ધાર્યો રે પ્રભુએ પીઠમાં રે,
ચૌદ રત્ન ત્યાંથી કહાડયાં બાહાર. અદ્ભુત૦ ૩
અવની ઉધારી રે હણી હિરણ્યાક્ષને રે,
વરાહનું વપુષ કીધું ત્યાંહિ;
આણી જળ ઉપર રે સ્થાપી તેને સ્થિર કરી રે,
મનુતણી પ્રજા વસી તેમાંહિ, અદ્ભુત૦ ૪
પ્રહ્‌લાદની પીડા રે પ્રભુએ ટાળી પ્રીતિથી રે,
સ્તંભમાંથી પ્રગટ્યા નરહરિ નાથ;
હિરણ્યકશિપુ હણિયો રે,દુઃખ ટળ્યું દાસનું રે,
જોઈ જોઇ હરખ્યો સુરનો સાથ. અદ્ભુત૦ ૫
વપુ ધરી વામન રે, છળ્યો બળિરાયને રે;
ત્રણ કદમ અવની જાચી તત્કાળ;
ત્રિવિક્રમ થઇને રે લીધા ત્રણે લોકને રે,
પછી તેને ચાંપ્યો લેઇ પાતાળ. અદ્ભુત૦ ૬
પરશુ ધરીને રે સૌ ક્ષત્રિ હણ્યા રે,
નક્ષત્રી તો કીધી એકવીસ વાર;
પરશુરામરૂપે રે પ્રભુ પોતે થયા રે,
ઉતાર્યો છે અવનીકેરો ભાર. અદ્ભુત૦ ૭
રઘુવરરૂપે રે રાવણ રોળિયો રે,
પહેલી બાંધી સિંધુ ઉપર પાજ;
સખા કરી સુગ્રીવ રે શોધી આણી જાનકી રે,
વિભીષણને આપ્યું લંકાનું રાજ; અદ્ભુત૦ ૮
કૃષ્ણજીને રૂપે રે ગિરિ કરમાં ધર્યો રે,
કીધો વળી કંસાદિકનો કાળ;
ગોપીજનસંગે રે રાસ રંગે રમ્યા રે,
હણ્યા પછી દંતવક્ર શિશુપાળ. અદ્ભુત૦ ૯
બુદ્ધરૂપ ધારી રે વિધિ નિંદી વેદની રે,
હિંસાવાળો ધર્મ કર્યો ઉત્થાપ;
જીવદયા ઝાઝી રે સૌ વિધિમાં બની રે,

પ્રાણી પીડે તેને કહ્યું બહુ પાપ. અદ્દ્ભુત૦ ૧૦
કળિતણે અંતે રે કલ્કી પ્રકટ થશે રે,
કરશે પછી મ્લેચ્છતણો સંહાર;
છોટમનો સ્વામી રે સત્ય વર્તાવશે રે,
થાશે સૌ જગમાં જયજયકાર. અદ્દ્ભુત૦ ૧૧

૨૬૫—રાગ સદર

અદ્દ્ભુત મહિમા રે હરિ અવતારનો રે,
સદ્દગુણસાગર પરમ પવિત્ર;
જનસુખદાયક રે લાયક લોકમાં રે,
ચારે યુગમાંહે સરસ ચરિત્ર. અદ્દ્ભુત૦ ૧
વેદ સર્વ વેહેંચી રે જુગતી જૂદી કરી રે,
વિદ્યાનિધિ વ્યાસતણો અવતાર;
બ્રહ્મસૂત્ર આદી રે ગ્રંથ કર્યા ઘણા રે,
એથી સૌ જીવનો થાય ઉધાર. અદ્દ્ભુત૦ ૨
પૃથુ નૃપરૂપે રે પાળી વસુંધરા રે,
ધાન્યવતી કીધી સકળ રસાળ;
વિધવિધ ધાતુ રે ધન ઉપજાવિયાં રે,
જનસુખદાયક પરમ દયાળ. અદ્દ્ભુત૦ ૩
હરિ રૂપ ધરી રે દુઃખ હર્યું દાસનું રે,
વાલખિલ્ય રુષી ઉગાર્યા નાથ;
ગૌપદમાંહે રે રાખ્યા બૂડતા રે,
હેતે કરી ગ્રહ્યા સર્વને હાથ. અદ્દ્ભુત૦ ૪
સનકાદિક સઘળા રે ગયા બ્રહ્માકને રે,
પૂછ્યું તેણે ચિત વિષયનું પ્રશ્ન;
ઉત્તર ન આપ્યો રે સમર્યા શ્રીહરી રે,
હંસરૂપ ધરી કહ્યું શ્રીકૃષ્ણ. અદ્દ્ભુત૦ ૫
દાનવોના ડરથી રે દેવ દુઃખિયા થયા રે,
થયા પછી મન્વંતર નારાજ;
અસુર સંહારી રે સુર સુખિયા કર્યા રે,
કૃપા કરી સાર્યાં સર્વનાં કાજ. અદ્દ્ભુત૦ ૬
યજ્ઞવિધિઓ સઘળી રે વિધિએ વર્ણવી રે,

કર્યો ઘણો વેદવિષે વિસ્તાર;
તેનું ફલ દેવા રે તે રૂપે થયા રે,
તેથી થયો યજ્ઞપુરુષ અવતાર. અદ્ભુત૦ ૭
હઠજોગ સાધી રે સૌને દેખાડવા રે,
ધર્યું રૂડું ઋષભદેવનું રૂપ;
મહામુક્ત થઇને રે વસુધામાં સંચર્યા રે,
તુચ્છ કરી સિદ્ધિ ત્રિભુવનભૂપ. અદ્ભુત૦ ૮
હયગ્રીવરૂપે રે હણ્યો મધુ દૈત્યને રે,
વેદધર્મ સ્થાપ્યો વિશ્વાધાર;
છોટમનો સ્વામી રે સમરથ છે સદા રે,
અતિ ઘણાં કરે,ચરિત્ર ઉદાર. અદ્ભુત૦ ૯

૨૬૬—રાગ સદર

વળી વળી મહિમા રે મુખે શું વખાણીએ રે,
અદ્ભુત ઇશ્વર પરમ અનંત;
જનસુખકાજે રે સ્વરૂપ ધરે ઘણાં રે,
દેવાસુર આદિક ન લહે અંત. વળી૦ ૧
અપર માને બોલે રે ધ્રુવ વનમાં વસ્યા રે,
શિશુરૂપે કષ્ટે પોતાની કાય;
વરદાન દેવા રે વપુ ધરી આવિયા રે,
ધ્રુવવરદાયક તે કહેવાય. વળી૦ ૨
રોગથી પીડાતા રે જોયા સૌ જંતને રે,
બ્રહ્માદિક દેવે કર્યો વિચાર;
ઔષધિઓ નાખી રે મથિયો સમુદ્રને રે,
વૈદ્ય થયા ધન્વંતરિ અવતાર. વળી૦ ૩
ધર્મપિતાથી રે બદરીપતી થયા રે,
તપતણી કરી દેખાડી રીત;
કામથી ન ડરિયા રે આપી તેને ઉર્વશી રે,
નર ને નારાયણ પુરુષ અજિત. વળી૦ ૪
દત્ત દિગંબર રે પરમ દયાનિધિ રે,
ગુણાતીત ગુરુતણો અવતાર;
પરમહંસ પોતે રે પુરુષોત્તમ સદા રે,

આવ્યા શરણે તેનો કર્યો ઉદ્ધાર. વળી૦ ૫
કપિલ કૃપાળુ રે કર્દમસુત થયા રે,
પ્રકટાવ્યું સાંખ્યતણું સિદ્ધાંત;
તત્ત્વ વિચારે રે તે ભવનિધિ તરે રે,
જ્ઞાન દેઇ માતા કીધાં શાંત. વળી૦ ૬
કરુણાના સિંધુ રે સનકાદિકો સદા રે,
બ્રહ્મચારી ભગવંતના અવતાર;
બાળસ્વરૂપે રે બહુ ગુણ આગળા રે,
અનુભવ જ્ઞાનતણો અંબાર. વળી૦ ૭
ઇશ્વરતા અદકી રે શ્રીકીરતી ઘણી રે,
વિમળ વૈરાગ્ય ને જ્ઞાન ઉદાર;
ધર્મધુરંધર રે જો હોય જગતમાં રે,
છોટમ તે ઇશ્વર અવતાર. વળી૦ ૮

૨૬૭–રાગ સદર

રસિક રૂપાળું રે સ્વરૂપ શ્રીરામનું રે,
કોટિ કોટિ કંદર્પલાવણ્યધામ;
ચિહ્‌ન રૂડાં ચરણે રે ધાર્યાં ત્રિભુવનધણી રે,
કરવાને ભકતજનોનાં કામ. રસિક૦ ૧
મન મતબાલો રે હાથી ના રે' હાથમાં રે,
ધારે માટે અંકુશકેરૂં ધ્યાન;
વારણ તે વારી રે રાખે સુખે વશ કરી રે,
નિશ્ચે કરી ઠરીને રહે છે નિધાન. રસિક૦ ૨
શકતા સંતાપે રે શીત શરીરને રે,
કંપાવે છે તે થકી જનની કાય;
અંબરનું અંકિત ધારે જ્યારે ઉરવિષે રે,
ભલી રીતે ભકતતણો ભય જાય. રસિક૦ ૩
પર્વત મોટા રે જો હોય પાપના રે,
જન મન વન વિષે વિકરાળ;
કુલિશને ધ્યાને રે સૌ નિર્મળ કરે રે,
વજ્ર તો વિદારે દુઃખજંજાળ. રસિક૦ ૪
ભંડાર ભક્તિના રે ગુણના નિધિ ઘણા રે,

કમળને ધ્યાને કરી રહે વાસ;
અખૂટ ન ખૂટે રે સકળ સોહામણા રે,
પ્રીતે કરી વસે પ્રભુજન પાસ. રસિ૦ ૫
જવ ચિન્હ જોતાં રે રસ વાધે ઘણો રે,
સુમતી સુગતી સુવિદ્યાસાર;
ધ્વજા ઉર ધારે રે ભય હરે ભવતણો રે,
કલિની કુચાલી ન વ્યાપે લગાર. રસિક૦ ૬
ધેનુપદ અંકિત રે ધરે હરિચરણમાં રે,
સુખે ભવસિંધુ તરે નિરધાર;
વાર ન લાગેરે દુઃખ સૌ વીસમે રે,
એવો જેનો મહિમા અપરંપાર. રસિક૦ ૭
શંખકરે ધ્યાને રે સુખ ઉપજે ઘણું રે,
ચક્રથકી ચિંતા ચૂરણ થાય;
ખટરિપુ ખળને રે, હરે મનમાં હસિ રે,
જડથકી સર્વ અવિદ્યા જાય. રસિક૦ ૮
સ્વસ્તિક શું મંગળ રે ફળદાયક ઘણું રે,
ઉદય કરે કોટિ કોટિક કલ્યાણ;
જાંબુફળ જોતાં રે ફળ ચારે મળે રે,
ધર્મ અર્થ કામ ને પદનિર્વાણ. રસિક૦ ૯
કળશ સુધાનો રે ભકિતરસે ભર્યો રે,
નયનને પુટે કરે જે પાન;
ભકિતને વધારે રે, હરે ત્રણ તાપને રે,
ધારે જ્યારે અર્દ્ધ ચંદ્રનું ધ્યાન. રસિક૦ ૧૦
વિષયભુજંગ મરે, ડશે નહિ દાસને રે,
ધરે જ્યારે ધારણા થઈને સ્વતંત્ર;
માટે રાખ્યા રામે રે, નિજપદને વિષે રે,
અષ્ટ ખટ ત્રિકોણ ઉત્તમ જંત્ર. રસિક૦ ૧૧
મીનબિંદુ જોતાં રે, મહિમા વધે ઘણો રે,
અતિભલો ઉત્તમ એજ ઉપાય;
દૃઢ થઇ ધારે જ્યારે જન ધારણા રે,
તેહથકી વિશ્વ સકળ વશ થાય. રસિક૦ ૧૨

સંસારરૂપી રે સાગર ઘોર છે રે,
તેમાં કેમ જનથી પાર જવાય;
માટે ઊર્ધ્વ રેખા રે સેતુસમાન છે રે,
ધ્યાન ધરી સુખે પારંગત થાય. રસિક૦ ૧૩
ઇંદ્ર ધનુ અંકિત રે પ્રભુપદમાં ધરૂં રે,
દૃઢ થઇ ધારે જો તેનું ધ્યાન;
શત્રુ ના સંતાપે રે આપે સુખ અતિ ઘણું રે,
માની જનકેરૂં હરે અભિમાન. રસિક૦ ૧૪
એવાં ચિહ્‌ન ઉત્તમ રે ઉભય ચરણવિષે રે,
તેથકી જાણિયે પુરુષ વિશેષ;
છોટમ કોઇ સજ્જન રે ધારે તેની ધારણા રે,
અષ્ટ સિદ્ધિ એ ઉપદેશ. રસિક૦ ૧૫

## ૨૬૮–રાગ પ્રભાત

વીતી ગઈ રાત પ્રભાત પ્રીતે થયો,
ઝળહળ પ્રકટિયો હંસ જયારે;
ત્રૈણ ભૂવનવિષે તેજ ફેલી રહ્યું,
સર્વ ઝગમગ થતું તેજ વારે. વીતી ગઇ૦ ૧
જીવ શશિ જયોતિ શમી, પરમ સવિતા વિષે,
તુચ્છ દુર્ગુણ થયા અસ્ત તારા;
સદ્‌ગુણ કમળને વિમળ મનવિષે,
ખીલતા સંત દેખાય સારા. વીતી ગઇ૦ ૨
કામ ને ક્રોધ મદ ચોર નાશી ગયા,
અંધ રૂપ ઉલૂક સઘળા છપાયા;
જન સહુ જાગિયા, ઉદ્યમે લાગિયા,
ધીર થઇ ધર્મને પંથ ધાયા. વીતી ગઈ૦ ૩
સ્થાવર જંગમ સર્વ શોભી રહ્યું,
એવિના દેવ નહિ અવર દૂજો;
છોટમ ચૈતન સૂર્ય સદોદિત,
સર્વ પરપંચ તજી તેજ પૂજો. વીતી ગઈ૦ ૪

## ૨૬૯–તિથિઓ

પ્રથમ નમું પરબ્રહ્મ આદિ અનાદિ રે,

જેણે ભાખ્યો વૈદિક ધર્મ લહે બ્રહ્મવાદી રે;
તેમાંથી લઈ સાર તિથિઓ બોલું રે,
સૌ સંગતણો વિસ્તાર સઘળો ખોલું રે. ૧
અમાસે આકાશવત્ અવિનાશી રે,
નિજ મહિમા મંડળમાંહિ નિત્ય નિવાસી રે;
જેને રૂપરંગ નહિ રેખ નિર્ગુણ નામી રે,
જે સાંખ્યતત્ત્વથી શેષ રહે સૌ સ્વામી રે. ૨
પછી પડવે પુરુષ એક પ્રકટયો ત્યાંથી રે,
જેને અવયવ અંગ અનેક કારણમાંથી રે;
જેનું સહસ્રશીર્ષા નામ વેદ વખાણે રે,
તે સકળકળા ગુણ ધામ જ્ઞાની જાણે રે. ૩
એણે બીજે ઇચ્છાથી નારીશક્તિ નીપાવી રે,
તે સંગે વિલસી વિહાર સૃષ્ટિ ઉપાવી રે;
જે પ્રભુની ઇચ્છા એજ માયા કહિયે રે;
એ માયાથી મહત્તત્ત્વ ઉપનું લહિયે રે. ૪
એનું બુદ્ધિ બીજું નામ સાંખ્યમાં કહે છે રે,
સૌ નિર્ણયનું નિજ કાર્ય કરતું રહે છે રે;
એ બુદ્ધિથી અહંકાર ઉપનો એવો રે,
એ ગર્વરૂપિયું કાજ કરે છે કેવો રે. ૫
એ માયાગુણથી મિશ્ર થયેલો રહે છે રે,
એનાથી આ સંસાર થયેલો કહે છે રે;
જે ત્રીજે ત્રિગુણવિસ્તાર કહિયે તેથી રે,
એમ અન્યોઅન્ય અપાર ઉપજે એથી રે, ૬
હવે તામસથી પંચતત્ત્વ માત્રા મળતી રે,
એમ થતાં તત્ત્વ તે ભિન્ન, વિધવિધ વળતી રે;
ચોથે ગગનથી ચાર અનિલને અગ્ની રે,
તેથી જળ ધરણી વિસ્તાર ધારણ જગની રે. ૭
એમાં શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ કહાવે રે,
એ અન્યોઅન્ય અનુસ્યૂત મધ્યે રહાવે રે;
હવે રાજસની દશવિધ ઇંદ્રિય કહાવી રે,
ત્યાં દશ દેવ પ્રસિદ્ધ રહ્યા છે આવી રે. ૮

છઠે મુખ કર પાદ ગુદ ઉપસ્થાને રે,
એક કર્મ ઇંદ્રિયની જાત્ય બીજી જ્ઞાને રે;
જે કાન નયન ને નાક જીહ્વા જાણો રે,
તે જ્ઞાન કરે પરિપાક પંચ પ્રમાણો રે. ૯
આકાશાદિક પંચભૂતો કહે છે રે,
એથી શબ્દાદિક માત્રાય સૂક્ષ્મ રહે છે રે;
વળી દશ ઇંદ્રિય કહેવાય અંતઃકરણો રે,
એ ચોવીસેનો ઠાઠ સાંખ્યમાં વરણ્યો રે. ૧૦
સત્ત્વગુણથકી ચાર અંતઃકરણો રે,
જેણે થાએ વિવિધ વિચાર વાણી વરણો રે;
ચિત્ત બુદ્ધિ મન અહંકાર હોય ઘણેરો રે,
એ ચોવીસનો વિસ્તાર ત્રૈગુણકેરો રે. ૧૧
આ ઠામે એ ઠાઠ ચૌદે લોકે રે,
જે નિરમ્યો છે એ નાટકર્તાકેરો રે;
એમાં સ્થૂલ સૂક્ષ્મ જે દેહ કારણ કહિયે રે,
એ વિચારતાં વિદેહ થઇને રહિયે રે. ૧૨
નામે નિરંજન રાય દર્શે જ્યારે રે,
એ દેહ સકળ સમુદાય શોધે ત્યારે રે;
હવે ચૌદે ઇંદ્રિય દેવ વસિયા વાસે રે,
તે કરે સર્વદા સેવ પ્રભુની પાસે રે. ૧૩
દશમે દશ મુકામ પ્રગટ દીસે રે,
વળી ચાર દેવનો ઠામ અંતરવિષે રે;
મેદ્રે પ્રજાપતિરાય ગુદે જમ જાણો રે,
વળી વિષ્ણુ વસિયા પાય વેદપ્રમાણો રે. ૧૪
એકાદશીએ ઇંદ્ર પરઠયા પાણિ રે,
અગ્નિ ઓપે મુખમાંહી વદતા વાણે રે;
કર્ણતણો દિક્પાળ નેત્રે ભાનુ રે,
નાસા ઇંદ્રિય પ્રતિપાળ અશ્વની માનુ રે. ૧૫
બારશે રસના વાસ વરુણ વિલાસી રે,
બુદ્ધિએ બ્રહ્માપાસ મન શશિ વાસા રે,
ચિત્ત વસિયા વાસુદેવ શિવ અહંકારે રે,

એમ કરે સર્વદા સેવ, નિજ નિજ ઠામે રે. ૧૬
તેરશે એક તાર ઓંકાર આપે રે,
તે પોષે ચૈતન સાર, નખશિખ વ્યાપે રે;
સ્થૂલ સૂક્ષ્મ બે દેહ, પંદર નવનો રે,
તે મધ્યે આતમા જેહ પ્રેરક સૌનો રે. ૧૭
ચૌદશ જે વ્યાપ્ત સોહં સારો રે,
તે જપે અજપા જાપ બોલણહારો રે,
જેને સદ્ગુરુ મળીઆ હોય સત પ્રમાણે રે,
અન્ય બિચારા કોઇ જન ન જાણે રે. ૧૮
પુનમે તે પદ આદિ નાવે વાણે રે,
તે સદ્ગુરુનો પરસાદ મહાજન માણે રે;
જો કૃપા કરે ગુરુરાય સાચા સાંઈ રે,
નહિ અવર કોઇ દાતાર આ જગમાંહિ રે. ૧૯
એ સોળ તિથીનું સાર ઉરમાં આણે રે,
જન છોટમ તે નિર્ધાર મહાપદ માણે રે;
એ શીખે સાંભળે ગાય પૂરણ પ્રીતે રે,
તે નર હરિરૂપે થાય રૂડી રીતે રે. ૨૦

### ૨૭૦–રાગ વસંત

જાગ્ય જાગ્ય રે જીવ અભાગી જોને મૂળ વિચારી;
કયાંથકી આવ્યો ને કયાંહિ જાવું, શાની છે કાયા તારી. જાગ્ય૦ ૧
શું કરવાનું ને શું કીધું, શું સમજ્યો દેહ ધારી;
જન્મ ધરી જગદીશ ન જાણ્યો, જીતી બાજી હારી. જાગ્ય૦ ૨
કોટિ કુકર્મ કરી થયો નીચો, નરકતણો અધિકારી;
ઘોર અજ્ઞાન અવિદ્યા નિદ્રા, મોહ નિશા અંધારી. જાગ્ય૦ ૩
સંશય મનોરથ સ્વપ્ન ઘણેરાં, ઝંખે સુત વિત નારી;
અહંપણામાં આપ ભૂલાયું, ભય પામ્યો અતિ ભારી. જાગ્ય૦ ૪
વેદ વેદાંત વદે છે એવું, કહે છે સંત પોકારી;
છોટમ શબ્દ સુણીને જાગ્યા, તે નરની બલિહારી. જાગ્ય૦ ૫

### ૨૭૧–રાગ સદર

કાયા વાડી કરી કરતારે, માંહિ મૂકયો જીવ માળીને;
ગગન ઝરૂખે રહીને ઝાંખે, સુરતવડે સંભાળીને. કાયા૦ ૧

મૂળ પ્રકૃતિ ભૂમિ ભલેરી, ચૈતન જલ માંહિ વાળીને;
ત્રિગુણ બીજ વાવિયાં તનમાં,સિંચે સરવ સંભાળીને.કાયા૦૨
ચોવિસ તત્ત્વ બની છે શાખા, જો જો નજરે ન્યાળીને;
ઉપશાખા ને પત્ર અનેરી, દીપાવે છે ડાળીને. કાયા૦૩
વાણી વિચિત્ર કુસુમ બહુ રંગે, ચિતમાં જોજો ચાલીને;
જન છોટમ જગદીશને પુજે,ધન્ય ધન્ય તે ગુણશાળીને.કાયા૦૪

૨૭૨–રાગ સદર

સોહં હંસા હોળી રમે છે, ચિદ્ ચિત્ શકિતને સંગે;
સભર સરોવર અધર શૂન્યમાં,ત્યાં થકી આપ ઉમંગે.સોહં૦૧
અક્ષર સ્વરની તાલ અનોપમ, કર લીધી ઓંકારે;
મન બહુ ભેદ રચે તે મધ્યે, વાણી વિચિત્ર ઉચારે. સોહં૦૨
ભેદ મૃદંગ શંખ શરણાઇ, મધુરી મુરલી વાજે;
અનહદનાદ નિરંતર સહેજે, ગગન મંડલમાં ગાજે. સો૦૩
સુરત નિરત સોહાગણ સંગે, ઝંખે ત્રિવેણી તીરે;
ચંદ્ર સૂરજ પિચકારી ઉરાડે, પંચ રંગ ભરી નીરે.સોહં૦૪
શંકર શેષ સુરેશ વિરંચિ, સર્વ કરે છે સેવા;
પ્રેમે પુષ્પ લઇ નાથ વધાવે, પામે મહારસ મેવા. સોહં૦૫
ભેદુ ભક્ત મળ્યા ત્યાં ભેળા, ઋષિ મુનિ ને મહાજોગી;
સનકાદિક શુકદેવ સરીખા, પ્રેમઅમીરસભોગી. સોહં૦૬
કોટિક કવિજન કીર્તિ કરે છે, વિધવિધ વ્યાસ વખાણે;
મંદમતિ જન છોટમ તેનો, મહિમા તે શું જાણે. સોહં૦૭

૨૭૩–રાગ સદર

ખેલ વિચારીને જે જન ખેલે, તે નરને સુખકારી;
મહા અધરી માયાની બાજી, તેમાં ગયા ઘણા હારી.ખેલ૦૧
નીતિ વિવેક વિચાર સંધાતે, રમતાં ઘણો રંગ વાધે;
સજ્જનતાં સૌ લોક વખાણે, જય પામે જગ બાધે. ખેલ૦૨
અધમ કર્મ અવિચાર અનીતિ, અધર્મ ઉરમાં ધારે;
અખિલ લોકમાં અપજશ તેનો, દુષ્ટ કહી ધિક્કારે. ખેલ૦૩
ઉત્તમ વિદ્યા અમૃતસરખી, પ્રેમે પુષ્ટિ કરે છે;
વિખરૂપી છે સર્વ અવિદ્યા, ખાતાં ખચિત મરે છે.ખેલ૦૪
નરદેહ પામી નીતિને રાહે, નરહરિને જે ગાશે;

જન છોટમ દુનિયાની બાજી,તે જન જીતી જાશે. ખેલ૦ ૫

## ૨૭૪-રાગ હોરી

હરિ હરિ નામ જપો હરદમસે,બોહર ગયો એસો દાવ ન આવે.હ૦
દીનદયાળ દયા કરી દીનો, એસો દેહ ફેર કહાંસે પાવે. હરિ૦ ૨
સરજનહાર સદા સુખકારી,સો પ્રભુકો ગુન કાહે ન ગાવે. હરિ૦ ૩
ગર્ભ હુતે પ્રતિપાલ કરી હે,ખાનપાન તેરે કાજ બનાવે. હરિ૦ ૪
ચેતત નહીં અચેત અભાગી, કાળ નગારા સીસ બજાવે. હરિ૦ ૫
આય અચાનક પકર જાયગો,જેસે મછ બગલી ગિલી જાવે.હરિ૦ ૬
કુટુંબકબીલા દેખ રહેગો, કોય સંગ તબ તેરી ન આવે. હરિ૦ ૭
સદ્ગુરુ દેવ પરમ ઉપકારી,છોટમ મોક્ષકી ગેલ બતાવે. હરિ૦ ૮

## ૨૭૫-રાગ સદર

સોહં સંગે ધૂમ મચાઇ, ગુરુજ્ઞાન ધ્યાન લહે લાઇ,
સોહં સંગે ધૂમ મચાઇ. ટેક૦
ઇડા પિંગલા દોનું સાધકે, સુષુમ્ણા સંગ મેલાઇ;
અજપા જાપ જપે નિશવાસર, ત્રિકુટી ધ્યાન લગાઇ.
સુરત ધરી દેખો ભાઈ, સોહં સંગે ધૂમ મચાઇ. ૧
મૂલ ઉપસ્થ મણિપૂર અનાહત, વિશુદ્ધ આજ્ઞા ચક્ર જાઇ;
સકળ દેવકું જાપ સમરપો, સહસ્ર દલે ચિત્ત લાઈ.
દેખ લ્યો જ્યોતિ જગાઇ,સોહં સંગે ધૂમ મચાઈ. ૨
અનહદ ઘોર ગર્જના અદ્ભુત, અનંત રંગ રહો છાઇ;
ઝાંઝ ઝાલરી વીણા બંસરી, ભેરી શંખ શરણાઇ.
સુરત તિહાં જાઇ લોભાઇ, સોહં સંગે ધૂમ મચાઇ. ૩
સર્વાતીત સદોદિત પૂરણ, સતચિત જન સુખદાઇ;
જન છોટમ સદ્ગુરુ કરુણાસે, સો પદકી ગમ પાઈ;
જોગકી જુગત બતાઇ, સોહં સંગે ધૂમ મચાઇ. ૪

## ૨૭૬-રાગ ધુમાર

હરિસંગે હોરી ખેલીએ હો હો મેરા પ્યારે અંગે ઉમંગ;
રંગરેલ હરિસંગે હોરી ખેલીએ હો. ટેક
જાકી ઇચ્છાતેં જગત્ હોત હેં, ભિન્નભિન્ન બહુભાતિ,બલ જાઉં;
અતિ વિચિત્ર કછુ કહી નવ જાવે, લક્ષ ચોરાશી જીવ જાતિ.
હરિસંગે૦ ૧

એક એક કામ કિયે અધિકારી, એસે સરજે દેવ, બલ જાઉં;
ઓર જીવકું કરમ લગાયો, તાતે જાનત એવ. હરિસંગે૦ ૨
પ્રથમ ભયે સોઇ ઇશ સકલકે, દીનો અખિલ જગરાજ,બલ જાઉં;
દુજે ભયે સો સેવક તાકિ, કરત હુકમ લેઇ કાજ. હરિસંગે૦ ૩
બીજ સકલકું વિરંચી બોવે, વિષ્ણુ પાલનહાર,બલ જાઉં;
કઠિન કામ દીને ત્રીજાકું, શિવરૂપે કરત સંહાર. હરિસંગે૦ ૪
ચંદ્ર સુરજ દો દીપ ધરત હે, પંખો પવન ઉડાય, બલ જાઉં;
ખાનપાન સબ અગ્નિ પચાવે, શારદા જશ નિત્ય ગાય.હરિસંગે૦ ૫
અચારજ મત ગ્રંથ અદાલત, ધર્મ કીન કોટવાળ, બલ જાઉં;
ઇંદ્ર મનુષ સબકે શિર નાયક, મેઘ સિંચે જલધાર. હરિસંગે૦ ૬
સ્થાવર જંગમ વિશ્વ ચરાચર, સાહબ સરજનહાર, બલ જાઉં;
વિશ્વ સકલ વૈરાટ ઉદરમેં,ભયો હે અનંત અપાર. હરિસંગે૦ ૭
અષ્ટ સિદ્ધિ નવ નિધિ કિંકરી,સો ઇશ્વર નિરધાર,બલ જાઉં;
છોટમ પૂરણ બ્રહ્મ પ્રભુ હે, તાકો નહીં અંત ન પાર, સોહંસંગે
હોરી ખેલીએ હો. ૮

---

## વસંત રાગનાં પદ—૨

### ૨૭૭—પદ પહેલું

મહામંત્ર સત્‌ચિત્‌ નામનો, તે તો સરવે જનના કામનો;
તેણે પરચો મળે નિજ ધામનો, મહામંત્ર સદ્‌ગુરુના નામનો.
મહામંત્ર૦ ૧
તેણે બાવન અક્ષર થાય છે, તેથી નામ સર્વ લેવાય છે;
ગુણી ગાન તાનમાં ગાય છે, મહામંત્ર૦ ૨
સત જાણીને શિવ સરખા જપે, થઇ જોગારૂઢ તપમાં તપે;
તે તો પ્રલયકાળે નવ ખપે, મહામંત્ર૦ ૩
રહ્યા વિષ્ણુ વિરંચિ વિચારમાં, સત શબ્દતણા આધારમાં;
સો સરજે પાળે સંસારમાં, મહામંત્ર૦ ૪
જપે શેષ સદા શુદ્ધ ભાવથી, ધરે અંગ અધર તે પ્રતાપથી;
કોટી સંત તર્યા નામનાવથી, મહામંત્ર૦ ૫
એવો અતુલિત મહિમા અપાર છે, કોઇ સમજે તેને સાર છે;
જન છોટમનો આધાર છે, મહામંત્ર૦ ૬

૨૭૮–પદ બીજું

લલિત વસંત લીલારસ સાગર, અકળ પુરુષ અવિનાશી;
સર્વાતીત સકળ ગુણ પૂરણ, સાક્ષિ સર્વ ઉરવાસી. લલિત૦ ૧
સઘળે નયનકાન મુખ નાસા, સઘળે કર પદ રાજે;
કોટિક અર્ક રોમની ઉપમા, કહેતાં કવિજન લાજે. લલિત૦ ૨
એક એક શક્તિ બ્રહ્માંડ સરજે, એવી અનંત શક્તિપતિ કહાવે;
ઉપજે ખપે સૌ આપ ઈચ્છાયે, આપે જાય ને આવે. લલિત૦ ૩
સાંખ્ય વેદાંત મીમાંસા પાતંજલ, ન્યાય વિશેષી વખાણે;
સૌનું એક સિદ્ધાંતજ આવે, સરવે નિગમ પ્રમાણે. લલિત૦ ૪
એક એક અંગે સૌનું સાચું, સૌ મળી પૂર્ણ કહેવાયે;
છ પ્રમાણ એમાં નવ ચાલે, વેદવડે વર્ણાયે. લલિત૦ ૫
કોઇ નિર્ગુણ પરબ્રહ્મ વખાણે, કોઈ સગુણ કહી સેવે;
છોટમ એવી અદ્‌ભુત લીલા, પાર ન પામ્યો દેવે. લલિત૦ ૬

૨૭૯–રાગ હોરીના ખ્યાલ

ઘટમેં નટવર ગિરિધારી, ચિત્‌શક્તિ રાધિકા પ્યારી. ટેક
કાયા કુંજગલી વૃંદાવન, પ્રાણ પુરુષ રખવારી;
દ્વાર દ્વાર સબ દેવ ખડે હે, બિચમેં કમળ ફૂલવારી,
ઓર બહુ રંગ અપારી. ઘટમેં૦ ૧
ઈતમેં ગંગા ઇતમેં જમુના, બિચમે સરસ્વતી સારી;
તિહાં રહી કાન્હ બજાઈ બંસરી, આઈ ધસી વ્રજનારી,
ખેલ ભયો અદ્દભુત ભારી. ઘટમેં૦ ૨
ચિત ચંદન શુદ્ધ ભાવ અગરાજા, પ્રેમ પુષ્પ ભરી થારી;
શામા સામ સંગ સખી ખેલે, તીન ભુવનજયકારી.
સમજ લો વિચારી વિચારી. ઘટમેં૦ ૩
જો કોઈ જાને વસંતકો ખેલ, સો સમઝે વિધિ સારી;
છોટમ પ્રેમ ભક્તિવશ માધવ, જો પાવે નરનારી,
ધન્ય તીનકી બલીહારી. ઘટમેં૦ ૪

૨૮૦–રાગ સદર

ઘનશ્યામ વસંતવિહારી, મનમોહન મંગલકારી. ટેક
દિવ્ય સ્વરૂપ અનંત શક્તિધર, અમિત સખિનકો યારી;
નિરાલંબ નિર્લેપ નિરંતર, ભોગી ને બ્રહ્મચારી,

અજબ ગતિ નાથ તિહારી. ધનશ્યામ૦ ૧
નિર્ગુણ સગુન આપ ઇચ્છાસે, ત્રિભુવન તત્ત્વ પસારી;
સરજે પાળે ઓર સંહારે, જાકી કળા કછુ ન્યારી,
એસો હે દેવ મુરારી. ધનશ્યામ૦ ૨
દશવિધ સર્ગ પ્રથમ ઉપજાએ, સ્થાવરજંગમ ઝારી;
દ્રુમ વિરુધ ત્વક સાર ઔષધિ,લતા વનસ્પતિ ભારી,
વાસના ન્યારી ન્યારી. ધનશ્યામ૦ ૩
લીલા લલિત ખેલ નિત્ય નૌતમ, મુનિ મન મોહનકારી;
જન છોટમ વાકે ચરનકમળપર, વારંવાર બલિહારી,
ધ્યાન ઉર લીજે ધારી. ધનશ્યામ૦ ૪

૨૮૧–રાગ સદર

ગાજત ગેબ ગગનમેં નગારા, બાજત ગેબ ગગનમેં;
મેરા મનુવા સુનપે મગનમે, નગારા બાજત ગેબ ગગનમે. ૧
પચરંગ ઉડન પિચકારી, ઉલટસુલટ છન છન છનમેં;
ઝલા બિંબ બહુ હોત ઝબુકા, જેસે બિજરિયા ધનમેં.
નગારા બાજત૦ ૨
તરવેનીમાં તાર મિલાઈ, દેખોજી અપને તનમેં;
અપના સાહબ આપમેં પેખો,કાયકું ફિરો બન બનમેં.નગારા૦૩
મલિન વાસના કોટિ કર્મકી,જારો બ્રહ્મ–અગનમેં;
પ્રેમ અમીરસ પીઆ પીયાલા,મસ્ત રહો નિજ મનમેં.નગારા૦ ૪
તીન લોક ઉપમા નહિ જાકી, એસો સુખહે ભજનમેં;
જન છોટમ સદ્‌ગુરુ કરુનાસે, લગ રહ્યા ચિત્ત ચૈતનમેં.નગારા૦ ૫

૨૮૨–રાગ સદર

ગયા દિવસ ન આવે ફરીને, સજની ભજ બ્રહ્મ હરીને. ટેક
આખો જન્મ તેં એળે ગમાવ્યો, કોટી કુકર્મ કરીને;
હજુએ વિચાર થતો નથી હૈયે, મમતામાં જાય મરીને;
ફોગટ ભવફેરો ફરીને. સજની ભજ બ્રહ્મ હરીને. ૧
પતિવ્રતની પેરે ધર્મ પાળવો, વિશ્વપતિને વરીને;
વેદવિરુદ્ધ વાત નવ વદિયે, દીલમાંહિ રહેવું ડરીને,
ઠીક પ્રભુવચને ઠરીને, સજની ભજ બ્રહ્મ હરીને. ૨
પદ્મપત્રપર પાણીનું બિંદુ,ક્ષણમાં જાય ખરીને;

એમ કાયા તે કાળ જાણજે, ચટપટ જાય ચરીને;
ભાળી જોને દૃષ્ટિ ભરીને, સજની ભજ બ્રહ્મ હરીને. ૩
શુદ્ધ બોધ સદ્‌ગુરુનો સમજી, દૃઢ થવું ધ્યાન ધરીને;
છોટમ જન્મ એમજ સુધારે, તો ભવ જશે તરીને,
સુખે સૌ કાજ સરીને, સજની ભજ બ્રહ્મ હરીને. ૪

## ૨૮૩—રાગ હોરી

જાગી જ્યોતિ અગમ ઘર હોરી,સુરત તિહાં જાકર ખેલે મોરી.ટેક
શબ્દ ગુલાલ લાલ ભયો બાદુર, ગગન ગરદ ચહુઓરી;
નૌતમ નાદ નિશાન બજત હે, રંગરેલ નહિ થોરી. સુરત૦ ૧
કોય સખી તિહાં ગાન કરત હે, કોય રહી રંગ ઘોરી;
કોય સખી તિહાં ધ્યાન હિ ધારે, કર્મવાસના છોરી. સુરત૦ ૨
કોય સયાની પ્રેમસે નાચે, કોય તપે તપ ભોરી;
કોય જ્ઞાનસે ગરક રહત હે, અચલ ઠરી એક ઠોરી. સુરત૦ ૩
કોઈ ગાય સુજશ બહુ તાંકો, ગ્રંથ ગીત પદ જોરી;
છોટમ પાર ન પાય પ્રભુકો, એસી અકલ ગતિ તોરી. સુરત૦ ૪

## ૨૮૪—પદ રાગ વસંત

દેખો દેખોરે આ ઘટકો ખેલ,
જામે દીપ જલે બિનબાતી—તેલ. ટેક
જિહાં અનહદ નાદ બજે અપાર,માંહિ મુરલી મૃદંગ ને શૃંગસાર;
ખટ ચક્રમેં બાજત પ્રણવતાર. દેખો દેખો૦ ૧
જિહાં સોહં હંસા રમત રંગ, લિયે પાંચ પચીસ પ્રકૃતિ સંગ;
જાકો રૂપ નહિ આકાર અંગ. દેખો દેખો૦ ૨
તિહાં કલ્પવૃક્ષથકી બની હે બાગ,સબ દેવ કરત હે રંગ રાગ;
કોઇ ગુરુમુખી સમજે ગુરુકો ભાગ. દેખો દેખો૦ ૩
તિહાં શિવ સનકાદિક ધરત ધ્યાન,અતિ પ્રેમસુધારસ કરત પાન;
કહે છોટમ એ સદ્‌ગુરુકી સાન. દેખો દેખો૦ ૪

## ૨૮૫—રાગ હોરી

સખી રે ખલકખેલ સૈબ જિનહિ રચ્યો હે,
સો અપના કર્તાર. ટેક

સ્થાવર જંગમ જાતિમેં, દેખો ભેદ અનંત અપાર;
જલચર થલચર ઓર ગગનચર, સરજ્યો હે સરજનહાર;
સખી રે ખલકખેલ સબ જિન હિ રચ્યો હે,સો અપના કર્તાર.સ૦
વૃક્ષ વેલીમાંહિ અદ્ભુત લીલા, કોઉ ન પાવે પાર;
સ્વાદ સુગંધ રંગ બહુ કીના, ધનધન જગદાધાર. સ૦ ૨
જંતુ અનંત જાતિ જલમાંહિ, ભિન્ન ભિનઆકાર;
એ કરતારકી અપાર કુશળતા, નિશ્ચય કરો નિરધાર. સ૦ ૩
જથાજોગ્ય સબકું કરી દીના, ઉદર ભરન હિત આહાર;
છોટમ એસે પ્રભુકું છોડકે, ઓર ભજે સો ગમાર.
સખી રે ખલકખેલ સબ જિન હિ રચ્યો હે,સો અપના કર્તાર.સ૦

## ૨૮૬–અથ અંકાવળી

એક પ્રભુને આરાધીએ, એ છે અકળ અખંડ;
એક પલકમાં ઉદે કરે, કોટિ અગણિત અંડ. એક૦ ૧
બીજવિષે બહુ ચાતુરી, પુરુષપ્રકૃતિ વિભાગ;
એમાં તત્ત્વોના અંશ છે, મેલ્યા કરીને માગ. એક૦ ૨
ત્રિગુણ તેથી ઉદે થયા, જૂદાં લક્ષણ જણાય;
ચોવીસ તત્ત્વ તો તેહનાં, રૂડી સૃષ્ટિ રચાય. એક૦ ૩
ચારે અંતઃકરણ સત્ત્વથી,મન બુદ્ધિ ચિત્ અહંકાર;
દશે ઇંદ્રી ને દેવતા, રાજસગુણથી નિરધાર. એક૦ ૪
પંચ માત્રાઓ તામસી, પ્રગટયાં પંચ મહાભૂત;
પિંડ બ્રહ્માંડ છે તેવડે, ચૈતન એમાં અનુસ્યૂત. એક૦ ૫
છઠ્ઠે છએ છે ઉર્મિઓ, ક્ષુધા પિપાસા પ્રાણ;
હરખ શોક મનને હશે, શીળો તાતો દેહ જાણ. એક૦ ૬
સાતે સ્વરમાં બોલે સૌ, અગણિત શબ્દ ઉચ્ચાર;
પોષે પરાની પાસથી, આવે અવિરલ ધાર. એક૦ ૭
આઠે આંવરણથી આતમા, અળગો જાણી લ્યો એમ;
તેને સમજે સંશય શમે, પ્રગટે પૂરણ પ્રેમ. એક૦ ૮
નવ ગ્રહ તે તો છે વાસના, નવે તત્ત્વોનો દેવ;
ઉંચે નીચે ઠામે પડે, સુખદુઃખદાયક છે તેહ. એક૦ ૯
દશ દિક્પાળ સેવા કરે, દેહદેવળમાં દેવ;
એથી ઉત્તમ ફળ આવશે,છોટમ સજને તું સેવ. એક૦ ૧૦

એકાદશી વ્રત એહ છે, જાણે ઈશ્વર એક;
બીજી બાજી સૌ કાળની, અંત એકનો એક. એક૦ ૧૧
દ્વાદશ અંગુળ દેહમાં, પોષે પુરુષ પ્રસિદ્ધ;
તેને જીવનથી જાણતાં, સાધે તે હોય સિદ્ધ. એક૦ ૧૨
તેરસ દુર્લભ દેવને, જાણે શંકર ને શેષ;
શુકસનકાદિ શીતળ થયા, હરિ હરિ ભજતાં હમેશ. એક૦ ૧૨
ચૌદ લોકમાં ચેતના, સઘળે એક સ્વતંત્ર;
અક્ષર ઉપજે સો એ થકી, તે છે તારકમંત્ર. એક૦ ૧૪
પંદર તત્ત્વનું પાંજરૂં, એ છે સ્થૂલ શરીર;
દશ ઇંદ્રી નભ એહમાં, ક્ષીતિ જળ પાવક સમીર.એક૦૧૫
સોળ કળાનો જે પુરુષ છે,તે તો લિંગ શરીર;
કર્મે સુખદુઃખ ભોગવે, અજર અમર છે વીર. એક૦૧૬
સત્તરપર સુરતા ધરો, એ છે અખંડ ધામ;
શશી સુર જે ભાસે નહી, મહામુક્તોનો મુકામ. એક૦૧૭
અષ્ટાદશે પુરાણમાં, ચારે વેદનો ભેદ;
જાણે ગુરુગમ જેહને,સંશય થાય ઉછેદ. એક૦૧૮
ઓગણીએ તો એ આતમા, સો તો સર્વેની પાર;
હું તો એને હાથે ગ્રહું, સમજો એ અનુસાર. એક૦૧૯
વીસ વસા આ વિશ્વમાં, વિષ્ણુકેરો વિલાસ;
છોટમ વિશ્વ જેણે રચ્યુ, તેનો કરજો વિશ્વાસ. એક૦ ૨૦
એક વિશેષણ એટલો, બાજી બાજીગરમાંય;
ખેલ કરે ને ખુશી રહે,એથી અદકું નહિ કાંય. એક૦૨૧
બે બગડે જો બાવી થશે,બગડે બુદ્ધિ ને દેહ;
સુધરે તારે સુખ ઉપજે, ઉરમાં જાણી લે એહ. એક૦ ૨૨
તેવીશેની તૃષ્ણા તજો, પ્રભુપર રાખીને પ્રીત;
પર ઉપકારે જે વર્તશે, રૂડા જનની એ રીત. એક૦૨૩
ચોવીસ તત્ત્વનો પિંડ છે, તેમાં સૂક્ષ્મ ને સ્થૂલ;
ત્રણે ગુણથી તે ઉપજ્યાં, ઈચ્છા માયાથી મૂળ. એક૦ ૨૪
પચીસમી અર્ધ માત્રકા, તેનો સઘળો પરિવાર;
પિંડ બ્રહ્માંડ તેવડે, વિધિએ કીધો વિચાર. એક૦૨૫
છવીસમો શુદ્ધ આતમા, વરણન કીધું વેદાંત;

તેને સમજે સુખ ઉપજે, ભાગે મનની રે ભ્રાંત. એક૦૨૬
સતાવીસમો એ સત છે, સરવે પહેલો છે સોય;
સતથકી સુખ ઉપજે, તેને જાણે જન કોય. એક૦૨૭
અઠાવીસમો આનંદ છે, અણુથી અજલગી એક;
જીવે જીવ આનંદથી, જોજો કરીને વિવેક. એક૦ ૨૮
ઓગણત્રીસમો એ સદા, સત્ ચિદ્‌ઘન સુજાણ;
જીવન છે સર્વે જીવનું, વેદે કીધું વખાણ. એક૦ ૨૯
ત્રીસે અંક તપાસતાં, ત્રિગુણ ઉપર શૂન્ય;
છોટમ શૂન્યવિષે રહી, બોલે શબ્દની ધન્ય. એક૦ ૩૦
એકત્રીસે અજે લહ્યું, ગ્રહ્યું શ્રુતિઓનું સાર;
ભાષણ બ્રહ્માજીએ કર્યું, થયા વેદ તે ચાર. એક૦૩૧
બત્રીસ લક્ષણ નરવિષે, ઉત્તમ ધર્મ આચાર;
ચૌદે વિદ્યા ચોસઠ કળા, વેદે કીધો વિસ્તાર. એક૦ ૩૨
તે તરી જાય સંસારથી, સમજે સાચો સીધાંત;
ભૂલવણીમાં ભમે નહીં, ભાગે મનની ભ્રાંત. એક૦ ૩૩
ચોતરીએ ચિત ના ચળે, સમજે ચૈતનની ચોજ;
લાગે નિશદિન લક્ષમાં, શમી જાય મનના મતોજ. એક૦ ૩૪
પાંત્રીસે પદ પ્રીછિયા, શંકર સનકાદિક શેષ;
નારદ દત્ત કપીલથી, આવ્યો ચાલ્યો ઉપદેશ. એક૦ ૩૫
છતરીસ તત્ત્વોથી શેષ છે, સતચીદ્ આનંદ કંદ;
તેને ભજતાં ભવભય ટળે, ફરી ના પડે ભવફંદ. એક૦૩૬
સાડત્રીસે સાધન કરે, તેને સીધ કહેવાય;
કલ્પ કરે બહુ જૂજવાં, અમર કરવાને કાય. એક૦ ૩૭
આડતરી જાય એટલી, સે'જે વરતે તે સંત;
ખાંતે સાધે જો ખેચરી, દેખે ખેલ અનંત. એક૦ ૩૮
ઓગણચાળીસે એહનો, મહિમા જાણે મહાદેવ;
સાધે જઈને શ્મશાનમાં, ઈશ્વરપદનો અહમેવ. એક૦ ૩૯
ચાલી જોયું છે ચીતમાં, આતમા તત્ત્વ અનૂપ;
છોટમ પારવતી પ્રીછવ્યાં, ભોળા શંકર ભૂપ. એક૦ ૪૦
એકતાળીએ ઉરાડીઆં, વડનાં સઘળાં વિહંગ;
ઇંડાં સેવાયાં શુકનાં, ઉત્તમ થઇ રહ્યાં અંગ. એક૦ ૪૧

બેતાળીએ બચ્ચાં સહુ, ઊડી ચાલ્યાં આકાશ;
વળતું એક વંચી ગયું, પામ્યું પંખ પ્રકાશ. એક૦ ૪૨
તેતાળીએ તો તેહને, સારી આવી છે સાન;
એટલે ઊમીઆને આપીયું, શિવે સોહંનું જ્ઞાન.એક૦ ૪૩
ચુંવાળીએ ચેતી ગયો, ઉત્તમ પામ્યો ઉપદેશ;
વિનતા હુતી જ્યાં વયસની, તેમાં કીધો પ્રવેશ. એક૦ ૪૪
પીસ્તાળીએ તે પિંડમાં, વરસ વીત્યાં છે બાર;
કથા સાંભળતાં કોડથી,અંતર કીધો ઉચ્ચાર. એક૦ ૪૫
છેતાળીશે તું કાં છપ્યો, બાહેર નીકળને બાળ;
ભાવે તુજને ભણાવીએ, રૂડી વિદ્યા રસાળ. એક૦ ૪૬
સુડતાળીશે શુકે કહ્યું, મુજને માયાની બીક;
માટે અહીં રહું એકલો, ઉદરગુહા છે ઠીક. એક૦ ૪૭
અડતાળીસે અળગી કરી, વ્યાસે માયા તે વાર;
બાળક બાહેર આવીઆ, નાશી છૂટયા નિરધાર. એક૦ ૪૮
ઓગણપચાસે એહની, પૂંઠે વ્યાસ પળાય;
સાદ કરે શુકદેવને, બોલે વૃક્ષ બધાંય. એક૦ ૪૯
પચાસે સુત પ્રીછજે, સમજી લેજે સુજાણ;
છોટમ કોટી સાધન કરે, ગુરુવિણ ન મળે કલ્યાણ.એક૦૫૦
એકાવનમાં તે એકલો, જઈ ચઢયો જનકને ઘેર;
નિશ્ચે તે તો નીરભે થયો, પ્રીછી લીધી સૌ પેર. એક૦ ૫૧
બાવન અક્ષરથી બાહેરો, ભાસ્યો બ્રહ્મ અપાર;
શુક તો સમજી શીતલ થયા, આવ્યા પિતાને દ્વાર. એક૦૫૨
ત્રેપનમાંહે તેને સમે, વ્યાસે ભણાવ્યા વેદ;
પ્રીતિ ઉપજી પુરાણમાં, ભણીઆ ભાગવતનો ભેદ.એક૦૫૩
ચોપનમાં જઇ ચેતાવીઓ, ભાવે પરીક્ષિત ભૂપ;
સાત દિવસમાં સંશય ગયો, તેને કીધો તદ્રૂપ. એક૦ ૫૪
પંચાવનમાં પોતે ગયા, ત્યાંથી વ્યાસના તંન;
આચારજ એ વેદાંતના, જાણી લેજો સૌ જંન.એક૦ ૫૫
છપ્પન કુળ જદુવંશમાં, ઓધવ જ્ઞાની ઉદાર;
કૃપા કૃષ્ણે કરી ઘણી, સમજ્યા તત્ત્વ વિચાર. એક૦ ૫૬
સત્તાવનમાં સંગ્રામથી, અર્જુન થયો ઉદાસ;

ગીતા ગોવિંદે ત્યાં કહી, પ્રગટયું રૂપ પ્રકાશ. એક૦ ૫૭
અઠ્ઠાવનમાં અજપાસથી, નારદ પામ્યા છે નીધ;
વળતી સમજાવ્યા વ્યાસને, ચાર શ્લોક પ્રસિદ્ધ. એક૦ ૫૮
ઓગણસાઠે એ જ્ઞાનથી, સરીઓ સાધુનો અર્થ;
રસ્તે રહુગણ રાયને, ભાવે ભેટયા ભરથ. એક૦ ૫૯
સાઠે વરસે વસુદેવને, મળીઆ નારદ મુન્ય;
છોટમ શ્રીહરિ ઓળખ્યા,પ્રગટયાં પૂરણ પુન્ય. એક૦ ૬૦
એકસઠે એક પ્રભુતણી, આજ્ઞા પાળે સૌ દેવ;
એને ડરે ડરતા રહે, કરે સર્વદા સેવ. એક૦ ૬૧
બાસઠે બાહ્યર ભીતરે, પ્રભુકેરો પ્રકાશ;
રવિ શશી પાવક વીજળી, કરે એથી ઉજાસ. એક૦ ૬૨
ત્રેસઠે તેના ભયથકી, ડરતો રહે કાળ;
વાયુ વરુણ આદિ સહુ, ડરે દશ દિક્પાળ. એક૦ ૬૩
ચોસઠે ચૌદે લોકમાં, એક પ્રભુનો આધાર;
પૃથ્વી સરીખાં આ પોલમાં, ધરે અંડ અપાર. એક૦ ૬૪
પાંસઠ પૃથ્વીને પોષવા, રચ્યો જળધર જેહ;
હરિનો હુકમ શિરપર ધરી, તજતો નથી તેહ. એક૦ ૬૫
છાસઠે સિંધુ તજે નહી, મહાપ્રભુની મર્યાદ;
આજ્ઞાએ આધીન સૌ રહે, યમરાયની આદ્ય. એક૦ ૬૬
સડસટે સતચીદ્ રૂપને, કળી ના શકે કોય;
સૂક્ષ્મથીયે સૂક્ષ્મ ઘણો, મોટા મોટાથી સોય. એક૦ ૬૭
અડસઠ તીરથથી ઘણો, પાવન પુરુષ પુરાણ;
અદ્ભુત સામર્થ એહમાં, કર્યું વેદે વખાણ. એક૦ ૬૮
ઇગનોતેર અજ્ઞાનની, આવરણ શક્તિ કહેવાય;
ભાન રજ્જુનું ના રહે, તેનો સર્પ લહેવાય. એક૦ ૬૯
સિત્તેર સુધી સંખ્યા થઇ, શૂન્ય સંધાથે સાત;
છોટમ પૂરણ બ્રહ્મની, વદી વેદમાં વાત. એક૦ ૭૦
ઇકોતેર કુળ ઉધરે, જેના કુળમાં હરિદાસ;
નીતિ ભક્તિ નિર્મળ મતી, ઉત્તમ જ્ઞાન અભ્યાસ.એક૦ ૭૧
બોતેર કોઠા આ દેહમાં, નાડી બોતેર હજાર;
જૂદી જૂદી ક્રિયા કરે, જોતાં ન જડે કરતાર. એક૦ ૭૨

તોંતેરમાં જે તપાસીએ, કરીએ તત્ત્વનો તોલ;
કહીં રહી સઘળાં કારજ કરે,કહીં રહી બોલે છે બોલ.એક૦૭૩
ચુંવોતેર તો ચીતનો, જ્યારે થાય નિરોધ;
સાધે મુંદ્રા જે સાંભળી, પ્રગટે બુદ્ધિમાં બોધ. એક૦ ૭૪
પંચોતેરે પ્રપંચથી, અળગો આતમા દેખાય;
તે તો આપ છે આપણું,જડની અહંકૃતિ જાય. એક૦ ૭૫
છોતેરે તો છળતા તજી, હરિને સોંપે શુભ કર્મ;
પાળ એક પ્રભુને ભૂલે નહિ,એ તો ઉત્તમ ધર્મ. એક૦ ૭૬
સિત્તોતેર સુખદુઃખમાં, શમતા રાખે જે મન;
સહન કરે ઘણુ કાળના,એવા નરને ધન ધન. એક૦ ૭૭
ઇઠોતેરે આનંદમાં, નિશદિન વર્તે નર જેહ;
વ્યસન રાખે વિદ્યાતણું, સજ્જન નરશું સ્નેહ. એક૦ ૭૮
આજ્ઞા શિરપર ઈશની, ધારી કરવું સૌ કામ;
પૈસો વાપરીએ પુન્યમાં, જેથી રીઝે ઘનશામ. એક૦ ૭૯
એંશી કુંભક અહોનિશે, કરી સાધે જે પ્રાણ;
છોટમ થાશે ત્રણ માસમાં, નાડીશુદ્ધિ નિર્વાણ. એક૦ ૮૦
એકાશીને એ જાહ્નવી, એજ ગયા ને કેદાર;
પૂરણ સાધે જે પ્રાણને, દરશે દિવ્ય દેદાર. એક૦ ૮૧
બ્યાશીમાંહે બે નાડીઓ, તેમાં સૂરજ ને ચંદ;
મધ્યે સુષુમ્ણા માનીએ, તેમાં બાળમુકંદ. એક૦ ૮૨
ત્યાશીમાંહે તે તત્ત્વનું, ધારે નિશદિન ધ્યાન;
મધ્યે મારુત જે કેદ કરે, પ્રગટે ગુરુજીનું જ્ઞાન. એક૦ ૮૩
ચોરાશીએ આસનતણો,પ્રથમ કરવો અભ્યાસ;
કાયા કંચન જેવી રહે, થાયે વ્યાધીનો નાશ. એક૦ ૮૪
પંચાશીમે જે પ્રાણની, ધારે ધારણા તેહ;
આસન વાળી એકાંતમાં, અચળ કરે નિજ દેહ. એક૦ ૮૫
છાશી ઉપર સુરતા ધરી, ચીતવો ચારે દલમાંય;
છસેં જાપ અજપાતણા, તેને સોંપવા ત્યાંય. એક૦ ૮૬
શીત્યાશીએ છ પાંખડી, તેનો કરવો તપાસ;
છ હજાર ત્યાં સોંપવા, તેમાં બ્રહ્માનો વાસ. એક૦ ૮૭
ઇઠયાશી એ દ્રય આઠનું,નિરખો નાભિની માંય;

અર્પે જાપ ત્યાં એટલા, વિષ્ણુ લક્ષ્મી છે ત્યાંય. એક૦ ૮૮
નેવાશીએ નિશ્ચે કરો, હૃદયે પાંખડી બાર;
રૂપ નિહાળી રુદ્રનું, અર્પો ખટ હજાર. એક૦ ૮૯
નેવું માંહે નિશ્ચે કરી, અર્પો સહસ્ર જાપ;
છોટમ સોળ છે પાંખડી, એમાં જીવ છે આપ. એક૦ ૯૦
એકાણુંએ એક ચિત્તથી, ધરો દ્વિદલમાંય;
શક્તિ સચ્ચિદાનંદની, જ્યોતી જળહળ ત્યાંય. એક૦ ૯૧
બાણુએ બહુ તેજમાં, વાગે અનહદ નાદ;
અમૃત વરસે આનંદમાં, મનના મટશે વિખવાદ. એક૦ ૯૨
ત્રાણુએ તેમાં દેખીએ, પંકજપત્ર હજાર;
દેવ નિરંજન તેહમાં,અક્ષર બોલે ઓંકાર. એક૦ ૯૩
ચોરાણુંએ ચિદ્રૂપને, જોતાં ચીત લોભાય;
તુરિયા રૂપ તેને કહે, અતી આનંદ થાય. એક૦ ૯૪
પંચાણુંએ તે પારથી, આવે અર્ણવની લહેર;
પ્રેમી પીએ છે તેહને, જેને ગુરુની મહેર. એક૦ ૯૫
છાનું તે તો રહે નહી, ઉગે અનુભવસૂર;
પો'ચે વિદેશે વાસના, જુગ જુગ સુધી જરૂર. એક૦ ૯૬
સત્તાણુ ને બ્રહ્માંડમાં, એકજ દેવ અખંડ;
જડમતિ તે નથી જાણતા, પૂજે બીજાં પાખંડ. એક૦ ૯૭
અઠ્ઠાણું એ આનંદથી, ભજવો એક ભગવંત;
એણે સરજેલા છે સૌ, સ્થાવર જંગમ જંત. એક૦ ૯૮
નવ્વાણુંએ નિરણે કરી, જોજો નામ ને રૂપ;
અંતે રહેવાનું એક છે, સરજનહાર સરૂપ એક૦ ૯૯
સોએ સુધી સંખ્યા થઈ આગળ એકનો એક;
છોટમ તેને સત જાણજો, વિધિએ કરીને વિવેક. એક૦ ૧૦૦
સંવત ઓગણી ત્રેવીસે, પોષ પહેલેરો પક્ષ;
દ્વિતીઆ સોમે પૂરો થયો,છોટમ સમજે કોઇ દક્ષ.એક૦ ૧૦૧

## ૨૮૭–રાગ કેરબો

ઝંડા રોપ્યા જરાટી ફોજ, જોબન કાંહા જાય રહ્યા. ટેક
કાળા કેશ પલટ ગયા રે, ભયા સપેત નિશાન;
કરણ કહ્યા સુણતા નહી રે, ભાગ્યા દંત દરવાન.જોબન૦ ૧

હાથપાંવ ઢીલા હુવા રે, નિરખ શકે નહી નેન;
કટી લટકી અટકી ગતી રે, બોલે અરધા બેન. જોબન૦ ૨
હૈયે હિંમત ના રહે રે, હોત ગરીબી હાલ;
જોર કહાં જાતા રહ્યા રે, બુદ્ધિ ભઇ જ્યું બાલ. જોબન૦ ૩
લાજ ઘટી તૃષ્ણા બઢી રે,મદ મત્સર નહિ માન;
લોલુપતા લાગી ઘણી રે, સટક ગઇ શુધ સાન. જોબન૦ ૪
બુઢાપા બૂરા બહુ રે, અંગ રંગ ઉડ જાય;
છોટમકો સામ્રથ પ્રભુ રે, સરજનહાર સહાય. જોબન૦ ૫





# છોટમની વાણી–વિભાગ ત્રીજો

## ગજલ રાગનાં પદ ૪

### ૨૮૮–પદ પહેલું

કર્તા કાયમ કર્તા કાયમ, ઓર સબ કાલકી બાજી. ટેક
નિગમ આગમ કહે જાગી, કતેબ કુરાન કથે કાજી;
મતા મુની ઓર મુલ્લાંકા, રહેગા નામ અલ્લાકા. કર્તા૦ ૧
જમીંઅસમાન પવનપાની, અરસાં અજીમકી નિશાની;
રહેગા નહીં ખલક ખાસી, સુપન ગત નિંદકી જેસી. કર્તા૦ ૨
ભજો કર્તાર પરમ ભાગી, હરદમ હરનામ જપો જાગી;
કહે છોટમ એસી સાચી, કરામત ઓર સબે કાચી. કર્તા૦ ૩

### ૨૮૯–પદ બીજું

ભજો ભગવંત ભજો ભગવંત, ભવોભવ કાયકું ભટકો. ટેક
રગત ઓર બિંદકી કાયા, પંચમહાભૂત બંધાયા;
પરમ દુર્ગંધકા ડેરા, મૂઢ કહે રૂપ એ મેરા. ભજો૦ ૧
લહે નહીં આપકા બાપા, જપે જન ઓરકા જાપા;
બુઝા નહીં બોલને હારા, લિયા અભિમાનકા ભારા. ભજો૦ ૨
પ્રભુકા રૂપ ના જાન્યા, અસત જડ સોઇ સત માન્યા;
દેહ અહંકારમેં અટકયા, કલપભર ભૂતમેં ભટકયા. ભજો૦ ૩
અહોશ્રુતિદેવકા શરના, મિટે ભવ આવના મરના;
કહે છોટમ સુનો ભાઇ, મિલો ગુરુદેવકું જાઇ. ભજો૦ ૪

### ૨૯૦–પદ ત્રીજું

દેખો દરીઆવ દેખો દરીઆવ, લેહેરામેં લાભ લેના હે. ટેક
અવીચલ એક હે વારિ, બિંદ બહુ મેઘકી સારી;
પોખે સબ જુકતસે ઝહાંના, ઉપાવે ઔષધી નાના. દેખો૦ ૧
જેસે એક સૂત્ર હે સોઇ, વસ્ત્ર બહુ ભાતી કે હોઇ;

એસા ખુદ ખેલ હે ખાસા, રચા સબ લોક તમાસા. દેખો૦૨
પરાકે પાર હે પ્યારા, નિરંજન આપ હે ન્યારા;
કહે છોટમ એસી જાની, હરદમ હરીનામ જપો પ્રાની.દેખો૦૩

૨૯૧–પદ ચોથું

ખોજો ખાવન ખોજો ખાવન, તનમેં કયા તમાસા હે. ટેક
ગગન ધનઘોર નગારા હે,નફેરી નાદ અપારા હે;
બિના જ્યાં નીર મોતી હે,બિના રવિચંદ જયોતિ હે. ખોજો૦૧
બિના મુખ ગીત ગાતા હે,બિના જીભ પાન પીતા હે;
ખેલે બિન પાવ ખલક સારી,બિના કર તાન બજે તારી. ખોજો૦૨
બિના દૃગ દેખના સારા, પરિમલ નાકબિન પ્યારા;
નહીં જ્યાં રૂપ કે કાયા,નહીં હે મન કે મા[illegible]. ખોજો૦૩
ગુરુગમસે બુઝે સારા, સકલમેં ખેલને વારા;
કહે છોટમ અજબ બાજી,ગુરુબિન ના લહે કાજી. ખોજો૦૪

## ૨૯૨–કૃષ્ણને કરવું હોય તે કરે,એ રાગનું પદ

રોમે રોમે ચઢે, રામરસ રોમે રોમે ચઢે. ટેક
પીતાં પૂર્ણ અનુભવ પ્રગટે, અનંત નેત્ર ઊઘડે;
દ્વાદશ અંગુળ ભરી પીએ તો નવી સૃષ્ટિને ઘડે. રામરસ૦૧
સુંઘે તેને સ્વરૂપ દરશે, પાછો ભવ ના પડે;
આપે નિર્ભય સઘળે વર્તે, જે જીહ્વાએ અડે. રામરસ૦૨
અજર ખુમારી અદ્ભુત ભારી, બ્રહ્મવિષે જઇ ભડે;
પિંડ બ્રહ્માંડની પાર રહ્યા તે, હંસ થઇ નીમડે. રામરસ૦૩
મરજીવા તે મહારસ માણે, તેથી નહિ કોઇ બડે;
જન છોટમ એવા જન મળતાં, ભાગ્ય ભલાં ઊઘડે. રામરસ૦૪

## ૨૯૩–રાગ વેલાવલ

ઓ જીવ બ્રહ્મ–ઉપાસના, તજવી નહીં તાહારે;
બ્રહ્મઉપાસન જે તજે, તેને કોણ ઉગારે. ઓ જીવ૦૧
જેનો પ્રકાશ પડયા થકી, જન બોલે છે વાણી;
બોલ્યામાં જે નથી આવતો, તેને બ્રહ્મ લ્યો જાણી. ઓ જીવ૦૨
નાવે જે મનના વિચારમાં, જેવડે મન વિચારે;
બ્રહ્મ તેને તું જાણજે, એણે અનુસારે. ઓ જીવ૦ ૩

નેત્ર જુએ સૌ રૂપને,જેની સત્તા પામી;
નેત્રે જોયો નથી તે જતો, એવો અંતરજામી. એ જીવ૦ ૪
શ્રવણ સૂણે જેનાવડે, શબ્દ જેટલા આવે;
શ્રવણ સૂણી તેને ના શકે, તેને બ્રહ્મ કહાવે. એ જીવ૦ ૫
સ્વાદ લેતો નથી પ્રાણથી, અવિનાશી એવો;
સ્વાદ લેવાય છે જેવડે, બ્રહ્મ જાણોને તેવો. એ જીવ૦ ૬
સરજેલી વસ્તુ જેટલી, નામરૂપ વિજાતી;
તેનું ઉપાસન પરહરી, ભજો બ્રહ્મસજાતી. એ જીવ૦ ૭
વિજાતીમાં વિકાર છે, તે માટે તજીએ;
છોટમ નિર્મલ બ્રહ્મ છે, તેને ભાવે ભજીએ. એ જીવ૦ ૮

## ૨૯૪–કીર્તન

પ્રેમ અમીરસ પિયો પિયાલા, રામનામ નિર્બાની હો;
પરા પારસે ધાર પરત હૈ, ગુરુગમ સમજે જ્ઞાની હો. પ્રેમ૦ ૧
સ્થૂલ સૂક્ષ્મ કારણ મહાકારણ, તાપર લક્ષ નિશાની હો;
પિંડ બ્રહ્માંડ એકરસ અનુસ્યૂત, કોઉક વિરલે જાની હો. પ્રેમ૦૨
મકરી તાર જ્યું બાહાર પસારત, પુનિ નીગલ ગત તાની હો;
તેસે માયા હોત હરીસે, પુનિ હરિમાંહિ વિલાની હો. પ્રેમ૦ ૩
બિનશ્રુતિ ગુરુ કોઇ પાર ન પાવત, તર્ક કરે અનુમાની હો;
છોટમ એક બ્રહ્મ જગકારન, શ્રતિ ગુરુ કહત બખાની હો.પ્રેમ૦૪

## ૨૯૫–હરિભજનથકી છોટા હોય તે સૌથી મોટા થાય છે–એ રાગ

સદ્‌ગુરુ મળતાં, ભવબંધનની ભ્રાંતિ સર્વે જાય છે;
મહાવાકયતણો, લક્ષ લહ્યાથી જીવ શિવ એક થાય છે. ટેક૦
સ્વપ્નામાં સિંહ જુએ જ્યારે,તન કંપે છે તેનું ત્યારે;
જાગ્યાથી સૌ જૂઠું ધારે, સદ્‌ગુરુ૦ ૧
જો જ્ઞાન રજ્જુનું નથી જેને, ભયકારી ભુજંગ લહે તેને;
દીપકથી દુઃખ મટે એને, સદ્‌ગુરુ૦ ૨
મુખ દીસે દર્પણમાં જાતુ, પછી સંપુટથી હોય બીડાતુ;
નથી બંધનથી મુખ રુંધાતુ, સદ્‌ગુરુ૦ ૩
જે બુદ્ધીમાં અજ્ઞાન રહે, તે ચેતનનું પ્રતિબિંબ ગ્રહે;

તેને જીવરૂપ સદ્‌ગ્રંથ કહે, સદ્‌ગુરુ૦ ૪
જો મૂળસહિત અજ્ઞાન ટળે, તો બિંબવીષે પ્રતિબિંબ મળે;
કહે છોટમ બ્રહ્મમાં જીવ ભળે, સદ્‌ગુરુ૦ ૫

## ૨૯૬–રાગ ધોળ

સદ્‌ગુરુશબ્દે જોયું જાગી, મોહનિદ્રાને ત્યાગી રે;
મોહનિદ્રા ને ત્યાગી રે, ભ્રમણા તો ભાગી સર્વે મનતણી રે;
ત્રણે લોકનાં તિમિર ટળીઆં, ઘેન પળાયું જાય રે;
ઘેન પળાયું જાય રે, શૂન્યમંડળમાં ઉગ્યો સાચો દિનમણી રે. ૧
સ્થાવર જંગમ થયું સચેતન, પશુપંખી નરનારી રે;
સંન્યાસી સંસારી સમરે હરી હરી રે. ૨
સિદ્ધ બુદ્ધ ને જોગી ભોગી, પંડિતો પૌરાણી રે, પંડિતો પૌરાણી રે;
આપ આપણાં સાધન સાધે પૂરી પૂરી રે. ૩
કાળનિશાનો ડર નહિ જેને, એવા વિરલા સંત રે,
એવા વીરલા સંત રે;
આદિ મધ્ય ને અંતે એકજ આતમા રે. ૪
છોટાલાલ વરણવેવાણી, વિષ્ણુકૃપાએજાણીરે, વિષ્ણુકૃપાએજાણીરે;
શબ્દતણી શમશાએ નાવે વાતમાં રે. ૫

## ૨૯૭–મહિના રાગ ગરબી

ભજનથકી ભય ભવ ભવનો ભાગે, તારેતાર કર્તાનું લાગે;
અનુભવ જ્યોતી હૃદયે જાગે, ભજનથકી ભય ભવનો ભાગે. ટેક
કારતકે કરમ ઘણાં કાપે, અમર મંત્ર સદ્‌ગુરુજી આપે;
જાગે જોત અલખતણે જાપે. ભજન૦ ૧
માગશર મૂળે બાંધો મનને, તપાસીને શોધી જુઓ તનને;
ચાલે તે તો જો રે એ ચૈતનને. ભજન૦ ૨
પોષે સૌ પાર રહ્યો પ્રેરે, નથી નાથ અળગો જુઓને રે;
હરિના જન હોય તેહે રે. ભજન૦ ૩
મહા એ મહાપદ મોટું માટે, વોરી લેવું સદ્‌ગુરુને હાટે;
સાટવીએ તન મનને સાટે. ભજન૦ ૪
ફાગણે તો ફુલેલી ફૂલ લાગે, તરુપત્ર જૂનાં સરવ ત્યાગે;
જેને હૃદયે ભક્તિ એવી જાગે. ભજન૦ ૫

ચૈતરે ચિત્ત રહે ચળતુ, માહાલે મન ગુરુશબ્દે મલતુ;
વશ પછી શું કરવું વલતું. ભજન૦ ૬
વૈશાખે ચાર વેદે વાણી, અક્ષરસ્વર ઉચ્ચારે આણી;
જુકતે તેનો કર્તા લેવો જાણી. ભજન૦ ૭
જેઠે એ જોગ કર્યો જેણે, ત્રિલોકીનો સાર લહ્યો તેણે;
અલૌકિક લાહાવ લહ્યો એણે. ભજન૦ ૮
અષાડે તે આવે નહી એવા, માંણ્યા જેણે મહારસના મેવા;
જનક શુક શેષ કપિલ જેવા. ભજન૦ ૯
શ્રાવણે એ શિવ જાણો સાચા, વદે જે જીભવિના વાચા;
ફળ નવ જાણે તે જીવ કાચા. ભજન૦ ૧૦
ભાદરવે ભરમ ગયો ભાગી, લક્ષમાંહે સુરત રહી લાગી;
આપોપુ મૂકી ગઈ આઘી. ભજન૦ ૧૧
આ સોહં હંસ મલ્યા આપે, પરમ ગુરુકેરે પરતાપે;
જાગ્રત જન છોટમ એ જાપે. ભજન૦ ૧૨

## ૨૯૮–રાગ કાનડો

દેખો દેખો દુનીકે દોસ્ત, ગરજકે યાર ઘને. ટેક
પરી ગરજ તો પાવ પરેગા, સરી ગરજ તો સલામ. ગરજ૦ ૧
સ્વારથ છાંડી ભજે કોઇ શૂરા, પવનપુત્ર જ્યું રામ. ગરજ૦ ૨
કછુ ન ચાહે ઓર કરે બંદગી, સોહી ભગત નિષ્કામ. ગરજ૦ ૩
છોટમ રામ સાહબ તબ રીઝે, હરદમ લે હક નામ. ગરજ૦ ૪

## ૨૯૯–રાગ ગરબી

આનંદસાગર બ્રહ્મ આરાધીએ, એવું વેદવચન નિરધાર જો;
આનંદમાંથી સૌ જગ ઊપજે, જીવે આનંદે સંસાર જો. આ૦ ૧
અંતે આનંદમાં સરવે સમે, તે આનંદ અચલ કે'વાય જો;
અણુ ને આદિ તે બ્રહ્માલગી, સૌમાં સરખો આનંદ થાય જો. આ૦ ૨
આનંદ વિષયોમાં જે જે કહે, જેને ગુરુની ગમ ના હોય જો;
જડ વિષયોમાં આનંદ ના રહે, આનંદ ચૈતનમધ્યે જોય જો. આ૦ ૩
વિષયવિષે જે આનંદ થાય છે, તેનો જો જો કરી વિચાર જો;
ભમતી વૃત્તિ હોય છે જીવની, દેખી વિષય ઠરે છે ઠાર જો.
તેમાં પડે પ્રતિબિંબ બ્રહ્મનું, તેમાં છે આનંદ નિરધાર જો. આ૦ ૪

સૂકા અસ્થિવિષે જ્યમ શ્વાનને, ખાતાં મુખનું લોહી લપટાય જો;
ત્યમ ત્યમ ખાય ઘણું ખાંતે કરી, કારણ પોતે ના પ્રીછાય જો.આ૦૫
એમ વિષયમાં આનંદ જે કહે, તે નર શ્વાનસમા કેહેવાય જો;
વિષયો નિદ્રામાં રેહેતાનથી,પણઆનંદનોઅનુભવથાયજો.આ૦૬
એથી સહજ સમાધીને વિષે, ઊપજે આનંદકેરા બોધ જો;
એવો અક્ષય આનંદ માણવા, સદાય કરવો સાચો જોગ જો.આ૦ ૭
આનંદ વિષયોનો સઘળે વદે,ઇંદ્રાદિક અજપદ કૈલાસ જો;
છોટમ બ્રહ્માનંદ જેને મળ્યો, તે તો ન કરે કોઈની આશ જો.આ૦ ૮

## ૩૦૦–ગરબી

હું હું ને શોધી કાઢો સજ્જનો,
હું તો નહી મન બુદ્ધી ચીત અહંકાર જો;
કાન નેત્ર નહી રસના નાસાદ્વાર જો. હું હું ને૦ ૧
હું નહી મુખ કર પગ પાયુ ઉપસ્થ જો;
માંસ ત્વચા નહી રોમ રુધિર ને અસ્થ જો.હું હું ને૦૨
હું નહી પૃથ્વી જલ અગ્ની આકાશ જો,
વાયુ થકી પણ અલગો માહારો વાસ જો.હું હું ને૦ ૩
હું નહી શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ જો,
એ સરવેનો નહી મારે સબંધ જો. હું હું ને૦ ૪
હું નહી સાત્વિક રાજસ ગુણનું રૂપજો,
હું સરવેનો સાક્ષી અમળ અનૂપ જો. હું હું ને૦ ૫
હું નહી ચાદે ઇંદ્રીકેરા દેવજો,
મોટા મુનીવર ન લહે માહારો ભેદ જો. હું હું ને૦ ૬
હું નહી સ્થૂલ સૂક્ષ્મ ને કારણ દેહ જો,
જાગ્રત સ્વપ્ન સુષુપ્તી માયા એહ જો; હું હું ને૦ ૭
હું નહી વિશ્વને તૈજસ પ્રાજ્ઞ કાંય જો,
હું સરવેથી અલગો ને સૌ માંય જો. હું હું ને૦ ૮
જન્મમરણને પાપપુન્ય નહી કાંય જો,
પંચ કલેશ પણ પો'ચે નહી મુજ માંય જો.હું હું ને૦ ૯
અંતરમાં અહંમમતા ઊપજે જેહ જો,
છોટમ સાક્ષીકેરું પ્રતિબિંબ તેહ જો. હું હું ને૦ ૧૦

## ૩૦૧–રાગ બેહાગ

સમર સરજનહાર રે, મન સમર સરજનહાર. ટેક
આકાશથી જે રહે આઘો, પચીસ કેરી પાર;
તે પ્રભુ કર્તા સર્વનો જ્યાંહાં શમે ૐકાર. રે મન૦ ૧
જેની ઈચ્છાવડે ઉપજે, બ્રહ્માંડ કોટિ અપાર;
ઇચ્છાવડે પોષે પાળે, વળી કરે સંહાર. રે મન૦ ૨
અનંત શક્તિ અપાર મહિમા, વેદ કરે ઉચ્ચાર;
તત્ત્વમસિનો અર્થ જોતાં, જડે તેનો ઠાર. રે મન૦ ૩
આકાશમાં જેમ શબ્દ વ્યાપક, તેમાં અક્ષર સાર;
અક્ષરમાં અક્ષરાતીત વ્યાપક, છોટમ તે કરતાર. રે મન૦ ૪

---

## ૩૦૨–રાગ પ્રભાત

પ્રાતઃસમે સમરી લે પ્રાણી, આત્મા અવિચળ જાણી રે;
હૃદયકમળમાં ફોરી રહ્યો છે,સત્ચિત્ સુખની ખાણી રે.પ્રાતઃ૦ ૧
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ માંહી, સાક્ષી રહે છે સરખો રે;
પરમહંસ ગતિરૂપ તુરીયા, તે જ્યોતીને પરખો રે. પ્રાતઃ૦ ૨
મન વાણીથી એ છે અળગો ,ત્યાં નવ પહોંચે વાણી રે;
વાણી તો છે ગુણની સ્ફુરણા, તેને ન શકે જાણી રે. પ્રાતઃ૦ ૩
નેતી નેતી નિગમ વદે છે, દેવતણો છે દેવ રે;
અજ અચ્યુત ને સૌથી અળગો, જાણે વિરલા ભેદ રે. પ્રાતઃ૦ ૪
તમથી પાર અર્કસમ ઉજ્જવલ, પૂર્ણ સનાતન કહીએ રે;
પુરુષોત્તમ છે પરમ પ્રકાશક,તે સ્વરૂપને લહીએ રે. પ્રાતઃ૦ ૫
જેને જોતાં જગત ન દીસે,મિથ્યા સરખું ભાસે રે;
છોટમ સૂર્યપ્રકાશ થયાથી, રજ્જુ ભુજંગમનાશે રે. પ્રાતઃ૦ ૬

## ૩૦૩–રાગ સદર

મોહનિશા ગઇ સદ્ગુરુ મળતાં, સમજણ સૂરજ ભાસ્યો રે;
વિધવિધ વર્ણ વિહંગમ બોલ્યા, પૂર્ણાનંદ પ્રકાશ્યો રે. મોહ૦ ૧
દેવતણાં સહુ દ્વાર ઉઘડીઆં, અનહદ ડંકા વાગ્યા રે;
દુર્ગુણ ચોર છપાયા દોદશ, સદ્ગુણ સજ્જન જાગ્યા રે. મોહ૦ ૨
બોધકમળ ખીલ્યાં બહુ રંગે, કલિમલ કુમુદ મિચાયાં રે;
શીલ સંતોષ ક્ષમાદિક જાગ્યાં, જ્ઞાનગંગમાં ન્હાયાં રે. મોહ૦ ૩
પૂર્ણ પ્રકાશ સૂર્યનો પેખી, ગર્વ હિમાચળ ગળીઓ રે;

છોટમ અનુભવ આંખ ઉઘાડી,મહાપ્રભુજીને મળીઓ રે.મોહ૦૪

### ૩૦૪–કુંડલીઆ

માને નહી જે માનવી ઇશ્વરનો ઉપકાર,
લૂણહરામી જગતમાં પામે દુઃખ અપાર;
પામે દુખ અપાર,માર તો જમનો મળશે,
પાપ કર્મના દંડ કેમ બીજાથી ટળશે;
છોટમ સરજનહાર, વિના નવ ભજીએ કોને,
ઈશ્વરનો ઉપકાર માનવી જે નવ માંને. ૧
સરજનહારે સર્વથી, દીધો ઉત્તમ દેહ,
તેના ગુણ ગાતા નથી, જીવ કૃતઘ્ની જેહ;
જીવ પ્રપંચી જેહ, પ્રપંચી જનને પૂજે,
તત્પદનો જે લક્ષ, બુદ્ધિહીણા નવ બૂઝે,
છોટમ શ્રુતિનો સાર, વિવેકી પુરુષ વિચારે,
દીધો ઉત્તમ દેહ સર્વથી સરજનહારે. ૨

### ૩૦૫–રાગ ખ્યાલ

ગફલતમેં જન્મ ગમાયા, નિજ ધરમ મરમ નહિ પાયા રે. ટેક
કુડ કપટ છલ દંભ અનીતિ, ભરી કુકરમસે કાયા;
પરદારા પરધન મન ઝંખત, જૂઠે ધંધે ધાયા રે. ગફલતમેં૦ ૧
દુર્બલ દીન દેખી કોઇ જનકુ, તે ધન ખુંચી ખાયા;
નીર્લજ નીચ કર્મ કરી નિશદિન,શુદ્ધ વિચારે ન આયા રે.ગ૦ ૨
જૂઠ જાર અહંકાર અંધમતિ, કુકર્મ ખૂબ કમાયા;
એક પલક સતસંગ ગંગમેં,નીચ જરા નહિ નાહ્યારે.ગફલતમેં૦ ૩
એસે કોટીક કુલક્ષણ તેરે, ધિક જનુનીને જાયા;
દોષ કોશ ભરી શઠ જગમેં,જમકે હાથ બિકાયા રે. ગફલતમેં૦૪
પશુ તે અધમ પ્રેતસમ પામર, ગુણ પ્રભુકા નહી ગાયા;
છોટમ સરજનહાર ભજેગો,સો જન જગમેં ડાહ્યા રે.ગફલતમેં૦૫

### ૩૦૬–રાગ સદર

કોઈ દેખો દુર્મતી જનકી, નહી ખબર અપને તનકી.કોઇ૦ટેક
કોન બસ્તુકા દેહ ભયા હે, કાંહાંસે ઊત્પતિ મનકી;
પાવ પલકમેં વિખર જાત હે,જ્યું બાદરીઆં ધનકી રે.કોઇ૦ ૧

ગરવ ગુમાન કરત ઈતનેપર, નિંદા ઉત્તમ જનકી;
બચન બાનતે બેધ કરત હે, જેસી ભાલ ભીલકી રે. કોઇ૦ ૨
બાત ધરમકી ફીકી લગત હે, પ્યારી લગત બિબિયનકી;
છોટમ એસે પતીત જીવકું, ભીતિ જમદંડનકી રે. કોઇ૦ ૩

## ૩૦૭–રાગ ધનાશ્રી–નાથ કેસે ગજકો બંધ છુડાયો, એ રાગ

આલસમેં દિન ખોયા, અમુલક આલસમેં દિન ખોયા;
શુભ સાધનબીજ ન બોયા, અમુક૦ ૧
બિન ઉદ્યોગ રોગ ભયા તનમેં, રંક હોય કે બોયા;
જ્યાંકે ઉપાય અનેક ગ્રંથમેં, જતન બિચારી ન જોયા. અમુ૦ ૨
જન પ્રતિપાળ દયાળ પ્રભુમેં, પલભર ચિત્ત ન પ્રોયા;
મોહ માન મદ આદિ મહાગદ, શત્રુ સદનમેં સોયા. અમુ૦ ૩
ભકિત કરી ભગવંત ન ગાયા, બોજ ગરવકા ઢોયા;
આયા તેસા ગયા જગમાંહી, ફોગટ જન્મ બીગોયા. અમુ૦ ૪
આલસમાંહી ભયા અપરાધી, આપપાપ નહીં ધોયા;
છોટમ ધ્યાન ધર્યો નહીં પ્રભુકો, ગગન અમૃત નહીં દોહ્યા. અમુ૦ ૫

## ૩૦૮–વસંત રાગનું પદ

જગદીશ જડશે જીવમાં, એવી સહજ શકિત છે શિવમાં. ટેક
જેમ અગ્નિ મથે અરણીવડે, થાય પ્રગટ પદાર્થમાં પડે;
એથી અળગો થાય તો ના જડે, જગદીશ જડશે જીવમાં૦ ૧
જેમ નાદભરેલું આકાશ છે, પણ વાજંત્રમાંહી પ્રકાશ છે;
એમ ઈશ્વરનો પણ વાસ છે. જગદીશ૦ ૨
જલ ત્રીણું વરાળ થકી કહુ, એ તો આકાશમાં રહે છે સહુ;
બને વાદળ તો એથી બહુ. જગદીશ૦ ૩
એવો અનુભવ ઉરમાં આણજો, પ્રભુ અંતરજામી જાણજો;
કહે છોટમ મહારસ માણજો. જગદીશ૦ ૪

## ૩૦૯–રાગ ઠુમરીનાં પદ ૪

મન તેરો મરમ કોઈ ના લહ્યો રે, કોઇ ત્યાગી બને નહી રાગસે. ટેક.
આગે આગે રાગ, પીછે પીછે ત્યાગી રે, રાગ ચલે બિના પાગસે. મ૦

રાગબિના કોઈ પાગ ન હાલે રે, ચાલ્યો ન જાવે નાગસે. મન૦ ૨
રાગબિના નર મૃતક કહાવે રે, પ્રભુ ન મિલે જપ જાગસે. મન૦ ૩
છોટમ રાગ રસિકજનમાંહા રે, અલખ મીલે અનુરાગસે. મન૦ ૪

૩૧૦–રાગ સદર

જન તેરી મૂરખતા તો ના ગઇ રે, ભૂલ્યો ભૂલ્યો ફીરત હે બેભાનમેં.
આપકું ભૂલ્યો નિજ જાપકું ભૂલ્યો રે, સમજ્યોનહીગુરુજ્ઞાનમેં. જ૦
ભૂલ્યો ગુરુકું પૂછન જાવે રે, મંત્ર કહત તેરે કાનમેં. જન૦ ૨
કાનમેં કહ્યો પુની જાનમેં નાયો રે, પીહુ બતાયો અસમાનમેં. જન૦
છોટમ સોહુ કહત પોકારી રે, પ્રગટ પ્રભુ એહી ધ્યાનમેં. જન૦ ૪

૩૧૧–રાગ સદર

પ્યારા દેશી મીલે તો દીલકી કહું રે, મેં તો બોલી કહું કાહાઆનસે,
પ્યારા૦ ટેક
પરદેશે મેરી બાત ન બુઝે રે, કાહા બક મરીએ અજાનસે. પ્યારા૦ ૧
દેશી હમારા દીલકીહી જાને રે, પ્યારા લગે મોહે પ્રાનસે. પ્યારા૦ ૨
દેશીબિના દીલ દિલગીર મેરા રે, બાત કરૂં કોહો કાનસે. પ્યારા૦ ૩
છોટમ જો કોઇ જુગમાંહી પાવે રે, સમઝે ગુરુકી સાનસે. પ્યારા૦ ૪

૩૧૨–રાગ સદર

બંસી બાજી ગગન તો, ગરજ રહ્યો રે, લાગી લાગી સુરત મેરી
ધ્યાનમેં. બંસી૦ ૧
ચંદા સુરજ દોઊ ચલત થી રાને રે, મન મોહ્યો પરમ ગુરુધ્યાનમેં. બં૦
તક તક તીર પતાલકુ સાંધ્યો રે, જાય લાગ્યો અસમાનમેં. બં૦૩
છોટમ સેહેજ સ્વરૂપ પ્રભુકા રે, પાયો સુભગ એહી સાનમેં. બંસી૦૪

---

૩૧૩–રાગ ખ્યાલ

અવસર આયા અફલ ગમાયા, મૂલ મરમ નહીં પાયાજી;
કરી કરી કુડ કપટ છલ બલસે, કુકર્મ કોટી કમાયા જી. અવસર૦ ૧
જૂઠા બોલે જૂઠા ચાલે, જૂઠે જગ ભરમાયા જી;
જોગી જંગમ ઓર સેવડા, સાચા કોહુ નહીં ગાયા જી. અવસર૦ ૨
ખાખ લગાઈ ધુની ધીકાઇ, જ્યું ત્યું જગત રીઝાયા જી;
કહે છોટમ કલિકાલ કઠણુકી, પડ ગઇ સબપરછાંયાજી. અવસર૦ ૩

## ૩૧૪–ગજલ

આત્મા તત્ત્વ હૈ ઝીણા, ન દેખ્યા દૃષ્ટસે જાવે;
દેહમેં ચેતના દેખી, ધીર કોઈ ધ્યાનમેં લાવે. ટેક
ગગનમાં શબ્દકો કરતા, પવનકો આપ હૈ ધરતા;
તેજમેંનૂર હૈ જ્યાકા, કહે રસ નીરમેં તાકા. આત્મા૦ ૧
ધરામેં ગંધકુ ધારે, ખાંટી તરુજાતીમેં ડારે;
ખટે રસ સ્વાદ જો કાહાવે, પાન ફુલ ફૂલમેં લાવે. આત્મા૦ ૨
નિરંજન હૈ નિરાકારા, ખલકકા ખેલ રચે સારા;
છોટમ હૈ આત્મા સોઈ, એસા ગુનવંત નહીં કોઈ. આત્મા૦ ૩.

## ૩૧૫–ગિરધારી ગાને, એ રાગ

તારૂં ચપળ જીવન ચાલ્યું જાય રે, તું હરિ હરિ ભજને;
આળસ તજને, સારાં સાધન સજનેરે. તું હરિ હરિ૦ ૧
કાળ ભયંકર છે ઘણો રે,કરે ખલકની ખેહ;
ભંગ કરે બ્રહ્માંડનો તો,કોણમાત્ર તુજ દેહ રે. તું હરિ હરિ૦ ૨
વૃષ્ટિકાળે વાદળાં રે,વિચિત્ર રંગે થાય, ધનસાથે ધૂમે ઘણાં પણ,
વેગેથી વણસી જાય રે. તું હરિ હરિ૦ ૩
ઇંદ્રજાળ માયાવડે રે, દીસે સઘળા લોક;
એવી માયા ઇશ્વરી રે,ફના થયા પછી ફોક રે.તું હરિ હરિ૦ ૪
એવી વેલી અવનવી રે, ફાલે વચલે ભાગે;
મૂળથકી સૂકાતી દીસે,આગળ અંત ન લાગે રે. તું હરિ હરિ૦૫
આદિત અસ્ત થતો નથી, પણ અવની ઓથે રાત;
નામરૂપ સંસારનાં પણ વસ્તુવિષે નહિ ભાત રે. તું હરિ હરિ૦ ૬
જડ ચેતન બે તત્ત્વમાં રે, છે સંકેત અપાર;
છોટમ ભજીએ ભાવથી રે,સમરથ સરજનહાર રે.તુંહરિ હરિ૦૭

## ૩૧૬–છંદ ભુજંગ પ્રયાત

મહાદેવના દેવ મહિમા તમારો, નથી કો પરીપૂર્ણ તે જાણનારો;
વિધી શારદા શેષ જેવા ન જાણે,મતી અલ્પ તેમાં નવી શું વખાણે. ૧
સૃજેલી જનોમાંહી બુદ્ધી તમારી, કથે દેહના ધર્મ તે દેહધારી;
નિરાકારમાં એકલો લક્ષ રાખે, પછી બ્રહ્મનું રૂપ સાકાર ભાખે. ૨

મહારાજ તું મૂળથી મિત્ર મારો, ભુલ્યાં ભ્રાંતિએ નાથના ઊપકારો;
વિષેમાં વહ્યા દેહને સત્ય માની,સહી આપદાઓ નહીકાંય નાની. ૩
જરા-જન્મ ને મર્ણના ત્રાસમાંહી,કરી સાહ્ય મારી ઘણીવાર ત્યાંહી;
રહ્યા પ્રાણના નાથ તું નિત્ય પાસે,ઉગાર્યા ઘણા કષ્ટથી ગર્ભવાસે.૪
વળી માતના થાનમાં દૂધ કીધું, થયો પુષ્ટ પ્રૌઢો પ્રતીદીન પીધું;
થયું શક્તિવંતું સહુ સ્થૂળ જ્યારે, કુસંગે ભર્યાં કર્મ ન કોશત્યારે.૫
મહામોહ માયા પછી માંહ્ય પેઠી, નવે દ્વારમાં દુર્ગુણી ફોજ પેઠી;
મચ્યા કામ ને ક્રોધ લોભાદિ વંકા, ન ધારે કદા ધર્મની કાંય શંકા.૬
ભમ્યો ભૂતસંગે પ્રભૂનામ ભૂલી, ઘણા કાળ વીત્યા ગયું જ્ઞાન ડૂલી;
કૃપાળુ પ્રભૂએ કૃપાદૃષ્ટિ કીધી,સખા બાળની આજ સંભાળ લીધી. ૭
વસાવ્યા વિવેકાદિને પ્રેમ આણી,સુણી તે સમે સત્ય આકાશવાણી;
ગુરુશબ્દનો સાંભળ્યો ઘોષ જ્યારે,પળાયા રીપુ મોહના દૂત ત્યારે. ૮
હૃદેમાં રહ્યા એક ઓંકાર ગાજી, વિધીએ ઘણા નાદની ધૂન્ય વાગી;
રહી સુક્ષમણામાં મહાસિંધુ નાહ્યા,સદા છોટમે પુર્વનો મિત્ર પાયો.૯

## ૩૧૭–મુખડા ક્યા દેખો દરપનમે, એ રાગ

એસી પ્રબલ બ્રહ્મકી માયા, જાકા અંડ અનંત બનાયા.
એસી પ્રબલ બ્રહ્મકી માયા. ટેક
પંચરૂપે ભયી માયા બ્રહ્મકી, તાકી સરજી કાયા;
કાયામેં મનરૂપે બેઠી, તિનહી પુત્ર બહુ જાયા. એસી૦ ૧
કામ ક્રોધ મદ લોભ મોહ એ, મનકા પુત્ર કહાયા;
તીન લોક તિનહીંવશ કીના, દેવ દનુજ નર રાયા. એસી૦ ૨
વાલ અગ્રકે સોમે ભાગે, રૂપ જીવકા ગાયા;
સો માયામેં લીન હો ગયા, ખગ પંકે લપટાયા. એસી૦ ૩
અંધકાર જ્યું રહ્યા શૂન્યમેં, એસી મિથ્યા માયા;
છોટમ બ્રહ્મભજનબિન ન મીટે,સો ગુરુદેવ બતાયા.એસી૦ ૪

## ૩૧૮–પદ–રાગ ધોળ

અવળું વૃક્ષ કોઈ જોજો નિહાળી,થડ તો છે ઊંચુંને નીચી છે ડાળી;
ચાર ત્વચાઓ દીસે રસાળી તો, મૂળ અદ્ધર આકાશમાં રે. ૧
મૂળથકી ઉપમૂળ થયાં છે, પંચ પ્રકારે અરૂપ રહ્યાં છે;

આખા બ્રહ્માંડમાં ફેલી ગયાં છે તો, વૃક્ષ રહ્યું છે તેવડે રે. ૨
શાખાઓ નીચીને ગુણ સઉ ન્યારા, કોઈક ખોટા ને કોઇક સારા;
પંખી વસે બહુ ચરવાને ચારા તો, પત્ર પુષ્પ બહુ વાસના રે. ૩
કડવાંને મીઠાં વળી ફળ એને, મનમરકટ ખૂબ ખાય છે તેને;
આશા વેલી લપેટ છે જેને તો,સંશેની જાળ છૂટે નહી રે. ૪
ડાળે ડાળે સઉ દેવોનું થાણું, મૂળવિષે પરબ્રહ્મ પ્રમાણું;
અર્થ એનો જો ઉરમાં આણું તો, છોટમ ભેદ છે વેદનો રે. ૫

---

## ૩૧૯—ઓધવજીના સંદેશાનો રાગ

મોક્ષતણો મારગરે સજ્જન સાંભળો,
જડ ચેતનનો જોવો કરી વીચાર જો;
તત્ત્વજ્ઞાન તો તેજ થયું કેહેવાય છે,
એથી ભવબંધન છૂટે નિરધારજો. મોક્ષતણો૦ ૧

દેહાદિક જડ વસ્તુ અનાત્મા જાણીએ,
તે જડને માને છે જે જન આપ જો;
રાગદ્વેષ બે તે માનેથી થાય છે,
એમાંથી ઉપજે છે પુણ્ય ને પાપ જો. મોક્ષતણો૦ ૨

દેહને અનુકુળ વસ્તુ ઉપર રાગ છે,
પ્રતિકૂળ વસ્તુ ઉપર રહે છે દ્વેષ જો;
હિંસા ચોરી જૂઠ અનીતી આચરે,
મનથી પરનો દ્રોહ કરે હંમેશ જો. મોક્ષતણો૦ ૩

નિષિદ્ધ કર્મ કહેલાં જે જે વેદમાં,
દોષવાન તે જન આચરતો જાય જો;
પાપરૂપ પ્રવૃત્તીએ કહેવાય છે,
તે આચરતાં જીવ અધમી થાય જો. મોક્ષતણો૦ ૪

શરીરવડે પરજીવનું રક્ષણ જે કરે,
જીભવડે શુભ સાચું ભાષણ થાય જો;
સર્વ જીવપર મનથી જો ઉપજે દયા,
સકળ ઇંદ્રીઓ જતન થકી જીતાય જો. મોક્ષતણો૦ ૫

પુણ્યરૂપ તો એજ પ્રવૃત્તી જાણીએ,
એથી આત્મા ધર્મવંત થઈ જાય જો;

ઉભય પ્રકારે જીવ મરે ને અવતરે,
પાપપુણ્ય ભોગવવા દેહ ધરાય જો. મોક્ષતણો૦ ૬
મિથ્યા જ્ઞાન ને દોષ પ્રવૃત્તિ જન્મ છે,
દુઃખસહિત એ પાંચરૂપ સંસાર જો;
ઘડીયંત્રની પેરે જીવ ફરતો ફરે,
સહી શંક નહિ એવાં દુઃખ અપાર જો.મોક્ષતણો૦ ૭
જન્મપ્રવૃત્તિ દોષ દુઃખને ટાળવા,
વળી ટાળવા ઇચ્છે મિથ્યા જ્ઞાન જો;
તે ઉત્તમ આચારજને જઈ સેવજો,
તત્ત્વજ્ઞાનરૂપી દેશે મહાદાન જો. મોક્ષતણો૦ ૮
ચાર પ્રમાણવડે ઇશ્વર ઓળખાવશે,
તે ઓળખતાં ટળશે જડ અભિમાન જો;
અહં સચ્ચિદાનંદ સ્વરૂપ લખાવશે,
તે ઓળખતાં થાશે નીર્મળ જ્ઞાન જો. મોક્ષતણો૦ ૯
જશે પ્રવૃત્તિ તેથી જન્મ થશે નહીં,
જન્મ જતાં તો જાશે દુઃખ અત્યંત જો;
દુઃખ અત્યંત નિવૃત્તિ એ તે મોક્ષ છે,
છોટમ એમ વદે ગૌતમ ભગવંત જો. મોક્ષતણો૦ ૧૦

---

### ૩૨૦–કીર્તન

નિશ્ચય મિટે ચપલતા મનકી,જો ઝડી લાગે બ્રહ્મભજનકી. ટેક
સ્થિર સ્થંભ રહી જાય વાદળી, રેલ મચે જબ ઘનકી;
શીતલકારી હોય સકલકું, બાઢે શોભા બનકી. નિશ્ચય૦ ૧
કાચ કથીર સજે તન ઊપર, જો નારી નિર્ધનકી;
પારસ કે ચિંતામણિ પાવે, જાય દુરાશા જનકી. નિશ્ચય૦ ૨
મન હોય નિર્મલ બ્રહ્મધ્યાનસે, તો ગતિ હોય ગગનકી;
કોટિ કોટિ તીરથ ફલ પાવે, મોજ મલે મહાધનકી. નિશ્ચય૦ ૩
જ્યું રસાયણી રસકું મારે, કરડેલી કંચનકી;
છોટમ મન ઉન્મન કરી રાખે, સો લહરી ચૈતનકી. નિશ્ચય૦ ૪

## " મુખડા કયા દેખો દરપનમેં, એ રાગ" નાં પદ ૨

### ૩૨૧–પદ પહેલું

રસના તું રામ નામ લે બાઈ,જશ કર લે હરીગુન ગાઇ.રસના૦ટેક
હરિગુન ઘેરો પાનસુધાકો, પીવત કયોં ન લજાઈ;
કયા મન માની, બનત ગુમાની, જાની ના સલુકાઇ. રસના૦ ૧
ખેલ રહી મુખમંડલ ભીતર, સંગ સખા બનિ સાંઇ;
ખાવન ભાયો, મદરસ પાયો, ગાયે ના સુખદાઈ. રસના૦ ૨
જબ ન રટે હો તું, તબ તો તે હારી,જેસી ચર્મ જડતાઇ;
તો ફિર કોન હૈ કામ તિહારો, નાહક ભાર ઉઠાઈ. રસના૦ ૩
સાધન સુખકે શ્રીહરિ દાતા, ત્રાતા લેત તરાઈ;
તાસેં તુ નહીં પ્રીત લગાઇ, ભાઇ કર્મ કથનાઈ. રસના૦ ૪
છોટમ દાસ કહું કર જોડી, તું બિનતી સુનિ લે હો માઇ;
જો મમ આશ નિરાશ કરે તો, તુજકું રામ દુહાઇ. રસના૦ ૫

### ૩૨૨–પદ બીજું

તું કયા ફિરતા હે મગનમેં, જમરા લે જાવેગા છનમેં;
નહિ ચિત્ત લગાયો મોહનમેં. તું કયા ફિરતા હે મગનમેં.ટેક
બાલપના તુંને વ્યર્થ ગુમાયા, ખેલ રહ્યા લરકનમેં;
જોબનકા જબ જોર ઝુકાયા, તિરિયાકે મોહનમેં. જમરા૦ ૧
થાક રહા અબ થરકન લાગી, કાયા બુઢ્ઢાપનમેં;
તાકત ન રહી તન અપનેકી,શુદ્ધ નહીં કછુ મનમેં. જમરા૦૨
હે હતભાગી તોહુ ન લાગી, પ્રીત હરીકિર્તનમેં;
અબ તું કહા પસ્તાત ગુમાની, મોત ખડી અંગનમેં. જ૦૩
માન કહી અબ એક ઘડી પલ, તું મત ખો કછુ ધંદમેં;
છોટમ દાસકો પ્રભુ ચિત્ત ધારી,ધ્યાન લગા સુમરનમેં. જમરા૦૪

---

## ૩૨૩–અથ પંચીકરણ–ચોપાઈ

તત્ત્વમસી માહા વાકયસાર, તેનો અર્થરૂપ ઓંકાર;
જીવ ઈશ્વર ને ત્રીજો બ્રહ્મ, એક અક્ષરમાં સૌનો મર્મ. ૧
રૂડી રીતે જો સમજાય, જીવન્મુક્ત તેજ નર થાય;
કર્તા કેરી ઇચ્છા જેહ, મહામાયા કહેવાયે તેહ. ૨
તેમધ્યે કેવલનો ભાસ, એ ઈશ્વર છે સર્વાવાસ;

અક્ષર બ્રહ્મ છે તેનું નામ, એ ઓંકાર સકલ ગુણધામ. ૩
તેના પરઠયા ભાગજ ચાર, તેથી સૃષ્ટિનો વિસ્તાર;
ત્રણ ભાગમાં ચૌદે લોક, ચોથું અક્ષર ધામ અશોક. ૪
મહાકારણ એને કહેવાય, તેથી કારણસૃષ્ટિ થાય;
અકાર ઉકાર ને ત્રીજો મકાર, એ કારણ જાણજો નિર્ધાર. ૫
ક્રિયાશકિત રાજસ ગુણમાંય, અકાર બ્રહ્મા દૈવત ત્યાંય;
જ્ઞાનશકિત સાત્ત્વિક ગુણસાર, વિષ્ણુ દૈવત રૂપ ઉકાર. ૬
તામસ શક્તિ દ્રવ્ય મકાર, રુદ્રતણું દૈવત તે ઠાર;
કારણસૃષ્ટિ એ કહેવાય, એથી સૂક્ષ્મસૃષ્ટિ થાય. ૭
તમોગુણપ્રધાન શક્તિ જ્યાંય, શબ્દ રૂપ થયો છે ત્યાંય;
તેમાં પડયો શૂન્યનો ભાસ, શબ્દથકી ઉપજ્યું આકાશ. ૮
શામ રંગ છે ગોલાકાર, શબ્દ બીજ રૂપે ૐકાર;
શબ્દમાંહ્યથી સ્પર્શજ થયો, તેથી વાયુ ઉપજી ગયો. ૯
શબ્દસ્પર્શ બે વાયુમાંય, લીલો રંગ રહ્યો છે ત્યાંય;
ગણ ઉપજ્યા વાયુમોઝાર, તેથી રૂપ થયું છે સાર. ૧૦
શબ્દ સ્પર્શ રૂપ ત્રય મળી, તેજ તત્ત્વ પ્રગટયું છે વળી;
તેજતણો છે રાતો રંગ, ત્રણે ગુણ છે તેની સંગ. ૧૧
શબ્દસ્પર્શ રૂપ કહેવાય, તેથી રસગુણ પેદા થાય;
રસથી જળ પ્રગટયું છે ત્યાંય, ચારે ગુણ છે તેની માંય. ૧૨
શબ્દસ્પર્શ રૂપ રસ મળી, તેમાં ગંધ ગુણ પ્રગટયો વળી;
ગંધથકી પ્રગટી છે ધરા, પાંચે ગુણ છે તેમાં ખરા. ૧૩
જળકેરો છે ધોળો રંગ, પીળો છે પૃથ્વીને અંગ;
પંચમાત્રા ને પંચે ભૂત, કારજ કારણમાં અનુસ્યૂત. ૧૪
પંચભૂતને ભેગાં કરી, અર્ધ ભાગ કીધા છે પૂરી;
અર્ધ ભાગ મેળવી ચાર, પંચીકરણ કર્યો વિસ્તાર. ૧૫
ચાર તત્ત્વ આકાશમાં મળી, થયું આકાશ મહાભૂત વળી;
એમ વાયુમાંહે મળી ચાર, મહાવાયુ થયો નિરધાર. ૧૬
જળ અવની આકાશ ને વાયુ, તેજ તત્ત્વની માંહે સમાયું;
થયું તેજ મહાભૂત તેમ, જલઅવનીમાં સંજોગ એમ. ૧૭
પાંચે મળી રચ્યું વૈરાટ, તેમાં ચૌદ લોકનો ઠાઠ;
રાજસ ભાગ પંચનો ગ્રહી, કર્મ ઇંદ્રિયો પ્રગટી સહી. ૧૮

રાજસ ભાગ આકાશનો જેહ, આનન ઇંદ્રિ કહીએ તેહ;
રાજસ ગુણ જે વાયુમાંય, કર ઇંદ્રિ કીધી છે ત્યાંય. ૧૯
રાજસ ભાગ તેજનો ગ્રહી, ચરણ ઇંદ્રિ કીધી છે સહી;
જળહેરો રાજસ ગુણ ગ્રહી, ઉપસ્થ ઇંદ્રિ કીધી સહી. ૨૦
રાજસભાગ પૃથ્વીનો સાર, ગુદા ઇંદ્રિ કીધી નિરધાર;
ક્રિયાશક્તિ રાજસમાં ભરી, માટે કર્મ ઇંદ્રિયો કરી. ૨૧
જ્ઞાનશક્તિ કહેવાયે જેહ, સાત્ત્વિક ગુણમાં રહી છે તેહ;
પંચભૂતનો સાત્ત્વિક અંશ, તેથી જ્ઞાન ઈંદ્રિનો વંશ. ૨૨
સાત્ત્વિક અંશ આકાશની માંય, કારણ ઇંદ્રિ ઉપજી છે ત્યાંય;
ભાગ વાયુમાં સાત્ત્વિકતણો, ત્વચા ઈંદ્રિ તો તેની ગણો. ૨૩
સાત્ત્વિક ભાગ તેજનો વળી, નેત્ર ઇંદ્રિ તેથી નિર્મળી;
સાત્ત્વિક ભાગ ઉદકનો સાર, તેથી રસના છે નિર્ધાર. ૨૪
સાત્ત્વિક ભાગ પૃથ્વીનો ગ્રહી, નાસા ઇંદ્રિ તેની સહી;
જ્ઞાન ઇંદ્રિયો પાંચે એહ, સાત્ત્વિક અંશે થઇ છે તેહ. ૨૫
વળી પંચમહાભૂતો માંય, સાત્ત્વિક ભાગ રહેલો ત્યાંય;
તેહતણું અંતઃકરણ કર્યું, જ્ઞાન ઘણુ તે માંહે ઠર્યું. ૨૬
અંતઃકરણ એક છે સાર, વૃત્તિભેદે દીસે ચાર;
સંકલ્પવિકલ્પ કરતા જેહ, મન વૃત્તિ કહેવાયે તેહ. ૨૭
નિશ્ચય કરે બુદ્ધિ નિર્ધાર, ગર્વ ઉપજે તે અહંકાર;
સ્મરણ કરનારૂં તે ચિત્ત, સઘળું સાત્ત્વિક ગુણનું વિત્ત. ૨૮
સાત્ત્વિક રાજસ ભેળા કરી, તેના દેવ રહ્યા છે પ્રરી;
મનના થયા અધિષ્ઠા શશી, બુદ્ધિમાંહ્ય રહ્યા ગુરુ વસી. ૨૯
અહંકારના રુદ્ર પ્રમાણ, ચિત્તતણો ક્ષેત્રજ્ઞ સુજાણ;
અંતઃકરણ તણા એ સહુ, હાવે જ્ઞાન ઇંદ્રિના કહું. ૩૦
કર્ણતણો દેવ દિગરાય, નેત્રતણા રવી દેવ સદાય;
નાસાતણો દેવ છે મહી, વરુણ દેવ રસનાના સહી. ૩૧
વાયુદેવ ત્વચાએ રહ્યા, જ્ઞાન ઇંદ્રીના એ તો કહ્યા;
કર્મ ઇંદ્રીના કહું છું સાર, શાણા નર સમજે નિર્ધાર. ૩૨
મુખ ઇંદ્રિના પાવક કહ્યા, ઇંદ્રદેવ તે હાથે રહ્યા;
ચરણતણા છે વિષ્ણુ ભૂપ, ઉપસ્થમાં બ્રહ્માનું રૂપ. ૩૩
ગુદાતણા કહાવે યમરાય, કર્મ દેવ સઘળા કહેવાય;

પંચમહાભૂતનો રાજ ભાગ, દશ વાયુ સરજ્યા તે જાગ્ય.૩૪
પ્રાણવાયુનો હૃદયે વાસ, એથી હોય ભૂખ ને પ્યાસ;
અપાન રહે ગુદાને ઠામ, ત્યાગ કરે મલમૂત્ર તમામ. ૩૫
સમાનનો નાભીમાં વાસ, અન્નજલ પાચન કરે સમાસ;
ઉદાનનો છે કંઠે ઠામ, શ્વાસોચ્છ્વાસ કરવાનું કામ. ૩૬
વ્યાન વસે છે સકલ શરીર, રસ પહોંચાડે એજ સમીર;
નાગ વાયુથી હોય ઉદ્દગાર, કૂર્મ નિમેષ કરે નિર્ધાર. ૩૭
કૃકલ વાયુથી છીંકજ થાય, દેવદત્ત બગાસુ ખાય;
મડદાને ફુલાવે જેહ, વાયુ ધનંજય કહીએ તેહ. ૩૮
એ દશ વાયુકેરાં કામ, સૂક્ષ્મ દેહમાં તેનો ઠામ;
સુક્ષ્મસૃષ્ટિ કહેવાયે એહ, તેનું નામ છે સૂક્ષ્મદેહ. ૩૯
એ તો અપંચીકૃત કહેવાય,તેથી પંચીકરણ રચાય;
પંચીકરણ સ્થૂલ વૈરાટ, તેમાં ચાર ખાણના ઘાટ. ૪૦
ચૌદ લોક સુધી બ્રહ્માંડ, તેમાં જૂદા જૂદા ખંડ;
ભૂરલોક પૃથ્વી કહેવાય, ભુવરલોક અંત્રીક્ષ ગવાય. ૪૧
તે ઉપર સ્વરલોક મુકામ, મહર લોકનો તે પર ઠામ;
તે ઉપર જનલોક પ્રમાણ, તે ઉપર તપલોક સુજાણ. ૪૨
સત્યલોક તપ ઉપર સાર, ઊર્ધ્વ લોક એ સાત પ્રકાર;
પૃથ્વીથી નીચાં છે જેહ, સાત પતાળ જાણવાં તેહ. ૪૩
અતલ વિતલ ને સુતલ નામ,તેની તળે રસાતળ ધામ;
વળી તલાતલ મહાતલ સાર, છેલ્લો પાતાલનો વિસ્તાર.૪૪
લોક ચતુર્દશ કહીએ એહ, એ ઇશ્વરકેરો સ્થૂલ દેહ;
ચારે ખાણ ઈશ્વર સ્થૂલમાંય, એથી ભિન્ન રહે નહિ કાંય.૪૫
ભોગજોગ અન્નાદિક સાર, દેવ મનુષ્ય પશુ આદિ અપાર;
સર્વ મળી ઈશ્વરનું સ્થૂળ, હિરણ્યગર્ભમાં તેનાં મુળ. ૪૬
સૂક્ષ્મદેહ જીવતણા અનેક, હિરણ્યગર્ભ ઇશ્વરનો એક;
શુદ્ધ સત્ત્વગુણી માયા જેહ, કારણદેહ ઇશ્વરનો તેહ. ૪૭
મલિન સત્ત્વ અવિદ્યા ભર્યો, કારણદેહ જીવનો કર્યો;
સ્થૂલ સૂક્ષ્મ ને કારણમાંય, પંચકોશ જાણવા ત્યાંય. ૪૮
કારણદેહ જીવઇશ્વરતણો, કોશ આનંદમય તેમાં ગણો;
વિજ્ઞાનમય મનોમય પ્રાણમય જેહ, સૂક્ષ્મદેહમાં વરતે તેહ.૪૯

સ્થૂલદેહને દીસે ભલો, કોશ અન્નમય છે એકલો;
પંચકોશનો સાક્ષી જેહ, રૂપ જીવનું જાણે તેહ;
પંચકોશ સમષ્ટિ માંય, ઇશ્વર સાક્ષી કહીએ ત્યાંય. ૫૦
પંચ જ્ઞાન ઇંદ્રિ નિર્ધાર, નિશ્ચયવતી બુદ્ધિ તે ઠામ;
કોશ વિજ્ઞાનમય તેનું નામ,હવે મનોમયનું કહું કામ. ૫૧
પંચજ્ઞાન ઇંદ્રિને સંગ, સંકલ્પવિકલ્પ ઉઠે તરંગ;
કોશ મનોમય તે કહેવાય, ઘણા મનોરથ તેથી થાય. ૫૨
કર્મ ઇંદ્રિયો કહાવે પચ, પંચ પ્રાણ તે સાથે સંચ;
કોશ પ્રાણમય કહાવે તેહ, કોશ અન્નમય તે સ્થૂલદેહ. ૫૩
અન્નવડે દેહવૃદ્ધિ હોય, માટે કોશ મનોમય સોય;
પંચકોશથી આત્મા અલગ, ચૈતન તો સર્વેમાં સલગ. ૫૪
ઉઠ હાથ પ્રમાણ છે જેહ, સ્થૂલદેહ જાણવો તેહ;
ઇંદ્રિ ગોલક તેમાં રહે, બાહ્ય વિષયને ઇંદ્રિ ગ્રહે. ૫૫
સકલ ઇંદ્રિયોનો વ્યાપાર, તેજ અવસ્થા જાગ્રત સાર;
અકાર માત્રા તેમાં રહી, નેત્રસ્થાને વરતે સહી. ૫૬
વિશ્વાભિમાન વૈખરી વાણ્ય, નખશીખસુધી તેની જાણ્ય;
પંચમહાભૂતની વિકૃતી જેહ,પચીશ પ્રકૃતિનો સ્થૂલ દેહ. ૫૭
એક એક ભૂતની પ્રકૃતિ પંચ, પંચભૂતનો તેમાં સંચ;
આકાશમાં આકાશ તે જેહ, લોભ ઘણો ઉપજાવે તેહ. ૫૮
આકાશમાં વાયુનો ઠામ, તેથી તો ઉપજે છે કામ;
આકાશમાંહે પાવક મળે, ક્રોધ ઉપજે તેણિ પળે. ૫૯
આકાશમાં જળ જો જઇ ચઢે, મોહ ઊપજે તેનાવડે;
આકાશમાંહે અવની જાય, ભયની ઉપજ તેથી થાય. ૬૦
આકાશ પ્રકૃતિ નભની કહી, હાવે કહું વાયુની સહી;
વાયુમાં આકાશ સમાય, તેથી શરીર પ્રસારણ થાય. ૬૧
વાયુમાંહે વાયુ મળી, તેથી હોય ચંચળતા વળી;
વાયુમાંહે અગ્નિ મળે, તેથી અતિ ઉતાવળો પળે. ૬૨
વાયુના ભેળું જળ મળે, હોય ભ્રમણતા તેણી પળે;
વાયુ ભેળી પૃથ્વી થાય, તેથી શરીર તે સંકોચાય. ૬૩
તેજમાંહી આકાશ સમાય, તેથી નરને નિદ્રા થાય;
તેજભાગમાં વાયુ હોય, મિથુનકર્મ ઉપજાવે સોય. ૬૪

તેજભાગમાં હોયે તેજ, આળસ ઉપજાવે છે એજ;
તેજભાગમાં જળ છે જેહ, તૃષા લગાડે તનને તેહ. ૬૫
તેજ ભાગમાં પૃથ્વી રહી, ક્ષુધા ઉપજે તેથી સહી;
જળ આકાશથકી હોય લાલ, જળ વાયુથી રેત રસાળ. ૬૬
જળઅગ્નિ સંજોગે રક્ત, જળમાં જળથી મૂત્ર ઉત્પત;
જળપૃથ્વી સંજોગે મેદ, પાંચ પ્રકૃતિ જલનો ભેદ. ૬૭
પૃથ્વીમાંહે મેળવી વ્યોમ, તેથી ઉપજાવે છે રોમ;
પૃથ્વીમાંહે વાયુ ભરી, તેથી સરવ નાડીઓ કરી. ૬૮
પૃથ્વીમાં કરી તેજ સમાસ, તેથી તો ઉપજે છે માંસ;
પૃથ્વીભાગવિષે જળ જેહ, ત્વચા શરીરે કીધી તેહ. ૬૯
પૃથ્વીમાં પૃથ્વી મળી વિસ્તાર, તેથી અસ્થિ થયાં નિર્ધાર;
સ્થૂલ દેહની રચના એહ, હાવે કહું છું સૂક્ષ્મ દેહ. ૭૦
સૂક્ષ્મદેહનો કંઠે ઠામ, સ્વપ્નઅવસ્થા તેનું કામ;
ગુણ સાત્ત્વિક માત્રા ઉકાર, વાણી રહી મધ્યમાં સાર. ૭૧
તૈજસ અભિમાનીને જોગ,ધવી વ્યક્ત છે તેમાં ભોગ;
ભૂત અપંચીકૃત સૌ મળી, સૂક્ષ્મ દેહ થયો છે વળી. ૭૨
પંચ પ્રાણ દશ ઇંદ્રિ સાર, પંચ વિષય અંતઃકરણ ચાર;
લિંગશરીર કહેવાયે તેહ, એનું નામ વાસનાદેહ. ૭૩
સુખદુઃખ હરખ શોક સંતાપ,એને હોય પુણ્ય ને પાપ;
સ્વર્ગે નરકે જાયે એહ, બંધમોક્ષ પામે છે તેહ. ૭૪
હવે કહું છું કારણદેહ, તમોગુણ પ્રધાન છે જેહ;
કારણદેહ છે હૃદયામાંય, પશ્યંતી વાણી છે ત્યાંય. ૭૫
આનંદભોગ પ્રાજ્ઞ અભિમાન, સુષુપ્તિ અવસ્થા નિદાન;
મકાર માત્રા તેમાં રહી,એ સર્વેનું કારણ સહી. ૭૬
ચોથો દેહ મહાકારણ નામ, બ્રહ્મરંધ્રમાં તેનો ઠામ;
અર્ધ માત્રા પ્રણવની ત્યાંય, વાણી પરા રહી તેમાંય. ૭૭
તાંહાં અવસ્થા તુરીયા હોય, ગુણાતીત પદ કહિયે સોય;
પ્રત્યક્આત્માછેઅભિમાન,શુદ્ધ સાત્ત્વિક ગુણ કેવલ જ્ઞાન.૭૮
આનંદ ભાસ ભોગ છે ત્યાંય, જોગી લહે સમાધિમાંય;
અક્ષર બ્રહ્મરૂપ ઉકાર, તેમાં દીસે તેજ અપાર. ૭૯
નાનાવિધિના વાજે નાદ, પામે કોઇક ગુરુપ્રસાદ;

કોટી જન્મનાં સુકૃત હોય, તેનું દર્શન પામે સોય. ૮૦
એમ તપાસી જોશે દેહ, જીવન્મુક્ત જોગેશ્વર તેહ;
જે નરને નહિ તત્ત્વવિચાર, તે પામર ભટકે સંસાર. ૮૧
અન્ય ઉપાસન જે જન કરે, તે સર્વે જન્મે ને મરે;
જેને સદ્ગુરુ સાચા મળે, તે નર સાચે પંથે પળે. ૮૨
અક્ષરને આરાધે જેહ, બીજવાસના બાળે તેહ;
અક્ષરાતીતમાં જઇ સમાય, મહામુક્ત તેને કહેવાય. ૮૩
મહાકારણથી કારણ થયું, તેથી સૂક્ષ્મ નીપજી રહ્યું;
સૂક્ષ્મથી પ્રગટયું છે સ્થૂલ, પે'લું તે સર્વેનું મૂળ. ૮૪
સ્થૂલને સૂક્ષ્મનો આધાર, સૂક્ષ્મ કારણથી નિરધાર;
કારણ છે મહાકારણવડે, તેથી ચૈતન થઇ નીમડે. ૮૫
ત્રણ મળી ત્રિપુટી બંધાય, તેથી જાણ્ય આત્માને થાય;
કરણ ઇંદ્રિ અધ્યાત્મ સ્થુલમાંય,શબ્દવિષયઅધિભૌતિકત્યાંય.૮૬
અધિદૈવત તેના દિગરાય,એ ત્રણે ત્રિપુટિ કહેવાય;
નેત્ર અધ્યાત્મ અધિભૌતિકરૂપ, સૂર્યદેવ અધિદૈવત ભૂપ. ૮૭
ઘ્રાણ અધ્યાત્મ અધિભૌતિક ગંધ, કુમાર અશ્વની દેવસબંધ;
રસના તે અધ્યાત્મ સદાય, તેમાં રસ અધિભૌતિક થાય.૮૮
વરુણદેવ અધિદૈવતમાંય, એમ ત્રિપુટી જાણો ત્યાંય;
ત્વચા ઇંદ્રિ અધ્યાત્મિક નામ,અધિભૌતિક સ્પર્શ તે ઠામ.૮૯
વાયુદેવ અધિદૈવ વિશેષ, ત્રિધા ત્રિપુટા હોય હમેશ;
વદન અધ્યાત્મ વાણી અધિભૂત,અધિદૈવતઅગ્નિ સંયુક્ત. ૯૦
કર અધ્યાત્મ અધિભૂત આદાન, અધિદૈવત છે ઇંદ્ર નિદાન;
ચરણ ઇંદ્રિઅધ્યાત્મિક કહું,ગમનવિષય આધભૌતિક લહું.૯૧
વિષ્ણુ દેવ અધિદૈવત સાર, ભલો ઉપાડે તનનો ભાર;
મેઢ ઇંદ્રિ અધ્યાત્મક નામ, અધિભૂત આનંદ સકામ. ૯૨
અધિદૈવત પ્રજાપતિ સહી, ત્રિધા ત્રિપુટી સઘળે રહી;
ગુદ ઇંદ્રિ અધ્યાત્મજ ગણો, મલવિસર્ગ અધિભૌતિક ભણો.૯૩
અધિદૈવત તેના યમરાય, ત્રણ મળીને કારજ થાય;
ચિત અધ્યાત્મ અચિંતન અધિભૂત, અધિદૈવત કૂટસ્થ સંભૂત.
અહં અધ્યાત્મ અધિભૂત અહંકૃતિ, રુદ્રદેવ અધિદૈવતવતી;
બુદ્ધિ અધ્યાત્મ નિશ્ચય અધિભૂત, અધિદૈવત અંગિરાસૂત.૯૫

મન અધ્યાત્મ મનોરથમાંય, તે અદ્‌ભુત જાણીએ ત્યાંય;
ચંદ્રદેવ અધિદૈવત સાર, વૃદ્ધિ ક્ષય તેથી નિર્ધાર. ૯૬
કહી ચતુર્દશ ત્રિપુટી એહ, વર્તે જીવ ઇશ્વરને દેહ;
પંચવિષય દશ ઇંદ્રિયો કરી, એકવીસને બબ્બે વરી. ૯૭
શબ્દવિષયની મુખ ને કર્ણ, રૂપવિષય નેત્ર ને ચર્ણ;
સ્પર્શ વિષય ત્વચા ને હાથ, નાસા ગુદા ગંધની સાથ. ૯૮
રસના ઉપસ્થવિષે રસ હોય, કારણ-કારજ કહીએ સોય;
બાહ્યવિષય ઇંદ્રિયો ગ્રહે, સ્થૂલથકી સૂક્ષ્મ દેહ લહે. ૯૯
સૂક્ષ્મ સોંપે કારણ ભણી, તેથી લહે મહાકારણધણી;
મહાકારણની આજ્ઞા થાય, પરાવાણિ ત્યાંથી પ્રેરાય. ૧૦૦
તેથી જાણ કારણને થાય, અન્યો અન્ય એમ ચાલ્યું જાય;
કારણની પશ્યંતી વાણ, તેથી હોય સૂક્ષ્મને જાણ. ૧૦૧
સૂક્ષ્મની મતલબ હોય જેમ, ઘડે ઘાટ અક્ષરના તેમ;
જે ઘટ જેવા ઉઠે તરંગ, તેવો શબ્દ હોય તે સંગ. ૧૦૨
વાણિ મધ્યમા તેની હોય, સ્થૂલ વૈખરી બોલે સોય;
જેવો જેનો મનોવિકાર, તે ઘટ હોય તેવો ઉચાર. ૧૦૩
વેદ શાસ્ત્ર ને ગ્રંથ અપાર, વાણીનો સઘળો વિસ્તાર;
પરાપાર પદ પામે જેહ, તે નર ફરી ધરે નહિ દેહ. ૧૦૪
કારણ સૂક્ષ્મ લિંગ ને સ્થૂળ, મહાકારણ વાણીનું મૂળ;
પરા પારથી ઉઠે તરંગ, તે બળ પામે માયાસંગ. ૧૦૫
ત્યાં અક્ષર ઉપજે ઉકાર, તેનો ત્રિધા થાય વિસ્તાર;
પશ્યંતી મધ્યમા વૈખરી, બાવન અક્ષરની કળભરી. ૧૦૬
દેવ મનુષ સરખા જે દેહ, બાવન અક્ષર બોલે તેહ;
પશુપક્ષીમાં બબ્બે થાય, પૂરા કોઈથી ના બોલાય. ૧૦૭
જીવ સર્વના જે જે દેહ, ઈશ્વરસાથે એકતા તેહ;
પિંડ બ્રહ્માંડમાં સળંગ આકાશ, વાયુ એકતા શ્વાસોચ્છ્‌વાસ.
ઉદરસ્ન શક્તિ તેજની એક, પ્રકાશ નેત્રનો જુઓ વિવેક;
તૃષાવિષે એકતા જલ સહી, ક્ષુધાવડે છે એકતા મહી. ૧૦૯
સ્થૂલે સ્થૂલ એકતા જેમ, સુક્ષમ શબ્દાદિક છે તેમ;
કારણ અવિદ્યાના ગુણ જેહ, પિંડ બ્રહ્માંડમાં એકતા તેહ.
જીવ જીવનું આપ ન લહે, એજ અવિદ્યા સઘળે રહે;

સુષુપ્તિમાં આનંદ જેહ, તુરીયા રૂપ જાણીએ તેહ. ૧૧૧
મહાકારણ માંહે એક તાર, એમ દેહનો કરો વિચાર;
સ્થૂળદેહ બ્રહ્માંડનો વંશ, એમ જીવ બ્રહ્મના અંશ. ૧૧૨
દેહ છતાં લય ચિંતવે જેહ, જીવન્મુક્ત થાય નર તેહ;
સોહં શબ્દ બ્રહ્માંડમાં હોય,ઘટ ઘટપ્રત્યે તે ગાજે સોય.૧૧૩
તેમાં મનની એકતા થાય, પંચીકરણ પાર તે જાય;
લય ચિંતવન કહું છું નિર્ધાર, શેષ ઊગરે તેહજ સાર.૧૧૪
બીજા સર્વ આકનાં તૂર, તેમાં અટકી રહે તે ભૂર;
પૃથ્વી ગંધવિષે લય થાય, ગંધ નીરમાં જઇ સમાય. ૧૧૫
નીર જાય છે રસમાં મળી, રસ અગ્નિમાં જાય છે ભળી;
અગ્નિ રૂપમાં થાય સમાસ, રૂપતણો વાયુમાં વાસ. ૧૧૬
વાયુ જઇ સ્પર્શમાં મળે, સ્પર્શ આકાશવિષે જઇ ભળે;
શબ્દવિષે મળી જાય આકાશ, શબ્દ તમોગુણમાં કરે વાસ.
પંચ કર્મ ઇંદ્રિયો જેહ, દશ વાયુ કહેવાયે તેહ;
સર્વ રજોગુણમાં જઈ મળે, રાજસ તામસ સાથે પળે. ૧૧૮
પંચ જ્ઞાન ઇંદ્રિયો સાર, દેવસહિત અંતઃકરણ ચાર;
સાત્વિકમાં લય પામે સહી, મળે સર્વ ઉકારમાં જઇ. ૧૧૯
ત્રણે ગુણ સમેત ૐકાર, માયામાં તેનો એક તાર;
માયા કૈવલમાં લય હોય, વળતી દ્વૈત રહે નહિ કોય. ૧૨૦
જીવ ઇશ્વરનો ન રહે ભેદ, એમ વદે છે ચારે વેદ;
સર્વ પ્રપંચ જતાં જે રહે, છોટમ બ્રહ્મ તે તેને કહે. ૧૨૧
વૃક્ષ બીજમાં રહે છે જેમ, ૐકારમાં સૃષ્ટિ સૌ તેમ;
અવ્યક્ત વૃક્ષ રૂપ ૐકાર, ફળ સ્થાનિ બ્રહ્માંડ અપાર;
ફળ ફળપ્રત્યે જીવ અનંત, બ્રહ્મા આદિ કીટ પર્યંત. ૧૨૨
સૌનું પોષણ ચૈતનવડે, એમ વિચારે લેખે ચઢે;
ચૈતનનું ચૈતન છે જેહ, કૈવલ કર્તા કહીએ તેહ. ૧૨૩
પંચીકરણનો કરે વિચાર, તેની બુદ્ધિ હોય ઉદાર;
જીવ ઇશ્વરનું જડે નિદાન, તેથી હોય જથારથ જ્ઞાન. ૧૨૪
મહાપુરુષ જે જે જન થયા, એજ મારગે સઘળા ગયા;
એહવિના બીજો અભ્યાસ, તે સઘળો માયાનો પાસ. ૧૨૫
પિંડ બ્રહ્માંડનો કરે વિચાર, તેના પુણ્યતણો નહિ પાર;

બ્રહ્માંડમાંહે તીરથ જેટલાં, નિત્ય નિત્ય ફળ પામે તેટલાં.
વેદતણો સિદ્ધાંત છે એહ, સમજે તે નર થાય વિદેહ;
પંચીકરણનો કરે વિચાર, કહે છોટમ તે પામે પાર. ૧૨૭

## ૩૨૫–ગુરુમહિમા–રાગ આનંદના ગરબાનો–ચાલ છંદની

ઉર ઉપજ્યો આનંદ, ગુરૂનો મહિમા ગાવા;
શિવે રચ્યો છે છંદ પ્રેમી જનને રસ પાવા;
ગિરિજા ગુરુસમાન, તત્ત્વ નથી કાંઈ તેવું;
ઘટમાં ઉપજે જ્ઞાન ગુરૂ આરાધન એવું. ૧
અજને એજ ઉપાસ, સાંધે ગુરૂમાં સૂરતિ;
વિધુમ ધરી વિશ્વાસ, માને ગુરુની મૂરતિ;
હું પણ દેવિ હમેશ, ગુરુનું ધ્યાન ધરૂં છું;
છાંડી સઘળા ક્લેશ, કીરતિ એજ કરૂં છું. ૨
ધારે ધરણી શેષ, પરમ ગુરૂપરતાપે;
ભારત લાગે લેશ, જક્ત ગુરુને જાપે;
ગુરૂમૂર્તિ ગણરાય, ધ્યાન હ્રદેમાં ધારે;
પરથમ તે પૂજાય, સૌનાં કારજ સારે. ૩
અરક કરે ઉદ્યોત, તિમિર ત્રિભુવનનું ટાળે;
તેમાં ગુરુની જ્યોત, બહુ પાતકને બાળે;
શીતળ કીધો સોમ, ગુરુનું દૈવત એમાં;
વાસ્યો લેઇને વ્યોમ, ગુણ ટાઢો છે તેમાં. ૪
મેઘ રચ્યો મહારાજ, વિધિએ કરવા વૃષ્ટિ;
સરજ્યો સઘળો સાજ, શોભાવી છે સૃષ્ટિ;
અવની ને આકાશ,સરજીઆં પાવક પ્રાણિ;
વાયુમાં કરી વાસ, પોષે સઘળા પ્રાણિ. ૫
દેવ પિતૃ ગાંધર્વ, મુનિ માનવની જાતી;
ગુરુસત્તાથી સર્વ, ભેદ રચ્યો બહુ ભાતી;
અગણિત સરજ્યાં અંડ,અધર સર્વને ધરિયાં;
પ્રાણીના કરી પિંડ, વિધિએ સૌ વિસ્તરિયાં. ૬
ગુરુસત્તાથી સર્વ, જીવનું જીવન જાણો;

ગુણનો મૂકી ગર્વ, પ્રૌઢ પ્રતાપ પ્રમાણો;
મોટો ગુરુમહિમાય, દિલમાં ધરજો દેવી;
તેની તુલના થાય ઉપમા ન મળે એવી. ૭
ટાળે સઘળા તાપ, ગુરુપદપંકજ પરસે;
અંતરમાં નિજ આપ, દિવ્ય રૂપ તે દરસે;
ભાવભક્તિ સંજુક્ત, ગુરુ આરાધન જેને;
કરે સર્વને મુક્ત, તેહ પદ કરતલ તેને. ૮
મળે લક્ષ્મી સામ્રાજ્ય, લોક સરવ તે પૂજે;
સુધરે સઘળાં કાજ, સકળ પદારથ સૂઝે;
એવો ગુરુમહિમાય, દેવિ દિલમાંહે ધરજો;
છાંડી સર્વ ઉપાય, ગુરુ ઉપાસન કરજો. ૯
વેદ શાસ્ત્ર પુરાણ વળી, ઇતિહાસ ઘણેરાં;
સુણતાં વિધ વિધ વાંણુ, ચિત્ત ભમે જીવકેરાં;
યજ્ઞ વ્રત તપ દાન, જપના જે જપનારા;
રહે અંતર અજ્ઞાન, મૂઢે મૂઢ બચારા. ૧૦
સૌમાં દૈવત એક, ગુરુબુદ્ધિથી નમીએ;
દેખી દેવ અનેક, ભોળપણે નવ ભમીએ;
તન મન પ્રાણસમેત, ગુરુને અર્પણ કરવું;
હૈયે આણી હેત, આજ્ઞા એ અનુસરવું. ૧૧
સહિત સોળ ઉપચાર, ગુરુની સેવા કરીએ;
સરસ સુમનના હાર, ધૂપ દીપ સૌ ધરીએ;
વાહન વસ્ત્ર સમસ્ત, ગુરુને અર્પણ કરવાં;
વિધ વિધ બીજાં વસ્ત્ર, ભાવથી ભૂષણ ધરવાં. ૧૨
આસન સેજ ઉપાન, છત્રાદિક સુખકારી;
ભાવે ભોજનપાન, દેહ ગેહ ને નારી;
ગુરુને અર્પી સર્વ, આધીન થઇને રહીએ;
તજી દેહનો ગર્વ, કસણી સઘળી સહીએ. ૧૩
વારંવાર પ્રણામ, દીર્ઘ દંડવત્ કીજે;
કરીએ એવાં કામ, જે ગુરુનું મન રીઝે;
આપે લઇ અખંડ, અદ્ભુત આનંદ આવે;
જે સરજે બ્રહ્માંડ, તેહ પ્રભુને દર્શાવે. ૧૪

જે પદ અગમ અપાર, દેવમુનીને દુર્લભ;
તે દર્શે નિર્ધાર, ગુરુસેવાથીજ સુલભ;
અનુભવ અર્ક પ્રકાશ, દેવી હૃદયે જેને;
કાપે કર્મના પાશ, સદ્‌ગુરુ કહીએ તેને. ૧૫
ગુરુપદ રજકણ એક, સ્નેહે શિરપર ધારે;
તીરથ કોટિ અનેક, કરૂં ફલ હોયે ત્યારે;
ગુરુચરણોદક પાન, પ્રીતસહિત લે મુખમાં;
સકળ તીરથનું સ્નાન, તે ફલ પામે સુખમાં. ૧૬
ગુરુ ઉચ્છિષ્ઠ પ્રસાદ, પૂરણ પુણ્યે પામે;
તે ગુરુના ગુણાનુવાદ, કરતાં ભવદુઃખ વામે;
જ્યાં ગુરુનો આશ્રમ, તેહ સ્થળ જાણો કાશી;
ગુરુ તે તારકબ્રહ્મ, વિશ્વેશ્વર અવિનાશી. ૧૭
ગુરુચરણોદક ગંગ, અગણિત અઘહર નારી;
આણી અંગ ઉમંગ, નિશ્ચે લેજો ધારી;
ગુરુચરણનું ચિહ્નન, તીરથરાજ પ્રમાણો;
પ્રાગરાજથી ભિન્ન, અંતર કાંઇ ન આણો. ૧૮
ગુરુમૂર્તિનું ધ્યાન, ગુરુ ગુરુ નામ ઉચરીએ;
ગુરુચરણોદક પાન, ગુરુ આજ્ઞા અનુસરીએ;
વર્ણાશ્રમ અધિકાર, ગર્વ સર્વેનો છોડી;
ગુરુ આગળ નિર્ધાર, રહેવું બે કર જોડી. ૧૯
વારંવાર પ્રણામ, કપટ તજીને કરીએ;
તજી ક્રોધ ને કામ, દૃઢ ભક્તિ ઉર ધરીએ;
ગુરુની આગળ કાંય, અસત્ય ના ઉચરવું;
ગુરુના આસનમાંય, પગલું ધરતાં ડરવું. ૨૦
પાગ ઉપર ધરી પાગ, ગુરુ આગળ જે બેસે;
ગુરુમર્યાદા ત્યાગ, કરતાં સંકટ સેહેશે;
ગુરુવચનનો લોપ, કરતાં જે નવ ત્રાસે;
સહે દૈવનો કોપ, સુકૃત સઘળાં નાસે. ૨૧
એકાક્ષર દાતાર, ગુરુ ઈશ્વરના માને;
ધારે દેહ અપાર, ગર્ધભ શૂકર શ્વાને;
ગુરુમહિમા કરી ભંગ, આપે આપ વખાણે;

તેનું પીલે અંગ, જમડા ઘાલી ઘાણે. ૨૨
ગુરુબરાબર આપ, માની લેજો મનમાં;
તેનાં પૂરણ પાપ, વસે વરૂ થઇ વનમાં;
ઝાઝા થઈને જાણ, ગુરુના અવગુણ ગાશે;
તે પાપીના પ્રાણ, જમને હાથે જાશે. ૨૩
ગુરુથી છાનાં કર્મ, કરશે નિંદક પ્રાણી;
ધિક્ ધિક્ તેનો ધર્મ, હોય પુણ્યની હાણી;
હું તું કહિને વેણ, ગુરુની સામું બોલે;
કહે અઘટતાં કહેણ, તેહ નર ખરને તોલે. ૨૪
ગુરુસામો છલવાદ, જુક્તિ કરીને જીતે;
પડે ઘણો અપરાધ, ઘણી વિપત્તી વીતે.
દામ ચામ પર પ્યાર, ગુરુ ઉપર નહિ એવો;
તે મતિમંદ ગમાર, જીવ આસુરી જેવો. ૨૫
ગિર્જા ગુરુનું ગુહ્ય, કોઈ આગળ ના કહીએ;
સારી હોયે સૂઝ, મન સમજીને રહીએ;
શુદ્ધ સચ્ચિદાનંદ, વ્યોમાતીત નિરંજન;
ટાળે ભવનો ફંદ, ભક્તવત્સલ ભયભંજન. ૨૬
જ્ઞાનશક્તિ આરૂઢ, તત્ત્વ સકલ આભૂષણ;
ગુણ જેના છે ગૂઢ, રહિત મોહ મદ દૂષણ;
કેવળ કરુણાધામ, કલ્પતરુસમ કાહાવે;
પૂર્ણ કરે મન કામ, સઘળા શોક શમાવે. ૨૭
કાયાનગરીમાંહ્ય, ફોજ અવિદ્યા કેરી;
આંણ ફેરવી ત્યાંય, ઘટ ઘટ લીધો ઘેરી;
મોહલોભ અભિમાન, કામ ક્રોધ મદ મચીઆ;
ભૂલી આત્મા ભાન, જીવ પ્રપંચે પચીઆ. ૨૮
ખલ મોટા ખટ ચોર, ધરમ ધિરજ હરનારા;
જીવતણું નહિ જોર, ઘોર કર્મ કરનારા;
જીવને નાખી જાળ, કાળતણે કર આપે;
કોણ કરે સંભાળ, તપે ત્રિવિધ તાપે. ૨૯
અગણિત જન્મ અપાર, ફરંતાં પાર ન આવે;
જો હોય પુણ્યનું જોર, તોજ મળે ગુરુ આવી;

નાસે સઘળા ચોર, જીવને દે છોડાવી. ૩૦
દેહનગરમાં વાસ, હોય ગુરુનો જ્યારે;
ટાળી મોહ સહવાસ, આપ અમલ બેસારે;
દશ દરવાજા માંય, ગુરુની ચોકી બેસે;
આણ ફેરવે ત્યાંય, પૂરમાં ચોર ન પેસે. ૩૧
સત નામ સમશેર, જીવના કરમાં આપે;
દોષરૂપી દળ જેર, કરી અવિદ્યા કાપે,
સત્ય શીલ સંતોષ, પ્રબળ વિવેક વધારે;
નીતિ ભક્તિને જ્ઞાન, વસાવી શહેર સુધારે. ૩૨
હોય ગુરુનું રાજ, દેહ નગરમાં જ્યારે;
સરિયાં સઘળાં કાજ, જીવનાં જાણો ત્યારે;
તત્ત્વ સારમય તેજ, વદતા જો હોય વાણી;
ગુરુ મળ્યાની એજ, ઉમયા છે એ એંધાણી. ૩૩
બોલે ઉત્તમ બોલ, અનુભવ જેમાં ભરીઓ;
તેનો કરતાં તોલ, જ્ઞાનતણો છે દરીઓ;
બોલે વચન વિરુદ્ધ, સત્ય ધર્મને ખંડે;
તે નહિ જ્ઞાની શુદ્ધ, પેટ ભરે પાખંડે. ૩૪
ગુરુમુખીઆ જન માત્ર, હોય સૌના હિતકારી;
પરમ પુણ્યનું પાત્ર, જેણે બુદ્ધિ સુધારી;
નુગરા નર નાદાન, ઉપર દીસે નમતા;
ઘટમાં ન ટકે જ્ઞાન, શીલ સત્ય નહિ સમતા. ૩૫
એક ગુરુના શીશ, સુગરા નુગરા કાહાવે;
સુગરા સોંપે શીશ, વર્તે ભક્તિભાવે;
ખળતા ન તજે ખોડ, બ્રહ્મ દેહને માને;
હરિશું બાંધે હોડ, નુગરા એજ નિશાને. ૩૬
ગિરિજા સમજી એમ, અહંપદ તજીએ;
પૂરણ આણી પ્રેમ, ભાવે ગુરુને ભજીએ;
હોવે ધ્યાન અનૂપ, કહું છું ઉલટઆણી;
તું દેવિ મમ રૂપ, જુગતે લેજે જાણી. ૩૭
મન વાણીથી પાર, જુગલ ચરણ છે જેના;
શિવશક્તિમય સાર, રંગ અરંગી તેના;

બ્રહ્મા અંબુજની માંય, મહા મંગળમય મુરતી;
ગુરુને ધારો ત્યાંય, સાંધિ ગગનમાં સુરતી; ૩૮
ચિંતામણિનું દિવ્ય, સિંહાસન છે સારૂં;
તેમાં ગુરુ સદૈવ, મન ધારે છે મારૂં;
ચંદ્રશિલાસમ દેહ, બે લોચન સુખકારી;
અદ્ભુત મૂર્તિ એહ, મહિમા જેનો ભારી. ૩૯
ઉર ભુજ નયન વિશાળ, અભય મહા વર આપે;
નિજ જનના પ્રતિપાળ, કોટી જન્મ દુઃખ કાપે;
કરુણાસાગર નામ, મુખ પ્રસન્ન છે જેનું;
પૂરણ કરે મન કામ, ધ્યાન ધરો જો તેનું. ૪૦
કંઠે મણિના હાર, શ્વેત સુમનની માળા;
શોભાનો નહિ પાર, બોલે શબ્દ રસાળા;
કેવલ જ્ઞાનસ્વરૂપ, ભદ્રામુદ્રાધારી;
મહા મનોહર રૂપ, ત્રિભુવન નૌતમહારી. ૪૧
સકલ સિદ્ધિઓ સાથ, કરે ગુરુની સેવા;
અખિલ ભુવનના નાથ, આનંદકારી એવા;
એમ નિત્ય અભ્યાસ,કરીએ દેવી જ્યારે;
તેના ઘટમાં વાસ, કરે ગુરુજી ત્યારે. ૪૨
ધ્યાતા ધ્યેય સમાન, થાશે એ અભ્યાસે;
ભૂત ભવિષ વર્તમાન જ્ઞાનથકી લહેવાશે;
કોટી જન્મનાં કર્મ, બહુ સૌ પાતક બળશે;
આચરતાં એ ધર્મ, જીવ બ્રહ્મમાં ભળશે. ૪૩
સકળ ધ્યાનનું મૂળ ધ્યાન ગુરુનું જાણે;
સકળ સિદ્ધિ અનુકૂળ, મોક્ષતણું સુખ માણે;
મુકી સાધન માત્ર, ગુરુ આરાધન કરશે;
પરમ મોક્ષનું પાત્ર, થઇ ભવસાગર તરશે. ૪૪
જેની કરુણા લેશ, હરિ હર એને ઇચ્છે;
ઉત્તમ એ ઉપદેશ, પૂરણ પુણ્યે પ્રીછે;
ત્યાગી જોગી ગૃહસ્થ, નર કે અથવા તો નારી;
દેહધારી સમસ્ત, ગુરુસેવા અધિકારી. ૪૫
શિવ કરીને સ્નેહ, ગુરુનો મહિમા ગાયે;

અજર અમીરસ એહ, પારવતીને પાયે;
ગુરુગીતાનો સાર, ગાયો ગરબારૂપે;
જોશે કરી વિચાર, તે ન પડે ભવકૂપે. ૪૬
મહિમા અગમ અપાર, કોઈ શકે નહિ જાણી;
જ્યાં નવ જાય વિચાર, ત્યાં ક્યમ પહોંચે વાણી;
સાગરકેરૂં તોય, ગાગરમાં રહે જેવું;
મન કલ્પે જે કોય, વાધી બોલે તેવું. ૪૭
નેતિ નેતિ ઉચ્ચાર, નિગમ કરીને રહે છે;
તે ગુરુ થઈ નિરધાર, આપ આપનું કહે છે;
ગુરુબ્રહ્મમાં ભેદ, લેશ ન દીસે લક્ષે;
એમ વદે છે વેદ, જોજો અનુભવચક્ષે. ૪૮
અંશ બ્રહ્મના અલ્પ, પડિયા માયાવમળે;
વીતે કોટીક કલ્પ, તોયે મુક્તી ન મળે;
કરુણાસિંધુ આપ, દેહ ધરીને આવે;
ટાળે જીવના તાપ, મહાભયથી મૂકાવે. ૪૯
પ્રીતે ઉઠી પ્રભાત, ગુરુનો મહિમા ગાશે;
છોટમ તે સાક્ષાત, નરહરિરૂપે થાશે;
મનવાંચ્છિત ફળ માત્ર, સહેજે આવી મળશે;
થશે પુણ્યનું પાત્ર, સુકૃત સઘળાં ફળશે. ૫૦
ઓગણીસેં પચવીસ, છે સંવત સુખકારી;
પ્રભુને નામી શીશ, ગુરુપદ ઉરમાં ધારી;
ચૈત્ર પાછલી પક્ષ, દશમી મંગળ વારે;
પ્રગટ કર્યો છે લક્ષ, ગુરુગીતા અનુસારે. ૫૧





# છોટમની વાણી--વિભાગ ચોથો

## રાગ ધોળનાં પદ

### ૩૨૬-ધોળ પહેલું

સાધીએ સાધન સહેજ સમાધિ,અળગી કરો હઠયોગ ઉપાધિ;
એમ અહર્નિશ અલખ આરાધી,તો લાધી કળા હોય ગુરુતણી રે.
વિશ્વ સમસ્ત બ્રહ્મમય ધારી, સંયમ કરવી એ ઇંદ્રિયો સારી;
એ યમ સાધન પ્રથમ વિચારી, તો નામરૂપ મિથ્યા ગણી રે. ૨
વૃત્તિપ્રવાહ સજાતિમાં કરવો, વિજાતિકેરો તિરસ્કાર ધરવો;
આનંદસિંધુ બ્રહ્મવર વરવો, તો નેમ એવો દૃઢ ધારીએ રે. ૩
મનથી પ્રપંચ ત્યાગ કરી દીજે, આત્માતણું અવલોકન કીજે;
પ્રેમના પ્યાલા નિરંતર પ્રીજે, તો ત્યાગસાધન એ વિચારીએ રે.
વાચાઓ જેમાં નિવૃત્તિ રે પામે,અચળ મન કરી રહેવું તે ઠામે;
શબ્દ ન હોય શબ્દાતીત ધામે,તો મૌન સાધન એમ જાણીએ રે.
આદિ અંત ને મધ્યની માંહી, એક બ્રહ્મવિના અવર નહિ કાંઇ;
વાસ કરી રહીએ નિત્ય ત્યાંહી, તો દેશ એકાંત પ્રમાણીએ રે. ૬
સર્વ ભૂત તે બ્રહ્માથી બળીઆ,જાય નિમેષમાં કાળમાં કળીઆ;
જે ઉપજ્યા તે સર્વે ત્યાં ભળીઆ, તો કાળ નામ છે તેહનું રે. ૭
ત્રિગુણ ઉપર આસન કરીએ, સર્વ અધિષ્ઠાનમાં મન ધરીએ;
આદિ સિદ્ધમાંહે સ્થિર ઠરીએ, તો નામ સિદ્ધાસન એ ખરૂં રે. ૮
વિશ્વ સમસ્તનું મૂળ છે જેમાં, અચળ કરી મન બાંધીએ તેમાં;
અંગ અંડોલ થઇ રહે એમાં, તો સ્થિર સ્થંભન જેવું તરુ રે.. ૯
દૃષ્ટિ જ્ઞાનમય આપણે કરીએ, જગ્ત બ્રહ્મમય જાણીને ઠરીએ;
નાસાને અગ્રે નેન શીદ ધરીએ,તો દૃગની સ્થિતિ એમ કીજીએ રે.
પ્રાણાયામતણી કહું રીતિ, વૃત્તિ નિરોધ કરે મન જીતી;
પૂરણ બ્રહ્મવિષે કરી પ્રીતિ, તો પ્રેમસુધારસ પીજીએ રે. ૧૧

બ્રહ્માસ્મિ દૃઢ વૃત્તિ રે ગ્રહીએ,પૂરક પ્રાણ તો તેને રે કહીએ;
ત્યાગ નિરોધ પ્રપંચનો લહીએ,તો રેચક પ્રાણ તે જાણીએ રે.૧૨
સદ્દવૃત્તિ હોય નિશ્ચળ જ્યારે, કુંભક પ્રાણ તો કહીએ ત્યારે;
આત્મભાવ વિશ્વમાં વિચારે, તો પ્રત્યાહારે મનમાં જવું રે. ૧૩
જે જે ઠામે રહે મન જાતું, તે તે ઠામે બ્રહ્મચિંતન થાતું;
ધારી ધારી મન રાખવું ધાતું, તો ધારણા નામ તેનું કહ્યું રે. ૧૪
બ્રહ્મ અહંગ નિરાલંબ વરતિ, ગગનાકાર થઈ રહે ફરતી;
સંકલ્પ વિકલ્પ તે નથી કરતી, તો ધ્યાન નામ તેનું સહી રે. ૧૫
સકળ વિકારરહિત હોય જ્યારે, બ્રહ્માકાર વૃત્તિ હોય ત્યારે;
સમ્યક્ વાસના માત્ર વિસારે,તો નામ સમાધિ એને કહીએ રે.૧૬
પંદર અંગે એ જ્ઞાનસમાધિ, મહાયોગેંદ્ર શકે કોઇ સાધિ;
જન છોટમ ટળે દ્વૈત ઉપાધિ, તો શ્રીમત્ શંકરે એ કહી રે. ૧૭

## ૩૨૭-ધોળ બીજું

રામ નામ સૌ કો જન લે છે, અક્ષરથી એ નામજ કે' છે,
અક્ષર તે મન પ્રણવ ઘડે છે, તો પ્રણવ ઉઠે ચૈતનવડે રે. ૧
ચૈતન તો છે અંશસત્તાએ, સર્વ ચળે લોહચુંબક ન્યાયે,
એ કળકેરો ભેદ જણાએ, તો ગુરુગમ આંખો ઊઘડે રે. ૨
આંખોવાળા હોય તે એમ બૂઝે, પ્રણવ કલ્પતરુ તેને સૂઝે;
અરસ અમીરસ તેને દુઝે, તો આપ જુએ જે આપનું રે. ૩
તે તરુને કહું છું વિસ્તારી,સાંભળજો સૌ નર ને નારી,
હરિજન હેતે રહે ઉર ધારી,તો મૂળ અજપા—જાપનું રે. ૪
મહામોજી ભેદ કૈવલ કાહાવે, આપ ઉમંગે બાગ બનાવે;
સત્ ચિદ્ આનંદ બીજને વાવે, તો પંચ તત્ત્વ ક્યારો કરી રે.૫
ત્રણ ગુણમય પૃથ્વી રસાળી, દશ ઇંદ્રી મહી પોગરવાળી,
કર્તા વૃત્તી જળ પોખે વાળી, તો અંતઃકરણ અવિકાશમાં રે.૬
સદ્ બીજક ચિદ્ અંકુર ઉગે, અરસ અમિત અવની રસ ચુગે;
ફેલે કલ્પતરુ તે જુગે જુગે, તો ખટચક્ર મૂળ અવિકાશમાં રે.૭
ચાર વાણી શાખાઓ છે એને, વેદ પુરાણ પત્ર બહુ જેને;
બાવન અક્ષર પુષ્પ છે એને,તો સંધ્યા ગાયત્રી બે ફળ થયાં રે.૮
તે ફળના કોઇ વીરલા રે ભોગી, અનુભવીઆ મહા અદ્વૈત જોગી;
સૂઝવિનાના જે કર્મના ભોગી, તો વિપ્ર રહ્યા રખવાળીઆ રે. ૯

મંત્ર ગાયત્રી મુખે કરી જાપે, પ્રાણપ્રતિષ્ઠા પ્રતિમામાં થાપે;
કરગરી દેવ કને ફળ માગે,તો આપે જાપના સંભાળીઆ રે.૧૦
રખવાળામાં પ્રભુજીએ આપ્યું, દાન પુણ્ય બ્રહ્મભોજન થાપ્યું;
કર્મનું બંધન તે નવ કાપ્યું, તો એળે ગયું ગુરુગમવિના રે.૧૧
સદ્‌ગુરુ મળીઆ તે નીપજ્યા રે એવા,વ્યાસ કપિલદત્ત શંકરજેવા;
જે જને ચાખ્યા પ્રણવફળમેવા,તો જન છોટમ તેવા બન્યા રે.૧૨

૩૨૮–ધોળ ત્રીજું

મનનો વિચાર કરો તમે સાધુ, મનથી થયું છે બ્રહ્માંડ બાધું;
મનનું મૂળ કોઇ જ્ઞાનીને લાધ્યું,તો બીજા વહ્યા વાક્યજાળમાં રે.૧
બાવન અક્ષર પ્રણવમાં છે, મન તેમાં થકી પૃથક્ કરે છે;
શબ્દતણા પછી ઘાટ ઘડે છે, તો એને ગમે તેમ ઉચરે રે. ૨
જગ સકળ પણ મનથી થયું છે, પુરૂષરૂપે પણ પોતે રહ્યું છે;
કર્તા સર્વનું એજ કહ્યું છે, તો ઉપજાવે પાળે હરે રે. ૩
જે જે ભાવ સ્વભાવમાં સૌને, શરીરથી ભેટે સુતાને કે વહુને;
જુજવી રીતિએ જાણે છે બહુને,તો ઘટતું અઘટતું મન કરે રે.૪
મન માને છે મારૂં ને તારૂં, પાપપુણ્ય વળી ખોટું ને સારૂં;
કર્મ શુભાશુભ મન કરનારૂં, તો હર્ષ શોક સૌ એહને રે. ૫
મન બંધન મન મુક્તી રે પામે, નાખે જઇ ઉંચ નીચને ઠામે;
મન જઈ લાગે છે વિધ વિધ કામે,તો વિદ્યાકળા ગુણ મનવિષે રે.૬
મન વિષયી ખટરસનો રે ભોગી,મન સંસારી ને મન છે જોગી,
મન નિર્મળ ને મન મહારોગી,તો મન એ નિરંજન દેવ છે રે.૭
મનનો સ્વભાવ છે પારાના જેવો, જીવતો ચપળ રમે છે તેવો;
બાંધી જાણે તો છે અદ્‌ભુત એવો,તો લઇને ઉડે અસમાનમાં રે.૮
મૂર્છા પેલો કોઈ મારે છે જ્યારે, વ્યાધિવિનાશ થાય છે જ્યારે;
શુદ્ધ મરેલો બને છે જે વારે તો, અજર અમર કરે દેહને રે. ૯
ગગનાકાર કરે મન સાધી, ટળે સહુ દ્વૈત ઉપાધી;
ઉન્મની મન થઇ લાગે સમાધી, તોભોગવે આનંદ બ્રહ્મનો રે.૧૦
કોટી ઉપાસના સાધન સાધે, ત્યમ ત્યમ તૃષ્ણા અતિઘણી વાધે;
મન તો મરે જો પ્રણવ આરાધે,તો છોટમ હંસ અખંડ છે રે.૧૧

૩૨૯–ધોળ ચોથું

જગકર્તાની જુઓ ચતુરાઇ, આપ ઇચ્છાએ સૃષ્ટિ ઉપાવી;

સ્થાવર જંગમ જાતિ સોહાવી, તો લક્ષચોરાશી ભાતની રે. ૧
રસબીજક ચરજાતીનાં કરિયાં, સ્થાવર કઠિનમાં અંકુર ભરિયાં;
પરસ્વાધીન જીહ્વા વિસ્તારિયાં,તોરચના કરી ભાતભાતની રે.૨
સમ ચૈતન સત્તાને પ્રતાપે, મળી રહ્યાં પોત પોતાને માપે;
હરદમ હાલે પ્રણવને જાપે, તો સુષુપ્તિસરખાં થયાં સહી રે. ૩
જાણ્યવિના હાલે જડ જેવા, લોહકારની ધમણ હોય તેવા;
શૂન્ય મૌન નવ બોલે તેવા, તો અંશવિના ઉચરે નહિ રે. ૪
જ્યમ ઋતુરાજવિના તરુ સારાં, ફૂલે ફળે નહિ કોઇ બચારાં;
જાણ્યાવિના જંગમ એક તારાં તો, અક્ષર કુસુમ ન ઉમરે રે. ૫
જ્યારે અંશ પ્રેર્યો અવિનાશી,નખશિખ જાણ્ય રહી પરકાશી;
વિચિત્ર વિવેકનો થયો વિલાસી, તો પૂરણતા જેની તનુવિષે રે.
અંશ માલિક સૌ માલ છે એનો, દાવો કરે તેમાટે તેનો;
પ્રબળ પ્રતાપ જાહેરજગ જેનો,તો આપપણું જાણે આપણું રે.૭
તે રે આપપણું અળગું રહે છે,કમલ ઉપર જેમ ભમર ભમે છે;
સકલ વિષય રસનું સુખ લે છે, તો માન ધરે મન તે તણું રે. ૮
ઇંદ્રિયો વિષયોનું સુખ લે છે, તેજ વિષયસુખ મનડું ગ્રહે છે;
મનનું સુખ તે અંશ લહે છે,તો અંશ લોભાયો વિષયસુખે રે.૯
વિષયોનું સુખ છે નહીં સાચું, ઝાંઝવાનું જળ જેવું છે કાચું;
અવિવેક તુચ્છમાં મન રાચ્યું,તોએથી ભમે છે તે ભવવિષેરે.૧૦
સાચા સદ્‌ગુરુ મળે છે જેને, તુચ્છથી વૈરાગ ઉપજે તેને;
બ્રહ્માનંદ સુખ ઉપજે એને,તો પામે પરમ પદ તે જનો રે. ૧૧
વૈરાગથી પ્રકૃતિ લય પામે, વિષયવાસના મનથી વિરામે;
છોટમ નિજાનંદ સુખ પામે, તો સિદ્ધ થયો તે જાણિયે રે. ૧૨

## પ્રભાત રાગનાં પદ ૨

### ૩૩૦–પદ પહેલું

કર્તા રે આ જગત કરીને, વેદ કાયદો કીધો રે;
સર્વે પ્રાણીના હિતને સારૂ,ધર્મ પ્રકટ કરી દીધો રે. કર્તા૦ ૧
ધર્મ શબ્દનો અર્થ એવો, રાખે સુખમાં ધારી રે;
પતિત તો જે પડે અધોમુખ,મહા દુઃખમાં નરનારી રે.કર્તા૦ ૨
પૃથ્વી પાણી પાતક વાયુ, ચંદ્ર સૂરજ તારા રે;
પોતપોતાનો ધર્મ ન ચૂકે, ધણીના બાંધ્યા ધારા રે. કર્તા૦ ૩

ધર્મ કલ્પતરુ જે નર સેવે, મનવાંચ્છિત ફળ આપે રે;
તેને છોડે તેજ અભાગી, પામે છે દુઃખ પાપે રે. કર્તારે૦ ૪
વેદવચન છે પરઉપકારી, ધર્મ ખરો છે તેમાં રે,
મનુષ્યવચન છે સ્વારથમાટે,કપટ ભર્યું છે તેમાં રે. કર્તારે૦ ૫
જે સર્વજ્ઞ સર્વનો કર્તા, વચન તેહનાં સાચાં રે;
જે અલ્પજ્ઞ જીવ બોલેલા, કથન કરેલાં કાચાં રે. કર્તારે૦ ૬
ધર્મ બ્રહ્મ વેદોએ ભાખ્યો,સ્નેહ ધરીને સજવો રે;
જૂદા જૂદા જીવ બકેલા તે,જૂઠા કરી તજવા રે. કર્તારે૦ ૭
ધર્મ નાવ છે ભવસાગરમાં, બ્રહ્મ નામ ધ્રુવ તારો રે;
કહે છોટમ તેને ના ભૂલે, તે નર પામે આરો રે. કર્તારે૦ ૮

### ૩૩૦–પદ બીજું

જાગી જોને જગતપ્રકાશક, બ્રહ્મ સદોદિત ભાનુ રે, ટેક
ઉષ્ણ પ્રકાશક શક્તિઓ રહે છે, સૂરજમધ્યે જેવી રે;
નામ રૂપ બે સબળ શક્તિઓ, બ્રહ્મવિષે પણ તેવી રે.
જાગી જોને૦ ૧

રૂપ પદારથ લક્ષ્મી કહીએ, નામ શારદા જાણો રે;
ચિદાનંદ છે વ્યાપક વિષ્ણુ, પ્રણવ રૂપ પ્રમાણો રે.
જાગી જોને૦ ૨

સ્થૂળ સૂક્ષ્મ કારણથી અળગો, બ્રહ્મ નિરંતર ભરીઓ રે;
અનંત ઠામે ઉઠે લહરી, સોહમ્ સન્મુખ દરીઓ રે.
જાગી જોને૦ ૩

એ દરીઆની ઇચ્છા ઉમંગે, ભારે ઉઠે ભરતી રે;
અગણિત અંડ કરે છે ઉભાં, પકડી મૂળ પ્રકરતી રે.
જાગી જોને૦ ૪

અગાધ શૂન્ય સરોવર ભરિયું, તેમાં હંસ વિરામે રે;
છોટમ સદ્‌ગુરુ જેને મળીઆ, તે ઠરીઆ એ ઠામે રે.
જાગી જોને૦ ૫

---

## ૩૩૧–ગોવિંદ ગાને, એ રાગ

તારો ચંચળ અતિશે સ્વભાવ રે ઓ મનવા વંકા,
મનવા વંકા ફરે નિઃશંકા,લેવા ઈચ્છા લંકા રે,ઓ મનવા વંકા.

તારો સ્વામિ ચંદ્રમા તેં કીધો સકલંક,
તો બીજાની શી ગણત્રી તેં તો રાજા કર્યા છે રંક રે. ઓ૦ ૧
ઇંદ્ર અધિપતિ દેવનો સૌથી સમરથ જેહ,
એવી અહલ્યા છળ કરી પછી શાપે વિકલ થયો તેહ રે. ઓ૦ ૨
નારદ સરખા સંતને હરિની સાથે હેત,
વિશ્વમોહિની કારણે પછી તેને કર્યો છે ફજેત રે. ઓ૦ ૩
ભૂપ યયાતિ જો ગયો સતીનો કરવા સંગ,
તે અગસ્ત્યના શાપથી પામ્યો છે અજગર અંગ રે. ઓ૦ ૪
મનને વશ જે જે થયા અવળા વહ્યા અજાણ,
રાવણ કૈરવ કંસનો જેણે વાળ્યો ઘણાકનો ઘાણ રે. ઓ૦ ૫
આત્મા રાજા દેહનો મન તેનો પરધાન,
કુકર્મ તથા કુસંગથી ઘણું એમાં ભરાય છે અજ્ઞાન રે. ઓ૦ ૬
સદ્‌ગુરુ જો સાચા મળે વળી સજ્જનનો સંગ,
છોટમ મન નિર્મળ કરે તેને લાગે પ્રભુનો રંગ રે. ઓ૦ ૭

---

## સાંભળને તું સજની મારી રજની ક્યાં રમી આવી જી રે, એ રાગની

### ૩૩૨–ગરબી

જો વિચારી જીવડા તારી, કોણે સરજી કાયાજી રે,
કોણે તુજને બુદ્ધિ આપી, કોણે બાંધી માયા;
તે પ્રભુ ભજીએ જીરે. ૧
મનુષ્યા દેહ સરવથી મોટો, સરજ્યો જેણે સારો જીરે;
તે કર્તાને જે વિસારે, તે પ્રાણી હત્યારો. તે પ્રભુ૦ ૨
નિર્મળ નેત્ર કર્યાં છે જોવા, સાંભળવાને કાન જીરે;
નાક કર્યું છે સુગંધ લેવા, ઘટમાં આપ્યું જ્ઞાન. તે પ્રભુ૦ ૩
જીભ કરી છે સ્વાદ જાણવા, વિદ્યા ભણવા વાણી જીરે;
કર આપ્યા છે કર્મ કરવા, તે કર્તા લ્યો જાણી. તે પ્રભુ૦ ૪
પગ આપ્યા છે પરમ દયાળે, પુણ્યપંથમાં જાવા જીરે;
ખાનપાનને ખટરસ મેવા, સરજ્યા તારે ખાવા. તે પ્રભુ૦ ૫
બબ્બે અક્ષર બોલી જાણે, પશુ પંખી સૌ પ્રાણી જીરે;
બાવન અક્ષર બોલે એવી, આપી નરને વાણી. તે પ્રભુ૦ ૬

કોટિક ધન મુલ્યેથી ન મળે, શ્વાસ સર્જ્યો એવો જીરે;
જાૂઠું બોલી જે જન ખોશે, જીવ જનાવર જેવો. તે પ્રભુ૦ ૭
અગણિત ધન ખર્ચે નવ આવે, એવી બુદ્ધિ આપી જીરે;
કુડ કપટ અન્યાય આચરશે, તે નર પામર પાપી. તે પ્રભુ૦ ૮
એવો દેહ અનોપમ સરજી, જીવને સોંપ્યો જ્યારે જીરે;
સારી શીખામણ દીધી છે, ત્રિભુવનનાથે ત્યારે. તે પ્રભુ૦ ૯
પાપમાર્ગે જો પરવરશો, પડશો દુઃખને દરીએ જીરે;
પુણ્યમારગ છે સુખપૂરણ, એમ કહ્યું છે હરીએ. તે પ્રભુ૦ ૧૦
પાપ કરે કે પુણ્ય કરે તે, જીવતણાં પ્રભુ જાણે જીરે;
તેમાટે દશ દેવ રચીને, મૂકયા દશ ઠેકાણે. તે પ્રભુ૦ ૧૧
આંખોમાં છે અંશ સુરજનો, કાનવિષે દૃગ રાય જીરે;
વદ દેવનો નાકે રહે છે, વરુણ વસે રસમાંય. તે પ્રભુ૦ ૧૨
મુખમાં અગ્નિ મારુત ચર્મે, ઈંદ્ર અંશ છે હાથે જીરે;
મનમાં ચંદ્ર ચરણમાં વિષ્ણુ, ગુરુબુદ્ધિની સાથે. તે પ્રભુ૦ ૧૩
ઉપસ્થ ઠામે બ્રહ્મા રહે છે, મૂળવિષે યમરાયજી રે.
અહંકારમાં રુદ્ર દેવ છે, ચિત્ત ક્ષેત્રજ્ઞ સદાય. તે પ્રભુ૦ ૧૪
અંતર ચાર રહે દશ બાહર, દેવ ચતુર્દશ એવા જીરે;
છાનું છપનું કર્મ કરે તો, જણવે પ્રભુને તેવા. તે પ્રભુ૦ ૧૫
તે માટે ચેતીને ચાલો, રાખો આચરણ રૂડાં જીરે;
હીસાબવેળે જશો હરબડી, કામ ન કરશો કુડાં. તે પ્રભુ૦ ૧૬
હમણાં પાપ કરે હરખીને, આગળ અઘરી આંટી જીરે;
મરણપછી મહાસંકટ પામે, મારે મરચાં છાંટી. તે પ્રભુ૦ ૧૭
થોડામાંહી ઘણું કહ્યું છે, માનવ લેજો માની જીરે;
કહે છોટમ કરતાને ભજશે, તેને ચિંતા શાની. તે પ્રભુ૦ ૧૮

---

## ૩૩૩—લાવણી—૨

અજબ કળા કોઇ હે કર્તાકી, દેખો અપને દિલ ધારી,
જડ ચેતન ચરાચર જગમેં, પાનીકી કુદરત સારી. .. ટેક
જે પાનીકા પવન બનાયા, સો પાની નજરે નાયા,
કોઈ કહે કર્તાકી ઇચ્છા, કોય કહે આદી માયા;
અમીબુંદ હે મૂળ સકળકા, સાહી બુંદસે પવન ભયા,

પવન માંહીસે તેજ ઉપાયા, ઓઇ તેજ સે નાર કર્યા;
નારમાંહી ઉપજે નારાયણ નાર હુતે લક્ષ્મી નારી. અજબ૦ ૧
પાનીકા બ્રહ્માંડ બનાયા, ઝાડ પાન પૃથ્વી પાની,
ચંદા સૂરજ નવ લખ તારા, ચૌદ લોક ચારૂ ખાની;
પાની બ્રહ્મા પાની વિષ્ણુ, પાની સદાશિવકી કાયા,
દેવ દનુજ નર નાર પશુ ખગ, સો પાનીસે ઉપજાયા;
સાતુ સાહેર હે પાનીકા, પાની બારા મેઘ ભર્યા,
રંગ છતીસ ભયા પાનીકા, કોઈસે ભેદ ન જાત લહ્યા;
જો જો કહીએ સો સબ પાની, પાનીકી સૃષ્ટિ સારી. અજબ૦ ૨
મણિ માણેક મુક્તાફળ હીરા, મુંગા લીલમ લીલા હે,
આરસ પારસ કાચ ચમકમેં, કોઇ કુદરતકા ખેલા હે;
સોના પાની રૂપા પાની, પાનીકા તાંબા સારા,
કથીર કાંસા હે પાનીકા, ઓર લોહકા હથીઆર;
ખાટા મીઠા ઓર ચરપરા, ખારા ફીકા હે જેતા,
સ્વાદ સકળ ફળ પત્ર પુષ્પમેં, સબ પાનીકા હે ટેટા;
લખ ચોરાશી જીવ જાતિમેં, જુગલ જુગલ નર ઓર નારી. અ૦ ૩
પાની રાજા પાની પરજા, પાનીકી સબ ફોજ લડે,
પાની હાથી પાની ઘોડા, પાનીકે નિશાન ગડે;
પાના પૂજા પાની પાની, પાની દેવળ દેવા હે,
પાની મંડલ પાની તીરથ, પાનીકી સબ સેવા હે;
પાની દાણા પાની નાણા, પાનીકા સબ ધાટા હે,
પાની પંડિત પાની પોથી, પાની નાટક નાટા હે;
પાની બંમન પાની બનીઆ, પાની સાધુ સંસારી. અજબ૦ ૪
પાની ગુરુ પાનીકા ચેલા, પાની બચા બાવા હે,
પાની સાહેબ પાની સેવક, પાની સાગર નાવા હે;
પાની કપડા પાની લકડા, પાની બાગ બગીચા હે,
પાની ચોખ્ખા પાની મેલા, પાની ઉંચા નીચા હે;
અણુ આ બ્રહ્માંડ ચરાચર, સબ પાની કી હે માયા,
જે કર્તારે પાની કીના ઈનસે કોઇ નહીં ડાહ્યા;
જન છોટમ જુગદીશ ભ્રજગો, સો જનકી હે બલિહારી,
અજબ કળા કોઈ હે કર્તાકી, દેખો અપને દિલ ધારી. અ૦ ૫

### ૩૩૪–લાવણી બીજી

આ દુનિયામેં બડા અટપટા, ખેલ કોઇ અબધૂતાંકા.
ગગનગુફામેં ગુપ્ત હો રહ્યા, ડર નહિ હ જમદૂતાંકા.
પંચ પંચ યમ નેમ ધારકે, ધોતી નેતી કરતા હે.
દેહ પ્રાણકી શુદ્ધી કરકે, ધ્યાન નિરંતર ધરતા હે;
ચોરાસી આસનકુ સાધે, એસી કસરત નીત કરે.
સિદ્ધાસન પદ્માસન સાધે, સકળ દેહકો રોગ હરે;
મોહ માન મેવાસી બંકા, કામ ક્રોધકું કેદ કરે,
આશા તૃષ્ણા દૂર નિવારે સત્ય નામ સમશેર ધરે,
શૂરા પૂરા હોકર ખેલે કોયક પુત સપૂતાંકા. આ દુનિયામેં૦ ૧
ઇડા નાડીમેં શ્વાસા પૂરે, મધ્ય લાઇ કે સ્થીર કરે,
રેચક કરે પિંગળામાંહી, પૂરા પ્રાણાયામ સરે;
પૂરે પિંગળા ઇડા નીકાસે, વારંવાર સાધે શ્વાસા,
એક દિવસમેં એંશી કુંભક, ચાર વાર નિત અભ્યાસા,
પ્રાણાયામ પરાયણ હોવે, પાતક સારા જરતા હે;
પ્રત્યાહાર સાધના સાધી, મનકુ નિર્મળ કરતા હે.
બાહ્ય વૃત્તિકું અંતર લાવે, અંતરવૃત્તિ ગગન ભરે,
અનહદ નાદ બજે નિશિબાસર, તામેં કરે મન લયલીન;
દેખે દિલમેં કરી ધારણા, ખેલ પંચ મહાભૂમિકા. આ૦ ૨
ધરા તત્ત્વકી ધરે ધારણા, હૃદયકમળકે બીચ રહી,
પીળા રંગ પ્રસિદ્ધ દેખકે, સાધે ધટિકા પંચ સહી,
સ્થળ કરી સિદ્ધિ સો પાવે, અવની છોડી અવર ફીરે;
કંઠ કમળમેં જલકું ધારે, શ્વેત રંગ શશીતુલ્ય સરે.
ઝેરમાત્રકુ સોઇ જીરવે, ધરે ધારના જો જળકી,
અમૃતપાન કરે નિશિબાસર, ખબર લહે સો પલ પલકી;
પાવક ધારે પાવક ઝારે, કર દે ભસ્મ કપૂતાંકા. આ દુનિયામેં૦ ૩
અગ્નિ તત્ત્વ તાલુકે બિચમેં, લાલ રંગ ત્રિકોણ લહે,
પંચ ઘટી મન પવન રોકકે, જપે જાપ જોગેન્દ્ર રહે;
તામેં સિદ્ધી પાવે તેસી, જલે નહીં તાકી કાયા.
અદ્ભુત ખેલ દેખાવે જગકું, એસી હે પ્રભુકી માયા,
હરિયા રંગ રહે વાયુકા, ભ્રૂમંડલમેં ધ્યાન ધરે;

વાયુસમાન હોય વપુ તાકો, તીન લોકમેં ગતી કરે;
બ્રહ્મરંધ્રમેં નભકું ધારે, સંગ ભજે ઠગ ધૂતાકા.આ દુનિયામેં૦ ૪
સજલ સરોવરસમ અતિ સુંદર,શૂન્ય ધારણા હે સારી,
મોક્ષ કપાટ ઉઘાડે પલમેં,દેખતા કુદરત ભારી;
સકલ લોકકે મનકી જાણે, સકલ લોકકી બાત સુણે;
વ્યોમ બરાબર હો રહે વ્યાપક, શબ્દ સદા ઓંકાર ભણે,
એહી વિધિ પંચ ધારણા ધારે, ફેર પ્રણવકા ધ્યાન ધરે,
સાત કમલમેં જાપ સમર્પે, હોય સમાધી કાજ સરે;
જન છોટમ સદ્દગુરુકરણાસે,આશક હૈ અનહૂતાકા,
આ દુનિયામેં બડા અટપટા,અજબ ખેલ અબધૂતાંકા.આ૦ ૫

## ૩૩૫–કીર્તન

જાકુ રંગ ન લાગ્યો રામકો, સો નર પામર મૂઢ ગમાર રે,
તાકુ નહિ ઠરનેકો ઠાર રે. ટેક
ફોગટ સુખ સંસારકો રે,જેસા સુપનાકા ભોગ;
પળમેં ફના હો જાયગા, પાવે સુખદુઃખકર્મસંજોગ રે.જાકુ૦ ૧
કાયા જેસી કોટડી રે, કુમતી કાજળ માંય;
કોટી તીરથ ફરતા ફીરે, કોય કાળ ચંછુવે નાંય રે. જાકુ૦ ૨
આપ ન ખોજે આપકો રે,ઉલટા ફીર ફીર જાય;
કદળી પ્રસવત લૂમકો રે, તુરત અધોમુખ બહાય રે. જાકુ૦ ૩
જીવ કરત હે જન્મસે રે, મોહ મદીરાપાન;
આપ ભુલાયા આપકા,કછુ ના રહી સુધકે સાંન રે. જાકુ૦ ૪
એ તન પિંજર હાડકો રે, ભરીઆ અનંત વિકાર;
મેં મેરા કરીકે મુવા, ફિર ધારત દેહ અપાર રે. જાકુ૦ ૫
કોટીક પુણ્ય પ્રભાવસે રે, જાય મિલે સતસંગ;
છોટમ દુર્ગુણ છાંડ દે,તાકુ લાગે હરિકો રંગ રે. જાકુ૦ ૬

## ૩૩૬–ધોળ

તનમાં છે તીરથ રે ત્રણે લોક તણું;
અડસઠથી અદકું રે, પાવન પરમ ઘણું;
કાયા છે કાશી રે, પંચે કોશ મહીં;
બુદ્ધિ છે ભવાની રે, હૃદયામાંહી રહી. ૧

મનની નિવૃત્તી રે,શાન્તિ પરમ અતી;
મણિકર્ણિકા તીરથ રે, ન લહે મંદમતી. ૨
ભક્તી ને શ્રદ્ધા રે,ગયા તીરથ કહીએ;
ગુરુજ્ઞાન ગંગાજી રે, અતિ નિર્મળ લહીએ. ૩
ગુરુચરણકમળનું રે, ધ્યાન પ્રયાગ સદા;
ઉર અંતર ધરતાં રે, પાપ ન હોય કદા. ૪
વિશ્વેશ્વર તુરીયા રે, આતમ અવિનાશી;
સાક્ષી સર્વેમાં રે, છે આનંદરાશી; ૫
મુક્તિની દાતા રે, સાત પુરી કહે છે;
સાતે પંકજમાં રે, તે સઘળી રહે છે. ૬
આધાર કમલમાં રે, પુરી તો માયા છે;
જેને આધારે રે, સઘળી કાયા છે. ૭
અષ્ટદલ પંકજમાં રે, કાંચી પુરી લહીએ;
પરસંતાં તેને રે, અતિ પાવન થઈએ. ૮
મણિપુર દશ દલમાં રે, અવંતી નામે છે;
વિષ્ણુનો વાસો રે, તેણે ઠામે છે. ૯
મથુરા છે હૃદયે રે, પાવન પરમ ઘણી;
શ્રીકૃષ્ણે વાસો રે, કર્યો છે કંસ હણી. ૧૦
ષોડશદલ મધ્યે રે, દ્વારામતી રાજે;
આનંદનો સાગર રે, સ્વરૂપે રે ગાજે. ૧૧
બે દલની મધ્યે રે, પુરી તો કાશી છે;
તારક ઉપદેશ કરે, શિવ સુખરાશી છે. ૧૨
આનંદ અયોધ્યા રે, છે મસ્તક ઠામે;
નિવાસ કર્યો છે રે, જ્યાં સીતારામે. ૧૩
એવી પુરીઓને રે, પરસ્યે પાપ ટળે;
છોટમ તે નરને રે, મુક્તિ સદ્ય મળે. ૧૪

## ૩૩૭—રાગ મંગળ

જોને કાયા નગરની માંહ્ય કે, રચના અપાર છે;
એમાં પ્રાણ પુરુષ રખવાળ, હંસ સરદાર છે. ૧
છે હંસ પક્ષિનું રૂપ, શીશ ૐકાર છે;
એને અગ્નિ સોમ બે પાંખ, તેજ અપાર છે. ૨

એને રુદ્રરૂપ છે ચાંચ, રુદ્રાણી ચરણ છે;
પૂરે અષ્ટકમલ દલમાંય, કે ઉજ્જવલ વરણ છે. ૩
રમે પ્રાજ્ઞ હંસલી સાથ, કરે સઘળી ગતી;
જાય જે જે પાંખડીએ હંસ, તેવી ઉપજે મતી. ૪
જાય પૂર્વ પાંખડીએ હંસ, સુકૃત કાંઇ થાય છે;
જાય અગ્નિ દિશાની માંય, આળસમાં ઘેરાય છે. ૫
જ્યારે દક્ષણ પત્રે જાય, કુબુદ્ધિ ઉપજે;
જાય નિરૃત દિશાની માંય, પાપકર્મો સજે. ૬
પળે પશ્ચમ પાસા હંસ, ભોગ મનમાં ગમે;
જાય વાયુ દિશાની માંય, ગમન કરે તે સમે. ૭
જીવ ઉત્તર દીશે જાય, ચાહ્ય કરવા રતી;
જ્યારે ગમન ઇશાને થાય, દાન દેવા મતી. ૮
આવે કમળ ઉપર જો હંસ, ઉપાવે વૈરાગને;
થાય સકળ વિષયનો અભાવ, ઇચ્છે સૌ ત્યાગને. ૯
જાય કમલ કેસરપર હંસ, જાગ્રત હોય તે સમે;
દેખે બાહ્યપદાર્થમાત્ર, વૃત્તિ સઘળે ભમે; ૧૦
જ્યારે કમળ કર્ણિકામાંય, વાસ કરશે જઈ;
થાય સ્વપ્ન અવસ્થા ત્યાંય, સૃષ્ટિ દેખે સહી. ૧૧
જ્યારે કમળ કોશની માંય, હંસ જઇ વિરમે;
તપ નિદ્રા અવસ્થા થાય, સકલ વૃત્તિ શમે. ૧૨
વળી કમળનાળની બહાર, હંસ જ્યારે જાય છે;
ત્યારે તુરીયા અવસ્થા હોય, એકરૂપ થાય છે. ૧૩
જઇ હંસ નાદની માંય, લીન થઇને રહે;
હોય અજપાનો સંહાર, ઉન્મુનિ એ કહે. ૧૪
ધરે હંસતણું જે ધ્યાન, નાદ દશ થાય છે;
કરે સુરત તેમાં એકતાર, સિદ્ધ બની જાય છે. ૧૫
પહેલો કીંકી કુણકુણી નાદ, રૂણરૂણી ને ઝુણઝુણી;
ધરી સુરત શ્રવણની માંય, સરવે લેવા સુણી. ૧૬
બીજે સિંહગર્જના ઘોર, ગગન ગર્જી રહે;
તેમાં સુરત કરી એકતાર, સદા જોગી રહે. ૧૭
ત્રીજો વાજે ઘંટાનાદ, ગગનમાં ઘણુઘણે;

તેમાં મનને કરે લયલીન, સદા સાધક મુનિ. ૧૮
ચોથે શંખતણી ધ્રુનિ થાય, હોય સ્વર જૂજવા;
તેમાં સુરત ધરી રહે સંત, નાદ ઉપજે નવા. ૧૯
હોય પંચમે તંત્રી નાદ, રસિક બહુ રાગ છે;
તેને સાંભળતાં સુખ હોય, પરમ બડભાગ છે. ૨૦
છઠે વાગે વેણુ રસાળ, સાતે સ્વર સંગમાં;
તેને સુણતાં મન લોભાય, અતીશે ઉમંગમાં. ૨૧
વાગે સાતમે સુંદર તાળ, સદા સુણી લીજીએ;
તેથી તન મન શીતળ થાય, પરમ રસ પીજીએ. ૨૨
વાજે આઠમે નાદ મૃદંગ, ઉમંગ હોય અંગમાં;
સહુ સિદ્ધિઓ હાજર હોય, નાદના રંગમાં. ૨૩
વાજે નવમો ભેરી નાદ, આવરણ ટળી જાય છે;
ગળી જાય છે વાસના લિંગ, ચેતનરૂપ થાય છે. ૨૪
દશમે મેઘગર્જના હોય, સ્નેહ ધરી સાંભળો;
ત્યારે બ્રહ્મરૂપ બની જાય, દ્વૈત સઘળું ટળે. ૨૫
એવા નાદનું ધરતાં ધ્યાન, જે જે ફળ થાય છે;
હોય કોટી જનમનાં પુણ્ય, તેનાથી સધાય છે. ૨૬
કરતાં અજપાનો અભ્યાસ, શ્વાસમધ્યે થાય છે;
વહે શુદ્ધ સુષુમ્ણામાંય, ચક્ર ભેદાય છે. ૨૭
મૂળ બંધ અને ઉડ્ડીયાન, જાળંદર ભેદશે;
પછી પ્રકટ થશે દશ નાદ, કરમ સૌ છેદશે. ૨૮
પછી આતમા ઉદે થઈ જાય, પાપ સઘળાં ટળે;
એક એકનું ધરતાં ધ્યાન, સિદ્ધિ સઘળી મળે. ૨૯
પહેલા નાદમાં ધરતાં ધ્યાન, ગાત્રે હોય ઝણઝણી;
બીજા નાદમાં ધરતાં ચિત્ત, પીડા ઉપજે ઘણી. ૩૦
ત્રીજા નાદમાં ધરતાં ધ્યાન, ખેદ બહુ ઉપજે;
ચોથો નાદ ધ્રુજાવે શીશ, સ્થિર ના રહે રજે. ૩૧
ઝરે અમૃત તાળુમાંય, પાંચમા નાદમાં;
છઠે નાદે કરે રસપાન, છકે બહુ સ્વાદમાં. ૩૨
ધરે સાતમા નાદનું ધ્યાન, જ્ઞાન બહુ થાય છે;
દિવ્ય દૃષ્ટિએ દેખે સોય, મૂઢતા જાય છે. ૩૩

ધરે આઠમા નાદે ધ્યાન, ધીર નર તે ખરા;
તેથી ઉદય તત્ક્ષણ થાય, ચોથી વાચા પરા. ૩૪
જ્યારે નવમા નાદનું ધ્યાન એકચિત્તે થશે;
તેનો દેહ ન દેખે કોય, અદૃશ્ય થઇ જશે. ૩૫
દૂર દેશની સાંભળે વાત, દેખે ઘણું દૂરથી;
એથી છાનું રહે નહિ કાંય, જાણીએ ઉરથી. ૩૬
નવે નાદ તજી નર ધીર, સુણે દશમો જદા;
તે તો જીવ મટી શિવ થાય, ભેદ ન રહે કદા. ૩૭
ભળે સરિતા સાગરની માંય,નામરૂપ જાય છે;
એમ જીવ બ્રહ્મની માંય,એકરૂપ થાય છે. ૩૮
જ્યારે નાદ દશે લીન થાય, ચેતનરૂપે રહે;
કહે છોટમ થઈ રહે બ્રહ્મ, મોક્ષ તેને કહે. ૩૯
બળી જાય છે વાસના લિંગ, બ્રહ્મઅગ્નીવિષે;
તેને જન્મમરણ નવ હોય, સ્વયંરૂપે થશે. ૪૦
એવુ હંસ ઉપનિષદમાંય, કહ્યું છે વેદમાં;
જેને સદ્ગુરુ સાચા હોય, લહે તે ભેદમાં. ૪૧
સંવત ઓગણીસેં છત્રીસ, આસો સુદી પ્રતીપદે;
કહ્યો હંસ ઉપનીષદસાર, ધરી હરિને હદે. ૪૨

---

## ૩૩૮—હોજા હરિદાસા હરિદાસા, એ રાગ

ઇશ્વર ૐકારા ૐકારા, જીને કીયા જક્ત વિસ્તારા. ઈશ્વર૦
અષ્ટ અંગ અરૂ ચાર પાદ હે,સ્થાનક તીન પ્રકારા;
દૈવત પાંચ કહાવે ઇનમેં, સબકા હે આધારા. ઈશ્વર૦ ૧
અકાર માત્રા સ્થૂળ દેહકી, રહે નેત્ર કે માંહી;
જાગ્રત ઓર વિશ્વ અભિમાની, બાંની બૈખરી ત્યાંહી. ઈશ્વર૦ ૨
રાજસ ગુનકો બ્રહ્મા દૈવત, ભોગ સ્થૂળકો કહીએ;
એ અષ્ટાંગ અકાર માત્રિકા, પિંડ બ્રહ્માંડે લહીએ. ઈશ્વર૦ ૩
ઉકાર માત્રા સૂક્ષ્મ દેહમેં, તૈજસ હે અભિમાના;
સાત્વિક વિષ્ણુ સ્વપ્ન અવસ્થા, બર્તે કંઠસ્થાના. ઈશ્વર૦ ૪
પ્રવિવક્ત હે ભોગ સૂક્ષ્મકો, ઓર મધ્યમા બાની;
અષ્ટ અંગ એ સૂક્ષ્મ દેહકે, સો લીજે પહીચાની. ઈશ્વર૦ ૫
મકાર માત્રા કારણ દેહકી, પ્રાજ્ઞ જીવ કહાવે;

તામસ ગુણ ઓર રુદ્ર દેવતા, જ્યાંહાં સુષુપ્તિ પાવે. ઈશ્વર૦ ૬
હ્રદેસ્થાન પશ્યંતી વાચા, આનંદ ભોગ બખાના;
એ અષ્ટાંગ મકાર માત્રિકા, પ્રલે અવસ્થા જાના. ઈશ્વર૦ ૭
અર્ધમાત્રા કહે મહાકારન, તુરીય અવસ્થા જાની;
પ્રત્યગ આત્મા હે અભિમાની, ઓર પરા હે બાની. ઈશ્વર૦ ૮
શુદ્ધ સત્ત્વગુન મૂર્ધની સ્થાનક, પરમાત્મા અણીમાની;
પરમાનંદ ભોગ હે વાંકો, છોટમ લહે સો જ્ઞાની. ઈશ્વર૦ ૯

## ૩૩૯—રાગ ધોળ—સપ્તભૂમિકા વર્ણન

ગુરુથી જેને જ્ઞાન મળ્યું છે, તેને છે નીરાંત જોને;
ચિત્તવૃત્તિને ચડતી ચડતી, જ્ઞાનભૂમિકા સાત જોને. ૧
વેદાંતે તે વરણન કીધું, જિજ્ઞાસુને માટે જોને;
મોક્ષ થવાની ઇચ્છા જેને, તેજ ચઢે એ વાટે જોને. ૨
પહેલી ભૂમી નામ શુભેચ્છા, તેનું લક્ષણ એહ જોને;
સંસાર સઘળો અસત્ય ભાસે, સદ્‌ગુરુ સાથે સ્નેહ જોને. ૩
વહેતી વૃત્તિ વશ કરવાને, શમ દમ સાધન સાધે જોને;
એ ભૂમીનું નામ શુભેચ્છા, વિવેકબુદ્ધિ વાધે જોને. ૪
વિચારણા છે બીજી ભોમિ, તે સુણજો નિર્ધાર જોને;
મહાવાકય ગુરુમુખથી સુણતાં, મનન કરે બહુ વાર જોને. ૫
ત્વંપદ તત્‌પદ લક્ષ સમજવા, વિચાર ઉપજે જેહ જોને;
જ્ઞાનભૂમિકા ચિત્તવૃતિની, વિચારણા છે તેહ જોને. ૬
તનુ માનસા ત્રીજી ભૂમી, પ્રકટ કરી દેખાડું જોને;
ચંચલ મન તે બહુ વસ્તુમાં, થયું ભમીને જાડું જોને. ૭
જાડું મન તે બ્રહ્મલક્ષમાં, એકાગ્ર તો ના થાય જોને;
રાતદિવસ અભ્યાસ કર્યાથી, મન ઝીણું થઇ જાય જોને. ૮
તનુ નામ છે ઝીણાંકિરૂં, મનસા મનનું નામ જોને;
ઝીણું હોય તે બ્રહ્મરૂપમાં, ઠરી રહે તે ઠામે જોને. ૯
જે જ્ઞાનીના ચિત્તની વૃત્તિ, ધ્યાને ઝીણી થાય જોને;
તનુ માનસા ભૂમિકેરો, તે જ્ઞાની કહેવાય જોને. ૧૦
ત્રેણ ભૂમિકા સાધી જેણે, નિર્મળ કીધું મન જોને;
ચોથી ભૂમિ સત્ત્વાપત્તિ, પામે વળતો જન જોને. ૧૧
અંતઃકરણની વૃત્તિ જયારે, શુદ્ધ સત્ત્વમય થાય જોને;

અહંબ્રહ્મ એ નિશ્ચયમાંથી, ચિત્ત ચળી ના જાય જોને. ૧૨
સ્થૂળ સૂક્ષ્મ ને કારણદેહથી, અહં ભિન્ન થઇ રહે છે જોને;
ચોથી ભૂમિ સત્ત્વાપત્તિ, તે નર પામ્યો કહે છે જોને. ૧૩
બ્રહ્મરૂપમાં ચિત્ત મળીને,બ્રહ્મ સરીખું હોય જોને;
બ્રહ્મદશા તો તેવા નરને, થઇ કહે છે સૌ કોય જોને. ૧૪
ચોથી ભૂમિની બ્રહ્મદશાથી, સિદ્ધ થએલો હોય જોને;
અસંસક્તિ એ ભૂમિ પંચમી, પામે છે જન સોય જોને. ૧૫
સિદ્ધ દશામાં સર્વ સિદ્ધિઓ, આવી હાજર થાય જોને;
બ્રહ્મદશાથી હેઠો ઉતરી, તેમાં નવ લોભાય જોને. ૧૬
ઈંદ્રાદિક લોકોના સુખની, આસક્તિ નહી એને જોને;
અસંસક્તિ એ ભૂમિ કહીએ, અચળ બ્રહ્મસુખ તેને જોને. ૧૭
પદાર્થાભાવની છઠ્ઠી ભૂમિ,તેની એવી રીત્ય જોને,
બ્રહ્મવિના જે અન્ય પદારથ, દેખે સર્વ અનિત્ય જોને. ૧૮
ઘટપટ આદિ સર્વ પદારથ, બ્રહ્મરૂપથી ભાળે જોને;
પદાર્થરૂપે કોય પદારથ, ભેદ કરી ના ન્યાળે જોને. ૧૯
કનકથકી કટ કુંડળ તેને, કનકરૂપ કરી લેખે જોને;
બ્રહ્મથકી જે જક્ત થયું તે, બ્રહ્મસ્વરૂપે દેખે જોને. ૨૦
પદાર્થમાં જે બ્રહ્મ ભાવના, પદાર્થાભાવની નામ જોને;
હવે કહું છું તટસ્થ તુરીયા, તે ઠરવાનો ઠામ જોને. ૨૧
ભૂમિ સાતમી નામ તુર્યગા, જે હોય તુરીયારૂપ જોને;
જીવ બ્રહ્મની થાય એકતા, આનંદ કંદ અનૂપ જોને. ૨૨
તુરીયા રૂપે સદાય રહે તે, પાછો હઠી ના જાય જોને;
પરાલબ્ધથી દેહ રહે પણ, જીવન્મુક્ત ગણાય જોને. ૨૩
છોટમ કહે એ ભૂમિ સાતમી, નામ તુર્યગા કહે છે જોને;
ઋષભદેવ ને જડભરતાદિ, એ ભૂમિમાં રહે છે જોને. ૨૪

---

## રાગ હોરી ધુમારનાં પદ ૨

### ૩૪૦-પદ પહેલું

માયા તો નટની જાનીએ હો, હો મેરે પ્યારે ધારત ભેખ અનંત
માયા તો નટની જાનીએ હો.૧
ઇચ્છાશક્તિ બ્રહ્મકી કહીએ, ત્રિગુણ આત્મા ગુણ, બલ જાઉં;
માયા તો નટની. ૨

કાળ જોગસે સો માયાસે, પ્રગટ ભયો મહત્તત્ત્વ, બલ જાઉં;
બુદ્ધિ ધૃતિ મેધાદિક કહીએ, સિદ્ધિ અણિમાદીક સત્ત્વ. મા૦ ૩
મહત્તત્ત્વ હુતે અહંકાર ઉપાયો, તાકો હે ગર્વસ્વરૂપ, બલ જાઉં;
શાખા તીન ભયી હે વાકી, રજ તમ સત્ત્વ અનૂપ. માયા તો૦ ૪
તામસતે શબ્દાદિક પાંચુ, ઓર પંચમહાભૂત, બલ જાઉં;
રાજસતે દશ ઇંદ્રી ભયી હે, સાત્ત્વિક ભયા મન સુત. મા૦ ૫
સોળ તત્ત્વકો સૂક્ષમ કહીએ, આદિ પુરુષકો દેહ, બલ જાઉં;
સોહં પુરુષ મીલ્યો હે તામેં, બનાયો બ્રહ્માંડ ગેહ. મા૦ ૬
સોળ કલાકો દેહ પુરુષકો, જલમેં કીયો નિવાસ, બલ જાઉં;
નામ ભયો નારાયણ તાતે, કીના હે વિશ્વવિલાસ. મા૦ ૭
એકરૂપતેં તીન ભયે હે, બ્રહ્મા વિષ્ણુ માહેશ, બલ જાઉં;
લોક ચતુર્દશ પ્રગટ ભયો હે, રવી શશી જળધર શેષ. મા૦ ૮
લક્ષ ચોરાશી જંતુ જાતિકો, દેહ માયાકો અંગ, બલ જાઉં;
જીવ અલ્પ હે અંશ પુરુષકો, ખેલત માયા કે સંગ. મા૦ ૯
કલ્પલગે સબ ખેલત હે, પીછે પૂના હો જાય, બલ જાઉં;
છોટમ બ્રહ્મરૂપ અવિનાશી, અદ્વૈત એક સદાય. માયા તો૦ ૧૦

### ૩૪૧–પદ બીજું

સોહં સાચે આતમા હો મેરે પ્યારે, સત્ચિદ્ આનંદ રૂપ.
સોહં સાચે આતમા૦ ૧
સદ્ અંશનતેં માયા પ્રગટી, ચિદ્ અંશનતેં જીવ, બલ જાઉં;
આનંદરૂપ આપ અવિનાશી, સદા સદોદિત શીવ. સોહં૦ ૨
ચોવીશ તત્ત્વ રૂપ ભયી માયા, તાકો ભયો વૈરાટ, બલ જાઉં;
સો વૈરાટ ઉદરમેં સરજે, સ્થાવર જંગમ ધાટ. સોહં૦ ૩
નામરૂપગુનમેં સબ માયા, જાકે ભયે બહુ રંગ, બલ જાઉં;
નાદ અનેક બજાવત માયા, ખેલત સબ તન સંગ. સોહં૦ ૪
ચંદ સુરજકો દીપ લગાયો, જલ ધટ સાગર સાત, બલ જાઉં;
દ્વાદશ મેઘ ભરી પિચકારી, ભીજત અવનીકો ગાત. સોહં૦ ૫
બ્રહ્મા વિષ્ણુ ઓર મહેશ્વર, ખેલત ખેલ અનંત, બલ જાઉં;
ઉપજાવે પાળે હરી લેવે, એસે એક કલ્પપર્યંત. સોહં૦ ૬
સોહં હંસા કૃષ્ણ કહાવે, માયા ગોપી અપાર, બલ જાઉં;
એક અનેક રૂપ ધરી ખેલે, જાકે હે અખંડ વિહાર. સોહં૦ ૭

વિશ્વમોહિની પ્રભુકી માયા, તામેં મોહ્યા જીવ, બલ જાઉં;
છોટમ જો નિજ પ્રભુમેં સમાયા,સો નિત્ય હો રહ્યા શીવ. સો૦૮

## ૩૪૨–હરિભજનવિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવે, એ રાગ

સત્ય સાચવતાં, કષ્ટ પડે પણ કોટીક યજ્ઞસમાન છે,
પણ અસત્યવડે, આવે સુખ તે દુઃખના બોધ નિદાન છે. ટેક
છે પ્રકાશ જેવો સુરજતણો, તે સર્વેને સુખરૂપ ઘણો,
એવા ગુણવાળું તમે સત્ય ગણો, સત્ય૦ ૧
છે અસત્ય જેવું અંધારૂ, તેને ઉલૂક અભાગી કહે સારૂં;
વળી ચોર જારતે માને ચારુ, સત્ય૦ ૨
વિશ્વામિત્રે હરિશ્ચંદ્રતણું, સત જોવાથી થયું દુઃખ ઘણું;
રહ્યો અડગ લહ્યો છે અમરપણું, સત્ય૦ ૩
બ્રહ્માંડ રહ્યું છે સત્યવડે, તે સત્ય જતાં સૌ ભાગી પડે;
જૂઠા જીવો તો રોજ રડે, સત્ય૦ ૪
જૂઠું તે છે જડરૂપ સહુ,તેમાં બોલે છે તે સત્ય બહુ;
જીવમાત્રવિષે શિવ એક લહુ, સત્ય૦ ૫
જોગ જપ તપ તીર્થ કોટી કરે,પણ સત્ય વ્રત નહી ઊર ધરે;
તે નર નિષ્ફળ કરી કર્મ મરે. સત્ય૦ ૬
ધિક જે નર જૂઠું બકનારા, તેથી ખગકાગ ઘણા સારા;
કહે શુકનતણા જાણનહારા. સત્ય૦ ૭
કહે છોટમ જે જૂઠા પ્રાણી, તેની અધ ઓધાર જેવી વાણી;
તેને સૌ નંદે નર નીચ જાણી, સત્ય૦ ૮

## ૩૪૩–છંદ ભુજંગીની ચાલ–જીવને બોધ

અરે જીવ લે તું પરબ્રહ્મ જાણી,વદે જે અહં એક આકાશવાણી,
કરે શબ્દનો વેધ જો સૂર્ત બાણે, ઠરે તું જઇ નિત્ય તારે ઠેકાણે.
સદા સચ્ચિદાનંદ છે ધામ તારૂં,નથી કાળ માયાતણું લેશ લારૂ.
તજી તેહને ભેદવાદે ભમે છે, પછી કર્મના ક્લેશ તેને દમે છે.
ધરે જન્મ ઝાઝા વળી મર્ણ પામે, ઠરે કોઈ કાળે જઇ કોણ ઠામે.
વિષયવાસનામાં વહ્યો જાય પ્રાણી,ફરે ફેરમાં કાળ ઘાંચીની ઘાણી.
પડે માર પૂંઠે વળી આંખ બાંધે, ધરે કર્મનું ઝુંસરૂ નિત્ય કાંધે.

વળી વ્હેમની સાંભળે નિત્ય વાતો, ખરૂં માનીને જમની ખાય લાતો;
પરાપારનો પેચ ના જીવ જાણે, પશુ પામરા પંથના વાદ તાણે.
પ્રભુ ભિન્ન માની ભ્રમે જીવ ભૂલ્યો, ફરે ફોકવાતો સુણી મૂઢ ફૂલ્યો.
જશે દેહ છાંડી અરે જીવ જ્યારે, થશે સંગ તેવેસમે કોણ ત્યારે.
કર્યાં કર્મનાં બીજ તે કેમ બળશે, ભર્યાં બુદ્ધિ ભૂમિવિષે તેજ ફળશે.
ધરો બ્રહ્મનું ધ્યાન જો જ્ઞાન પામી, ટળે પાપ તારાં ફળે સઘ સ્વામી.
દીઠું સાંભળ્યું રૂપ ચિત્તે ચઢે છે, ધરે ધારણા મન મૂર્તિ ઘડે છે.
ખગાકાર જો થાય છે ચિત્ત જ્યારે, બળે વાસનાબીજ તો સર્વ ત્યારે.
વિભુને ન જાણ્યા ગયો તે વવાયો, સદા છોટમે છંદ ભુજંગ ગાયો.

## ૩૪૪–ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો–એ રાગ

સાંભળ સજ્જન એક સારતણો સાર છે જો,
સારો સર્વથકી વેદ વિચાર છે જો. સાંભળ૦ ૧
નંદે વેદને તે જાણવા વીતંડ છે જો,
પેટ પોષવા રચાયું પાખંડ છે જો. સાંભળ૦ ૨
જે જે જીવ બોલે જીભે અક્ષર જેટલા જો,
મૂળ વેદમાં અખૂટ રહે તેટલા જો. સાંભળ૦ ૩
રચ્યા દેહ જ્યારે દેવ મનુષ્ય જાતના જો,
કહી વેદ બોલ શીખવ્યા બહુ ભાતના જો. સાંભળ૦ ૪
સુક્ષ્મ વેદ તો રહ્યો છે પરા વાણીએ જો,
સ્થૂળ ચાર વેદ વૈખરી વખાણીએ જો. સાંભળ૦ ૫
હિંદુધર્મ કેરૂં મૂળ એક વેદ છે જો;
માયા જીવ બ્રહ્મ એવા જેમાં ભેદ છે જો. સાંભળ૦ ૬
જે જે જડ સમૂહ માયા નામ તેટલું જો;
જડમાં મળી રહેલો જીવ નામ તેહનું જો. સાંભળ૦ ૭
માયા જીવથકી ન્યારો એક તાર છે જો,
તેના ભજનુથકી જીવનો ઉદ્ધાર છે જો. સાંભળ૦ ૮
વેદવચન જે કો માને નહિ માનવી જો;
કહે છોટમ તેની જાણો મતિ દાનવી જો. સાંભળ૦ ૯

## રાગ કેરનાં ધોળ ૨

### ૩૪૫–પદ પહેલું •

સન્મુખ દરિયો સભર ભર્યો, ઉલટયો છે આનંદનો તરંગ રે;

હંસ બિરાજે હરિતણા, નહિ જેને રૂપને રંગ રે. ૧
મેળો મહામુનિજનકેરો, ઝીલે ત્યાં નિર્મળ નીર રે;
બ્રહ્મઅમીરસ ભોગીઆ, જોગીઆ જુગમાંહે ધીર રે ૨
કમળ ખીલ્યાં કાંઇ રંગનાં, શબ્દ સુગંધી છે સાર રે;
પર્ણ વિના પાંખડીએ ફૂળે, કરે મન ભમર ગુંજાર રે. ૩
મોતી નીપજે મોંઘા મુલ્યનાં, તે ગ્રહે મરજીવા મરાળ રે;
અમૃત પીએ એમ અતિ ઘણાં,નહિ જેને કર્મ ને કાળ રે.૪
સુરત સોહાગણ ત્યાં જઇ, સાંભળી સિંધુનો નાદ રે;
ન્યાલ થઇ નિજ ન્યાળતાં, પામી તે સદ્ગુરુનો પ્રસાદ રે. ૫
લાભ થયો લક્ષ કરોડનો, ઉઘડી ગઇ ભાગ્યની રેખ રે;
ધન રે વિધાત્રા એ ઘરથકી,લખીઓ છે હરિ મળવાનો લેખ રે.
જે પદ દુર્લભ દેવને, અજ ભવ જે ઇચ્છે મન રે;
તે મહાપદ મને આપીયું, એવા એ સદ્ગુરુને ધન્ય રે. ૭
આપ ઓળખાવ્યું આપમાં, પ્રભુ મને દેખાડયા પાસ રે;
છોટમ તે પદ પામીઆ, જેનો છે અખંડ રાસ રે. ૮

૩૪૫-રાગ સદર

જુઓ ભાઈ જગત જેણે રચ્યું, તે કળ સદ્ગુરુને હાથ રે;
ઘણ રે એરણ ને સાણસી, કર્તાએ સરજ્યાં છે સાથ રે. ૧
એરણ કરી ઓમૈંકારની, સોહંમ હથોડી છે સાર રે;
ત્રિધા વૃત્તિ ગુણ સાણસી, કરમાંહિ લીધી છે કીરતાર રે. ૨
પિંડ બ્રહ્માંડ મધ્યે રહી, બાંધ્યા છે બીબાંના ઘાટ રે;
ચૈતનરસ એક જડથકી, રચીઆ છે પ્રેમતણું વૈરાટ રે. ૩
ચારે ખાણે રચી કળા, લક્ષચોરાશીના લોક રે,
અકળ કળા છે આપની, ઉપજેલું કરે છે ફોક રે. ૪
જળચર નવલક્ષ જાતનાં, દશલક્ષ પંખીડાં દીસે રે;
સ્થાવર તે લક્ષ ત્રીસમાં, પશુ લક્ષ જાતિ છે વીસ રે. ૫
કીટ એકાદશ લક્ષમાં, મનુ લક્ષ જાતિ છે ચાર રે;
એમ ચોરાશી લાખના, ઘાટ તો ઘડીઆ છે કીરતાર રે. ૬
જડવંત બીજ પ્રથમ કર્યું, પ્રેર્યો છે પોતાનો અંશ રે;
એક એકથી અનેક થયાં, વિસ્તર્યો છે તેમનો વંશ રે. ૭
જે કળે જગત ઘડાય છે, તે જાણે સદ્ગુરુ દેવ રે,
કળ તે ભેદુ કર્તારની, જાણીને કરવી છે સેવ રે. ૮

કારીગર કીરતારના, પુત્ર તે સદ્ગુરુના સંત રે;
તે ગતિ જાણે તેહની, ના લહે જગતના જંત રે. ૯
એ ભવ ભૂમિના ભોમીયા, જો મળે પુન્યનો જોગ રે;
છોટમ સુખ આપે ઘણું, ટાળી દે જન્મનો રોગ રે. ૧૦

## ૩૪૬–અથ વિવેકમંજરી

### દોહરા

જીવ સકલની જાત્યમાં, ઉત્તમ નર અવતાર;
વિવેક નહિ જે નરવિષે, ગર્દભ તેજ ગમાર. ૧
ગર્દભ કહે ગમારને, તમે ગણો મુજ તોલ;
કિંમત મુજ ગુણની કરી, બોલો વળતી બોલ. ૨
સ્વામીની સેવાવિષે,કસુર કરૂં નહિ કાંય;
ભમી કરી ઉદર ભરૂં, જેવું દેખું જ્યાંય. ૩
હિંમત પણ હારૂં નહિ,હર ઘડીએ હુંશિયાર;
ભય દેખી ભાગુ નહી, ભલો ઉઠાવું ભાર. ૪
ખરી વાત જોઈ ખરતણી, ઉપમા દીધી આન;
વિવેક નહિ જે નરવિષે, તે શઠ શ્વાનસમાન. ૫
શ્વાન કહે શઠ હું નહી, કહું છું મારાં કામ;
સ્વામીની સેવાવિષે, હું નહી લૂણહરામ. ૬
અલ્પ આહાર આવે કદિ, તોય રહે સંતોષ;
કડકા બચકા કારણે, સર્વ સાચવું કોશ. ૭
જાણે નહિ કોઇ જાગતું, જાણું સચલ સોર;
છાનો આવે છલ કરી, ચડપ જણાવું ચોર. ૮
ડાચાને જોરે કરી, દુશ્મન રાખું દૂર;
વકારે ચો ઘણું, સબલ જણાવું સૂર. ૯
ઇંદ્રીજિત અહર્નિશા,એમ માસ અગીઆર;
સ્વામીભક્તિ સર્વથા, વધતો નહી વિચાર. ૧૦
અવિવેકીની ઉપમા,અમને કેમ અપાય;
નહિ વિવેક જે નરવિષે,તે કાગસમો કહેવાય. ૧૧
કાગ કહે ગુણ માહરા, શઠ જેવા નહિ છેક;
મારા જેવો મનુષ્યમાં, વિધિનો નથી વિવેક. ૧૨
આહાર કાંઇ આવી મળે, સૌને કરીએ સાદ;

જમીએ જણ ઝાઝા મળી,વઢીએ નહિ કરી વાદ.૧૩
કાગતણા કુટુંબમાં, નહી કંઇ વધે વિરોધ;
ચોફેર ચંચલ દૃષ્ટિએ, સઘળો કરીએ શોધ. ૧૪
ઉચરીએ નહિ જીભથી,જૂઠો કાંઇ ઉચ્ચાર;
વિદ્યા કાગવચનવિષે, સમજે કોઇક સાર. ૧૫
કરીએ નહિ કોઇ દેખતાં, વનિતાસંગ વિહાર;
નીતિ અમારી નાતમાં,ખરો સંપ નહિ ખાર. ૧૬
અવિવેકી જેવા અધમ, કહેશો જારે કાગ;
તો કેમ મળશે શ્રાદ્ધમાં,પિતૃનો બળિભાગ. ૧૭
કિંમત જાણી કાગની, કવિએ કર્યો વિચાર;
અવિવેકી નરને કહ્યા, ઘુવડ જેવા ગમાર. ૧૮
એમ સુણીને ઉચરિયા, રાત્રીકેરો રાય;
જુઓ અમારી જાતમાં,પ્રીતિનીતિન્યાય. ૧૯
સર્વે રહે છે સંપથી, સારી સભા ભરાય;
શાણા થઈ બેસે સહુ,બહુ બકવા ના થાય. ૨૦
ભાષાઓ બહુ ભાતની, જાણે બોલી જેહ;
મોઢે નામ મનુષનું, સુણતાં શીખે તેહ. ૨૧
મુવો મુવો જેને કહે, તે નર પણ મરી જાય;
આશીષ દે આનંદથી,તે નર સુખીઓ થાય. ૨૨
ઉલૂકઅંગના તેલમાં, ઝાઝા જાદુ જંત્ર;
જૈનતણા જાણે જતી, તેહ તેલના તંત્ર. ૨૩
એક અંગના તેલનો કાજલ અંજન થાય;
ઉંડું હોય અવનીવિષે, ડાટયું ધન દેખાય. ૨૪
બીજા અંગના તેલનું,કાજલ આંજે કોય;
કાયા કોઇ દેખે નહિ, અદૃષ્ટ એથી હોય. ૨૫
એમ ચમત્કારી ઘણી, ઉલૂકમાંહી અપાર.
'અવિવેકીની ઉપમા, એને નહી લગાર. ૨૬
અવિવેકીની ઉપમા, શોધી કાઢયો સાપ;
જેને નજરે જોઇને, સૌ પામે પરિતાપ. ૨૭
સર્પ કહે મુખ મારૂં, વિખથી છે વિકરાળ;
ઉત્તમ જો હોય આષધી, કાયનો ના હોય કાળ. ૨૮

શરીરધારી સર્વને, શત્રુનો સંતાપ;
આયુધ આપ્યાં ઈશ્વરે, ઉગરવાને આપ. ૨૯
શૃંગ દાંત નખ કોઇને, કોઇ કાંટો કોઇ ચાંચ;
ઝેર કર્યાં કોઇ જીવમાં,એથી ન લાગે આંચ. ૩૦
ડશીએ દુ:ખ દેનારને,સાચવીએ નિજ દેહ;
મંત્ર ઔષધી માનીએ,તરત હોય જો તેહ. ૩૧
અવિવેકી અમથા નડે, વણવાંક દે દુ:ખ;
વસમા જન્મ્યા વ્યાલથી, ધિક જનનીની કુખ. ૩૨
અમને અવિવેકીતણી, ઉપમા નહિ લવલેશ;
પથ્થર જેવા પ્રાણીઓ, ઠાલા મારે ઠેસ. ૩૩
પથ્થર કહે પામરસમા, નહી અમે નિર્ધાર;
અમથી આખા જગતમાં, પૂરો પરઉપકાર. ૩૪
સરોવરમાં શલ્યાવડે, ધુએ વિધિએ વસ્ત્ર;
પથ્થરથકી ઘસાય છે, સર્વ લોકનાં શસ્ત્ર. ૩૫
મેહેલ મંદિર મૂર્તિઓ, કંઇ કંઇ સારાં કામ;
પથ્થરથકી બને બહુ, ધર્મતણાં જે ધામ. ૩૬
કિંમત હોય કંચનતણી, તોલે વસ્તુ તમામ;
પથ્થરથી ચાલે ઘણાં,કારીગરનાં કામ. ૩૭
જોતાં પથ્થર જાતમાં, ઉપજે વસ્તુ અમુલ્ય;
પારસ ને ચિંતામણિ, નહી કોઈ તેની તુલ્ય. ૩૮
ચમકથકી લોઢું ચલે, ચમત્કાર છે એજ;
પાવક પ્રગટે ચમકમેં, તરત થાય છે તેજ. ૩૯
જોતાં પથ્થરજાતમાં, એવા ગુણ અપાર;
અવિવેકી સરખા થઇ,દેશો નહિ ધિક્કાર. ૪૦
મનુના મેલા મૂરખા, જે અવિવેકી જીવ;
મલસરખા તે માનવી, છાણસમાન સદૈવ. ૪૧
ગોબર કહે મુજમાં ઘણા, ગુણ છે સૌથી સાર;
પરખો મારા પિંડમાં, પૂરણ પરઉપકાર. ૪૨
ખાતર નાખે ખેત્રમાં, રૂડી થાય રસાલ;
ગારે ઘર લીપાય છે, દીસે ઝાક ઝમાલ. ૪૩
અવગુણ તો એક નહી, જોજો કરી વિવેક;

અવિવેકી નર જાણવા, છોહાર સરીખા છેક. ૪૪
છોહાર કહે હું છું ભલી, અંગે ચોળે ઇશ;
ચપટી મંત્રી ચોપડે, જાય વીંછીનું વીષ. ૪૫
રખેળે જો રાખથી,સળે નહી કણ સોય; •
ખરી વાત છે ખાખની, ગુણ જાણે સૌ કોય. ૪૬
ભસ્મ કહે હું છું ભલી, બ્રાહ્મણ ચોળે ભાલ;
પવીત્ર જાણી પ્રીતથી, સંધ્યા સજે ત્રિકાલ. ૪૭
ભેખ ભસ્મ ધારણ કરે, ભજવાને ભગવાન;
અવિવેકી આ લોકમાં, માંનો મેંશસમાન. ૪૮
મેંશ કહે મારા થકી, ઘણાક ગ્રંથ લખાય;
કવિજન બહુ કવિતા રચે, ગોવિંદના ગુણ ગાય. ૪૯
અબલા આંજે આંખમાં, રૂડું દીસે રૂપ;
મારે મન સરખું સહુ, ભિક્ષુક હો કે ભૂપ. ૫૦
સારા ગુણથી શોભિતું, જુગમાં જે નવ હોય;
માટી જેવા મૂઢનર, કહે તેને સો કોય. ૫૧
માટી કહે ગુણ માહરા, કોઇ જાણે કુંભાર;
પાત્ર બને બહુ પેરનાં,સુખ પામે સંસાર. ૫૨
ઇંટો નળીઆં કોઠીઓ, આવે સૌને કામ;
ધરણી સૌ માટીતણી, તેનાં બાંધે ધામ. ૫૩
ગુણ માટીના છે ઘણા, માટે દેવું માન;
તુચ્છ હોય જે પ્રાણીઓ,તે તો તૃણસમાન. ૫૪
તૃણ કહે ગુણ માહરા, એવા નહી અશુદ્ધ;
પશુ ચરે પાણી પીએ, આપે ઉત્તમ દૂધ. ૫૫
કૃપાસિંધુ કરતારની, સરજેલી સૌ વસ્ત;
આવે છે ઉપયોગમાં, શોધી જોઇ સમસ્ત. ૫૬
હિતકારી પ્રાણી તણું, અનહિત ઇચ્છે ઉર; •
એ અવિવેકી દુર્ગુણી, સૌ દુનિયાથી દૂર. ૫૭
ધૂળસરીખા ધારીએ, સજ્જનસુ નહિ સ્નેહ;
વિવેકજલથી વાકમાં, તલભર નાવે તેહ. ૫૮

કુંડલીઆ

વેળુ નાવે વાકમાં, કરતાં કોટી ઉપાય;

મનને સ્નેહ મળે નહી, ઘાટ ઘડયો કયમ જાય.
ઘાટ ઘડયો કયમ જાય, વહેતે વાયે લીધી;
ઉલટી પૂરે આંખ, જે નરે સોબત કીધી,
છોટમ બુદ્ધિ એમ, ભમે જે નાસ્તિક ભાવે,
કરતાં કોટી ઉપાય, વેળુમાં વાક ન આવે. ૧
બાલપણેથી બાળને જો ન કેળવે બાપ,
વિદ્યા વિનય વિવેકબિન સુત પામે સંતાપ;
સુત પામે સંતાપ, ભમે તે થાય ભિખારી,
ખુવે તાતનું ધન, ટેવ પડી જાય નકારી.
કહે છોટમ અવિવેક એક તો વગર ભણ્યેથી,
જો ન કેળવે બાપ બાળને બાલપણેથી. ૨
પરણેલી જે પ્રેમદા તેને ન કરે બોધ;
સારી રીતિ ના શીખવે કરે લઢીને ક્રોધ.
કરે લઢીને ક્રોધ પછી મન ના મળે તેનું;
નીતિવિનાની સધ, જગ્ત જાણે ઘર તેનું,
કહે છોટમ જુગમાંય, સૌ કરે કીર્તિ મેલી;
તેને ન કરે બોધ પ્રેમદા જે પરણેલી. ૩

---

## ૩૪૭–અથ ગુરુમહિમા

### દોહા

પારવતી શિવને કહે, પ્રેમે લાગી પાય;
ગુરુદીક્ષા આપો મુને, કૃપા કરી શિવરાય. ૧
કીયે મારગે ઓ પ્રભુ, દેહી બ્રહ્મમય થાય;
કેવા ગુરુને સેવતાં, ભવનાં સંકટ જાય. ૨
શંકર કહે સુણજો તમો, પારવતી ધરી પ્રીત;
ભાવથકી તમને કહું, ગુરુસેવાની રીત. ૩
ગુરુપદપંકજ પૂજતાં, તાપ સકળ ટળી જાય;
ભવસાગરને તારવા, સમર્થ છે ગુરુરાય. ૪
દુર્લભ ત્રૈણે લોકમાં, સારતણું જે સાર;
ગુરુવિના બીજું નથી, એ નિશ્ચય નિર્ધાર. ૫
જપ તપ તીરથ જે કરે, કરે યજ્ઞ વ્રત દાન;
ગુરુતત્ત્વ જાણે નહિ, તેજ મૂઢ અજ્ઞાન. ૬

કાવ્ય છંદ

ગૂઢ અવિદ્યા જુઓ દેહરૂપે છે માયા,
છે કેવલ અજ્ઞાન જીવ તેમાં અવરાયા;
ઉદય કરે નિજ આપ મળે સદ્ગુરુને જ્યારે,
ટાળે ભવસંતાપ પાપના ઓઘ નિવારે. ૧
ભમતાં તીર્થ અપાર હોય જનને ફળ જેવું,
ગુરુચરણોદક શીશ ધરે પામે ફળ તેવું;
ગુરુચરણોદક લેશ કોઇ જો મુખમાં ધારે,
ઘોર સિંધુ સંસાર તેથકી પાર ઉતારે. ૨
ગુરુમંત્રનો જાપ ધ્યાન શ્રીગુરુનું ધરવું,
ગુરુ ઉચ્છિષ્ટ પ્રસાદ પાન ચરણોદક કરવું. ૩
ગુરુનો જહાં નિવાસ તેજ સ્થળ કાશી કહીએ,
ચરણોદક તે ગંગ ગુરુ વિશ્વેશ્વર લહીએ;
આપે તારકબ્રહ્મ નહી કાંઇ સંશય તેમાં;
ગુરુપદ અંકિત હોય ગયા પણ જાણો એમાં. ૪
તીર્થરાજ પ્રયાગ એજ અક્ષય વડ જાણો,
ગુરુમૂર્તિનું ધ્યાન નિત્ય અંતરમાં આણો;
ગુરુની આજ્ઞા હોય કામ તે રીતે કરીએ,
દેખી ગુરુનો દેહ મનુષનો ભાવ ન ધરીએ. ૫
કેવલ ચૈતનરૂપ ગુરુમૂર્તિને ન્યાળો,
ધરતાં ઉરમાં ધ્યાન, પાપના ઓઘ પ્રજાળો;
જાતિ આશ્રમતણું માન મનમાં ના ધરીએ,
કરી સવનો ત્યાગ ગુરુભાવે અનુસરીએ. ૬
આણી ભાવ અનન્ય એકલા ગુરુને ભજીએ,
મન અર્પી ગુરુમાંય વાસના સઘળી તજીએ;
દેહનગરની માંય આણ એક ગુરુની વરતે,
પાપ પ્રવર્તી જાય વાર ના લાગે તરતે. ૭
વાહન શય્યા વસ્ત્ર ગુરુને અર્પણ કરીએ,
પામે ગુરુ સંતોષ ભેટ ભાવેથી ધરીએ;
સુતવીત દારા દેહસહિત ગુરુસેવા સજીએ,
દીર્ઘ દંડવત્ નમીં લોકલજ્જાને તજીએ. ૮

મન વાણી ને કર્મવડે ગુરુદેવ ઉપાસે,
ટળે કોટિ સંતાપ પાપ ના આવે પાસે;
આળસ ને અજ્ઞાન તજી ગુરુ આધીન રહેવું,
અસત્ય વેણુ અશુદ્ધ ગુરુ આગળ ના કે'વું. ૯
ઇશ્વરથકી અધિક ગુરુને જો નવ જાણે,
પામે નહિ પરબ્રહ્મ ઠરે નહિ નિજ ઠેકાણે;
બ્રહ્મા વિષ્ણુ મહેશ શેષ ગુરુ આધીન રહે છે,
ગુરુ એજ પરબ્રહ્મ એમ કહી વેદ વદે છે. ૧૦
અંધ થયેલા જીવ તિમિર અજ્ઞાને ગાઢે,
આંજી અંજન જ્ઞાન નેત્રને ગુરુ ઉઘાડે;
અખંડ મંડલાકાર ચરાચર વ્યાપક રહે છે,
તે તત્ પદનો લક્ષ, ગુરૂ દર્શાવી દે છે. ૧૧
કોટી જન્મનાં કર્મ કાષ્ઠવત્ કહીએ એને,
જ્ઞાન અગ્નિએ કરી ભસ્મ કરી દે છે તેને;
ધ્યાન સકલનું મૂળ ગુરુની મૂર્તિ કહીએ,
પૂજાકેરૂં મૂળ ગુરુપદપંકજ લહીએ. ૧૨
મંત્ર સર્વનું મૂળ તેજ ગુરુમુખની વાણી,
મોક્ષ મૂળ ગુરુકૃપા સર્વજન લેજો જાણી;
દેવ પિતૃ ગંધર્વ યક્ષ ને મુનિઓ જેવા,
કરી નથી શકતા કોઈ યથાવિધિ ગુરુની સેવા. ૧૩
સિદ્ધ મુની કે દેવ પિતૃ કે ગાંધર્વ કેને,
ગુરુસેવાથી હીન મોક્ષ નથી મળતો તેને;
કોપે જો શિવરાય તોય લે ગુરુ ઉગારી;
જો કોપે ગુરુરાય શકે નહિ શીવ નિવારી. ૧૪
વંદુ ગુરુપદ જુગલ ન પોંચે મન ને વાણી,
શ્વેત રકતથી ભિન્ન શિવશક્તિમય જાણી;
ગુણાતીત પરબ્રહ્મ રૂપ વર્જિત જે કહીએ,
આદી અક્ષર દોય નામ તે ગુરુનું લહીએ. ૧૫
ગુરૂનામનો મંત્ર સર્વ મંત્રોનો રાજા,
જપતાં એનો જાપ, મોક્ષ પામ્યા જન ઝાઝા;
દેવી દૈવત પરમ ધર્મ દૃઢ ગુરુનો ગ્રહીએ;

ભોગ મોક્ષદાતાર સાર સર્વનો લહીએ. ૧૬
દેહ ઇંદ્રી મન પ્રાણ ગુરૂસેવામાં વરતે,
પાપ ન કરે પ્રવેશ ધ્યાન ગુરુજીનું ધરતે;
કીટ ભમરનું ધ્યાન ધરે ભમરો હોય જેવો,
જીવ ગુરુનું ધ્યાન ધારતાં થાયે તેવો. ૧૭
શ્રીગુરુ બ્રહ્માનંદ પરમ સુખદાયક કહીએ,
તત્ત્વમસીનો લક્ષ જ્ઞાનમૂર્તિ ગુરુ લહીએ;
એક નિત્ય ને અમલ અચલ ગુણવર્જિત જાણો,
સૌમાં સાક્ષિરૂપ, એજ સદ્ગુરુ પરમાણો. ૧૮
હાવે કહું છું ધ્યાન સુરત ધરી સુણજો દેવી,
સહસ્ર દલની માંય ધારવી મૂર્તિ તેવી;
બે ભુજ ને બે નેત્ર ચંદ્રના જેવી કાંતિ,
ધારો શીશ સરોજ તાપત્રય થાશે શાંતિ. ૧૯
શ્વેત વસ્ત્ર ને પુષ્પ ગળે મોતીની માળા,
ધારે શક્તિસમેત શમાવે ભવદુઃખ જવાળા;
મંદ મંદ મુખ હાસ્ય મહાકરુણામય દૃષ્ટ,
જનના સામુ જુએ કરે અમૃતની વૃષ્ટિ. ૨૦
દાવાનલ સંસાર ઘોર કાલાનલ જેવો,
કૃપા અમૃતે કરી થાય સુખદાયક તેવો;
બ્રહ્મરંધ્રની માંય શ્વેત પંકજ સુખકારી,
ચંદ્રમંડલની મધ્ય રૂપ ગુરુનું લો ધારી. ૨૧
અકાર આદિ ત્રણ સુભગ રેખાઓ કહીએ,
સહસ્ર દલની મધ્ય યંત્ર ત્રિકોણજ લહીએ;
તેની મધ્યે હંસ હંસમધ્યે ગુરુ ધારે,
કરો માનસી સેવ પછી સોળે ઉપચારે. ૨૨
આસન રત્ન અમૂલ્ય સ્નાનવિધિ કરીએ સારી,
વસ્ત્રાભૂષણ અંગ લેપ ચંદન સુખકારી;
સારૂ સુમનના હાર પ્રીત આણી પહેરાવો,
ધૂપદીપ નૈવેદ્ય ભાવતા ભોગ ધરાવો. ૨૩
જોડીને બે હાથ પ્રકંમા પ્રીતે કરીએ,
દીર્ઘ દંડવત્ કરી સ્તુતિ વચને ઉચરીએ;

એમ માનસી સેવ નેમ ધારી નિત્ય કરશે,
કહે છોટમ તે જન મુકત થઈ ભવજલ તરશે. ૨૪
શાપ પાપ ને તાપ ગુરુ ભજતાં નવ લાગે,
અકાલ મૃત્યુ ન હોય ભૂત પ્રેતાદિક ભાગે,
સિંહ વ્યાઘ્ર કે સર્પ શત્રુ કોઇ ન નડે તેને,
અનેક વિઘ્નથી આપ ગુરુ ઉગારે એને. ૨૫
સકલ મનોરથ સિદ્ધ, થાય ગુરુ ભજતાં ભાવે,
મળે બ્રહ્મની માંય ગર્ભમાં તે નવ આવે;
દેવી દેવ સમસ્ત કૃપા ગુરુજનપર આણે,
કહે છોટમ ગુરુભકત મુક્ત થઇ મહાસુખ માણે. ૨૬

**દોહા**

ગુરુ બ્રહ્મા ગુરુ શ્રીહરી, ગુરુજી દેવ મહેશ;
કહે છોટમ ત્રિલોકમાં, સૌથી ગુરુ વિશેષ. ૧
તીરથના તીરથ ગુરુ, દેવતણા એ દેવ;
કહે છોટમ સૌ પરહરી, કરીએ ગુરુની સેવ. ૨
ગુણથી ને વળી રૂપથી, અલગ દેખાડે આપ;
કહે છોટમ તે સદ્‌ગુરુ, ટાળે ભવના તાપ. ૩
ચળી ગયેલા ચિત્તને, ઠીક ઠરાવે ઠામ;
ભેળો કરી દે બ્રહ્મમાં ,ગુરુ તો તેનું નામ. ૪
ધોખો ટાળી ના શકે,ધન ધૂતીને જાય;
કહે છોટમ તે ગુરુથકી, કારજ કશું ન થાય. ૫
વિક્રમ સંવત્ ઓગણી, બત્રીસ ચતર માસ;
સાર ગુરુગીતાતણું, કિંચત્ કર્યું પ્રકાશ. ૬
ઉત્તમ ગુરૂ ઉપાસના, કરશે નર ને નાર;
કહે છોટમ ભવજળ તરી, સુખે પામે પાર. ૭



# ગ્રંથસેવનનો મહિમા

## ( અનેક ઉત્તમ પુરુષોના ઉદ્‌ગાર )

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

" તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવનસુધી જરૂર છે. " **"સ્વામી વિવેકાનંદ"**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો. × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રસાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકતી નથી. × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિસિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમલોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્યસિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે. "

**" બંકિમચંદ્ર "**

" પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. " **" મહાત્મા ગાંધીજી "**

# उत्तम जीवनचरित्रोनो महिमा

## (અનેક અનુભવીઓના ઉદ્‌ગાર)

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવામાટે પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસીથી પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઈથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થઇ પ્રખ્યાતિમાં આવેલા મહાપુરુષોનાં ચરિત્ર વાંચી સમજવાથી અધિક અસર થાય છે. વાંચનારના સ્મરણસ્થાનમાં તેની આબાદ ઊંડી છાપ પડે છે અને પછી તે તેને અનુસરીને ઉત્તેજિત થઇને બહાર પડે છે. "

* * *

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે. "

* * *

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ, આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે, આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઇએ છીએ. આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમાંના દાખલાઓ જોઇને સ્ફૂર્તિયમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળમાં સહવાસ કરવા બરાબર છે. "

* * *

" મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે ત્યારે બરાબર સમજી શકાય છે કે મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે. "

* * *

( ઉપર પ્રમાણે હોવાથીજ સસ્તા સાહિત્ય તરફથી અનેક ઉત્તમ ચરિત્રો નીકળતાં ચાલે છે. વિગતમાટે જુઓ આ પછીનાં પૃષ્ઠ.)

# प्रीतमदासनी वाणी

મહાત્મા પ્રીતમદાસનું ઉત્તમ વૃત્તાંત તથા તેમનાં અત્યંત રસિક
અને બોધદાયક ભજન, ધોળ, ગરબા, ગરબી, સાખી, છપ્પા, કક્કા,
મહિના, તિથિઓ, વાર વગેરેનો આ સર્વથી મોટો સંગ્રહ
તેમની ભગવદ્ગીતા સાથે છપાયો છે. પૃષ્ઠ ૪૨૦, કદ
૫×૯, મૂલ્ય ૧।, પાકું પૂંઠું રૂ. ૧।।

---

# अखानी वाणी

## પુષ્કળ ઉમેરા સાથે બીજી આવૃત્તિ

## આ લીટી જેવા મોટા અક્ષરમાં

ઉમેરો–પુસ્તકની છેવટે મનોહરદાસકૃત ૨૨૨ પદ જોડાવા સાથે ખુદ
અખાજીના પણ ૧૦૦ પદ તથા ૨૫૩ સોરઠા આ આવૃત્તિમાં ઉમેરાયા છે.
ઉપરાંત–અખો અને તેનાં કાવ્યવિષે સાક્ષરરત્ન નં૦ દે૦
મહેતાનો ઉત્તમ નિબંધ, અખાજીનું ચરિત્ર તથા દરેક
પદની પહેલી કડીવાળી અનુક્રમણિકા પણ છે.
**પૃષ્ઠસંખ્યા ૫૦૦, કદ ઇંચ ૫×૮, પાકાં પૂંઠાં રૂ. ૧।।**

---

# गिरधरकृत रामायण

## આ લીટી જેવા અક્ષરમાં શુદ્ધ આવૃત્તિ

૧–**કવિ ગિરધરદાસ**ના હાથદસ્તકતની પ્રત ઉપરથી શુદ્ધિપૂર્વક છપાવા
ઉપરાત આમાં ચિત્રો તથા જગત્પ્રસિદ્ધ પુરુષોના રામાયણનો
મહિમા સમજાવનારા ખાસ મનનીય વિચારો પણ આપેલા છે.
૨–**દરેક કડી** જૂદી જૂદી લીટીમાં છાપેલી છે.
૩–કાગળ સ્વદેશી, મજબૂત અને ધુંટેલા છે.
૪–**પૃષ્ઠસંખ્યા ૭૮૪, કદ ઇંચ ૫।।।×૯**
૫–**મૂલ્ય**–પાકાં પૂંઠાં સાથે રૂ. ૨।, પોસ્ટેજ ०।।–

---

# श्रीभजनसागर

૮–૧૦ વર્ષપર નીકળેલી આવૃત્તિ કરતાં આ પુસ્તકમાં ભજન વગેરેના
ઉમેરા ઉપરાંત અક્ષર પણ મોટા છે. પૃષ્ઠ ૨૦૦, કદ ૫×૮, પાકું પૂંઠું.०।।–

# उत्तम अने सस्तुं साहित्य

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદદોચ | મૂલ્ય |
|---|---|---|---|
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ ... | ...૭૮૪ ... | પાાા×૯ | ૨ા |
| અખાની વાણી—મનહરપદ સાથે | ...૫૦૦ ... | ૫×૮ | ૧ાા |
| પ્રીતમદાસની વાણી સર્વથી મોટો સંગ્રહ | ...૪૨૦ ... | ૫×૯ | ૧ાા |
| છોટમની વાણી-ગ્રંથ ૧ લો ... | ...૨૬૪ ... | " | ૧) |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્રસાથે ... | ...૨૪૮ ... | પાા×૮ | ૦ાાા |
| યોગતત્ત્વ ... | ...૩૮૪ ... | " | ૧ા |
| શ્રીવાલ્મીકિ રામાયણ-મોટા બે ભાગમાં | ...૧૪૦૦... | ૬ાાા×૧૦ | ૬) |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ | ...૬૦૦ ... | " | ૨) |
| શ્રીદાસબોધ-નવી આવૃત્તિ | ...૬૨૦ ... | પાા×૮ | ૨ાા |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા—નવી આવૃત્તિ | ...૭૦૦ ... | પાાા×૯ | ૨ાાા |
| શ્રીમદ્ ભાગવત—ઉત્તમ ભાષાંતર | ......૭૦૦ ... | ૮ ×૧૧ | ૫) |
| શ્રીરામકૃષ્ણકથામૃત-બંને ભાગ ભેગા | ......૬૫૦ ... | પાા×૮ | ૨ાા |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧લો-ભા. ૧ થી ૫ | ...૫૮૦ ... | " | ૨) |
| " " ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯ | ...૬૮૦ ... | પાાા×૮ા | ૨ા |
| " " ગ્રંથ ૩ જો ભાગ ૧૦-૧૧ | ...૫૨૮ ... | પાા×૮ | ૨) |
| " " ગ્રંથ ૪ થો ભાગ ૧૨-૧૩ | ...૬૪૦ ... | પાાા×૮ા | ૨) |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧લો ભા.૧-૨-૩ | ...૫૭૫ ... | પાા×૮ | ૨ા |
| " " ગ્રંથ ૨ જો ભાગ ૪-૫ | ...૬૦૦ ... | " | ૨ા |
| " " ભાગ ૬ થી ૮ નોખા | ...૧૦૦૦ ... | ૫×૬ાાા | ૩ા |
| " " ભાગ ૯ મો-સંપૂર્ણચરિત્ર | ...૭૪૦ ... | " | ૨ાા |
| " " ભાગ ૧૦ મો-રાજયોગ | ...૩૦૦ ... | " | ૧ા |
| શ્રીભજનસાગર-નવી આવૃત્તિ | ......૨૦૦ ... | ૫×૮ | ૦ાા= |
| સ્વર્ગનું વિમાન ... ... ... | ...૩૮૪ ... | ૫×૯ | ૧ા= |
| સ્વર્ગની કુંચી ... ... ... ... | ...૩૭૮ ... | " | ૧ા= |
| સ્વર્ગનો ખજાનો ... ...... | ...૩૨૪ ... | " | ૧ા= |
| સ્વર્ગનો પ્રકાશ ... ... ... | ...૩૩૬ ... | " | ...૧ા= |
| ભગવદ્‌ગીતા-ગુજરાતી ટીકાસહિત ... ... ... ... ... ... | | | ૦ા= |
| ભગવદ્‌ગીતા મરાઠી કે હિંદી ટીકાસહિત ... ... ... ... ... | | | ૦ા= |

ભગવદ્‌ગીતા-મૂલમાત્ર-મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦ા= અને રૂ.૦ાા,
પંચરત્નગીતા-મૂલમાત્ર-નાના, મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦ા= ૦ાા ૦ાાા=

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ-૧ લો ... | ૩૩૬... | પાા×૮ | ૧)= |
| બંકિમનિબંધમાળા-ધર્મતત્ત્વ સાથે ... | ૫૯૦... | પાા×૮ | ૧ાાા |
| ભાગ્યના સૂત્રાઓ (સાડુ પૂંઠું) ... ... | ૭૨૦... | ૫×૬ાાા | ૧ાા |
| સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ ... ... | ૫૫૨... | " | ૧ાા= |

| | | | |
|---|---|---|---|
| પ્રભુમયજીવન ... ... ... | ૨૧૬... | ૫×૬॥ | ૦॥। |

આગળ ધસો—થોડાજ સમયમાં બહાર પડશે.

### ઇતિહાસ અને વૈદકસંબંધી ઉપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| રાજસ્થાનનો ઇતિહાસ-બે મોટા ગ્રંથોમાં | ૧૫૩૦ | ૬॥×૧૦ | ૧૦) |
| આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ ... | ૭૦૦... | ૬॥×૧૦ | ૪) |
| આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત... | ૧૪૦... | ૫×૬॥ | ०।- |

### બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| શ્રીભક્તચરિત્ર ... ... | ...૪૦૮... | ૫×૯ | ૧॥ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર ... | ...૬૨૦... | ૫॥×૮ | ૨॥ |
| મહાન નેપોલિયન બોનાપાર્ટ... | ...૮૪૦... | " | ૩) |
| સ્વામી રામતીર્થની જીવનકથા ... | ...૬૪૦... | " | ૨) |
| સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર | ૭૪૦... | ૫×૬॥ | ૨॥ |
| જગતનો મહાન પુરુષ (મ૦ ગાંધીજી) | ૩૫૦... | " | ૧। |
| મહાન સમ્રાટ અકબર ... ... | ૩૫૨... | ૫॥×૮। | ૧। |
| શ્રી શિવાજી છત્રપતિ ... ... | ૫૨૮... | ૫॥।×૯ | ૨। |
| વીર દુર્ગાદાસ ... ... | ૨૪૦... | ૫।×૭। | ०॥ |
| ભારતનાં સ્રીરત્નો-ગ્રંથ ૧ લો | ૨૧૦૦... | ૫॥।×૮। | ૬) |
| ,, ,, ગ્રંથ ૨ જો | છુટક દરેક ભાગના રૂ ૨॥ | | |
| ,, ,, ગ્રંથ ૩ જો | | | |

### સ્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| ટુંકીવાર્તાઓ-ભા.૧ થી ૪ ભેગા | ૬૦૦... | ૫×૯ | ૨) |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૫ મો-૨૮, સાંસારિક વાતો | ૩૦૪... | ૫×૬॥ | ०॥- |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો | ૩૬૦... | " | ૧) |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો | ૩૫૦... | " | ૧॥ |
| દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી | ૧૬૮... | ૪×૭॥ | ०। |

### બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો-૬૯ બનાવોનો સંગ્રહ | ૧૨૮... | ૫×૭॥ | ०।- |
| બાળસદ્‌બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૧૨... | " | ०।०॥ |
| બાળકોની વાતો-રસિક વાર્તાચિતરૂપે ૨૧ પાઠ | ૯૬... | ૫×૬॥ | ०। |
| દુઃખમાં વિદ્યાભ્યાસ-સચોટ સાચાં દૃષ્ટાંતો | ૯૦... | ૫॥×૮ | ०। |
| સુબોધક નીતિકથા ... ... | ...૧૮૪... | ૫।×૭। | ०।= |

## पुस्तको मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીષ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦ સુધીનું રૂ. ०⁄ જાદું લાગે છે. ૨-મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ સમજવું. ૩-પૂરૂં મૂલ્ય પ્રથમથીજ મોકલીને દશેક રૂા.નાં રેલ્વરસ્તે મંગાવવાથી ખર્ચ બહુ ઓછો આવશે. ૪-કમમાં કમ રૂ. ૨૫) નાં પુસ્તકાદિ લેનારને કમીશન પણ મળશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઇ**

ઉત્તમપુસ્તકો જૂજ કિંમતે પૂરાં પાડનારી, ૧૬ વર્ષથી ચાલતી

# વિવિધ ગ્રંથમાળા

## દરવર્ષે પા૫॥×૮અને ૫×૯ના કદનાં ૧૬૦૦ પૃષ્ઠનાં વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો માત્ર રૂ. ૪ માં અને પાકાં પૂંઠાં સાથે ૫,માં મળે છે.પો૰માફ.

**સંવત ૧૯૮૨માં** પઢિયારનાં અપ્રસિદ્ધ પુસ્તકોમાથી તેમજ સત્યાગ્રહ અને અસહકાર, ટુંકી વાર્તાનો નવો ભાગ, ટાગોરકૃત ભારતધર્મ, જેમ્સ એલનનાં પુસ્તકો, ભારતીય નીતિકથાઓ, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, જગતની મુસાફરી. સુબોધ રત્નાકર, કારનેજી ચરિત્ર, વિજયકૃષ્ણ ગોસ્વામી ચરિત્ર, સંતવાણીનાં પુસ્તકો, એમાંથી તેમજ વધુ પસંદગી જારી રહી તેમાંથી પણ નીકળશે.

**ખાસ સૂચના**—આ માળાનું વર્ષ કારતકથી શરૂ થાય છે, કોઇ પણ માસમાં ગ્રાહક થવા છતાં આખા વર્ષનાં પુસ્તક મળે છે અને લવાજમ પણ આખા વર્ષનું લેવાય છે.

## આ માળાના આગલાં વર્ષોના હજી મળતા સેટ

**સં૦ ૧૯૭૬નાં ત્રણ પુસ્તક—પૃષ્ઠ ૧૫૦૦, રૂ.૨॥, પાકાંપૂંઠાં ૩॥** સ્વામી વિવેકાનંદ ભાગ ૬—૭, ભાગ્યના સૃષ્ટાઓ, ટુંકીવાર્તાઓ ભાગ ૬ ઠ્ઠો.

**સં૦ ૧૯૭૮ નાં ત્રણ પુસ્તક—પૃષ્ઠ ૧૫૦૦, રૂ ૩॥, પાકાંપૂંઠાં ૪॥** સ્વામી વિવેકાનંદ ભાગ ૯ મો, સ્વર્ગની જીંદગી, જગતનો મહાન પુરુષ.

**સં૦ ૧૯૭૯ નાં ત્રણ પુસ્તક—પૃષ્ઠ ૧૫૦૦ સાદાં રૂ.૩॥ પાકાં ૪॥** ટુંકીવાર્તાઓ ભાગ ૭ મો,કાઉન્ટ ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદનો રાજયોગ.

**સંવત ૧૯૮૦ નાં ત્રણ પુસ્તક**—(ઈંચ ૫॥×૮ નાં પૃષ્ઠ ૧૬૦૦, મૂલ્ય સાદાં પૂંઠાં ૪,પાકાં પૂંઠાં ૫)--સ્વામી રામતીર્થ ગ્રંથ ૩ જો ભાગ ૧૦—૧૧, મહાન નેપોલિયન બોનાપાર્ટનું વિસ્તૃત ચરિત્ર, બંકિમકૃત ધર્મતત્ત્વ.

**સંવત ૧૯૮૧ નાં ચાર પુસ્તક**—(ઇંચ ૫॥×૮નાં પૃષ્ઠ ૧૬૦૦ મૂલ્ય સાદાં પૂઠાં ૪, પાકાં ૫) સ્વામીરામતીર્થ ગ્રંથ ૪થો ભાગ ૧૨—૧૩ યોગતત્ત્વ, સ્વર્ગનો પ્રકાશ, આદર્શ દૃષ્ટાંતમાળા.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ**

# દરેક ઘરમાં તીજોરી

આપણા ચોરો હુંશિયાર થવા લાગ્યા છે અને તીજોરીઓ ફાડવા માંડી છે, એ સૌ કોઇ જાણે છે. એવા ચોરોની ચાલાકીથી બચવાને **ગોદરજે** નવી જાતની પોતાની પેટંટ કરેલી શોધની ચોરના હથિયાર તેમજ આગ સામે ટકે એવી તીજોરીઓ બનાવવા માડી છે. એ તીજોરી માપમાં ૧૪ ઇંચ ઉંચી, ૧૮ ઇંચ પહોળી અને ૧૫ ઇંચ ઉંડી છે. ચોર તેમજ આગસામે ટકે એવી હોવા છતાં કિંમત ફક્ત રૂ. ૯૦) છે. દરેક ઘરમાં વપરાય એવા હેતુથી મોટી સંખ્યામાં બનાવવામાં આવે છે અને તે કારણે નાની કિંમતે વેચી શકાય છે. એ તીજોરી કબાટની અંદર રાખી શકાય એવી છે. એ તીજોરીઓ તેમજ **હાલમાં બનાવવા માંડેલી પેટંટ કરેલી શોધની મોટી સાડા છ ફુટ ઉંચી બે દરવાજાની શોભાયમાન લોખંડની** કબાટ જોનાર કોઇકજ એવા હોય છે કે જે ખરીદવાનું મન કરે નહિ.

**ગોદરેજનું કારખાનું** { કારખાનું-ગેસ કંપની પાસે-પરેલ-મુંબઇ<br>દુકાન-વિઠ્ઠલ વાડીના નાકે-કાલબાદેવી

---

## ગોદરેજનો કપડાં ધોવાનો સાબુ

બહુ લાંબા અનુભવ પછી ગોદરેજે આ સાબુ બનાવવા માડયો છે. કિંમતમાં સસ્તો હોવા સાથે સારા વિલાયતી સાબુના જેવો છે કે નહિ તેની સમજ વાપરવાથી પડશે. દરેક જાણીતા દુકાનદારોને ત્યા મળશે.

## ગોદરેજનું ઘર રંગવાનું બેલ તેલ

આમાં ઘાસતેલ યા બીજું કશું પણ ભેળવવામાં આવતું નથી. એ તેલ દરેક બાબતમાં ઉંચામાં ઉંચા વિલાયતી તેલની બરાબર ઉતરે છે, છતાં કિંમતમાં વિલાયતીથી ૨૦ ટકા કમી હોય છે. મોટા કંટ્રાકટરો અને ઇજનેરો બહુ ખરીદે છે.

**ગોદરેજ ઑઇલ એન્ડ સોપ કું. સુરતી મહોલ્લા ડંકનરોડ, મુંબઇ**